# સાહિત્યને ઓવારેથી

શંકરલાલ ગં. શાસ્ત્રી



એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

'સાહિત્યને ઓવારેથી'

## કેટલાક અભિપ્રાયો

—"આ ગ્રંથ આપણને ગુજરાતનો એક લાંબો, સળંગ, મનોહર અને વિશિષ્ટતાભર્યો છતાં સાચો સંસ્કાર-પ્રવાહ, સાહિત્યપ્રવાહ બતાવનાર હોઇને ઇતિહાસ અને અભ્યાસની દૃષ્ટિએ બહુ ઉપયોગી અને વિશિષ્ટ ગુણવાળો છે. એમાં સમભાવ છે, પૂજ્યભાવ છે, છતાં ઊર્મિલતા નથી; એમાં ઊંડો અભ્યાસ છે, છતાં શુષ્કતા નથી, એમાં વિવેચન-કલા છે, છતાં અહંની અંધોળ નથી; એમાં સ્પષ્ટતા છે, પરંતુ સત્યવક્તાપણાનો ઘમંડ કે કડવાશ નથી."

—'આ:દવચન' માંથી

**શ્રી. રમણલાલ દેસાઈ**

"પ્રો. શાસ્ત્રીનાં રેખાચિત્રો આકર્ષક અને આબેહુબ છે.'

**ના. કનૈયાલાલ મુનશી**

'Both parts of your book are replete with observations of an original character...You have viewed the lives of literary men......exhaustively from a point of view expected of a sympathetic, understanding and wide-awake...critic. You have drawn pointed attention to a neglected poet Chhotam, and thus rendered a real service to our literature......

On the whole, you have produced an admirable literary work viewed from all points of view."

**દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી**

# સાહિત્યને ઓવારેથી

( ખંડ : ૧-૨ )

(શ્રી. રમણલાલ વ. દેસાઈના આદિવચન સાથે)

કર્તા:

શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી, એમ. એ. એલ્એલ્.બી.

સંસ્કૃત અને ગુજરાતીના પ્રોફેસર,

બહાઉદ્દીન કૉલેજ, જૂનાગઢ;

તથા

વ્રજલાલ શાસ્ત્રી રચિત 'રસગંગા'ના સંપાદક

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની

બુકસેલર્સ-પબ્લીશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

૧૯૩૯

......'पितरौ वन्दे'।

જેમના

વિરલ આત્મત્યાગે ને અનેરા ઉત્સાહે
આ લેખકમાં તેના શૈશવસમયે સંસ્કાર
સ્ફુરાવ્યા ને વિદ્યારુચિ વિકસાવી,

તેવાં

**સ્વર્ગસ્થ મમતાળુ માતાને**

અને

**વિદ્યમાન પૂજ્ય પિતાશ્રીને**

આ કૃતિ સાદર અર્પણ છે.

# અનુક્રમણિકા

## ખંડ–૧લો : અવલોકનો



## ખંડ ૨–જો: અર્ઘ્ય

# આદિવચન

જ્યારે પ્રોફેસરોના વર્ગમાંથી કોઈ સાહિત્યકૃતિ સર્જે છે ત્યારે મને બહુજ હર્ષ થાય છે. પ્રોફેસરો અને શિક્ષકો એ આપણા સંસ્કારરક્ષકો અને સંસ્કારપ્રેરક નેતાઓ. જ્ઞાનનો પ્રચાર, જ્ઞાનની સાચવણી, જ્ઞાનની દોરવણી તેમના હાથમાં છે. કોલેજના ક્ષેત્રમાં જ તે સમાઈ ન રહે તો કોલેજ બહારની વિશાળ જનતાને પણ તેમના સઘન જ્ઞાનમાં ભાગ મળે. અને કોલેજ બહારની જનતાને પણ તેમની પાસેથી કેટલું બધું શીખવાનું છે? 'સાહિત્યને ઓવારેથી' આપણે દૃષ્ટિ ફેંકીએ તો એ પ્રશ્નનો ઉત્તર સહજ મળે એમ છે.

પોણાત્રણસો પાનાની આ અભ્યાસપૂર્ણ કૃતિમાં વર્તમાન ગુજરાતના સંસ્કાર ને સંસ્કારસ્વામીઓનું પ્રો. શંકરલાલ શાસ્ત્રીએ આપણને સુંદર અને સચોટ દર્શન કરાવ્યું છે. એ દર્શન માટે ઊભી કરેલી મૂર્તિઓની પાછળ રહેલી પશ્ચાદ્ ભૂમિ, તેમના પ્રકાશ અને પ્રકાશ–વિસ્તાર, તથા સાથે સાથે તેમના પડછાયા પણ દોરી સર્વને ગમે એવાં અને છતાં મ્હોટે ભાગે સાચાં જીવંત ચિત્રોનું એક સરસ સંગ્રહસ્થાન તેમણે ગુજરાતી જનતા માટે રચ્યું છે.

નરસિંહ મહેતાથી માંડી આજ સુધીના સંસ્કારનેતાઓ એ સંગ્રહસ્થાનમાં આવી જશે એમ આપણને લાગે છે. અને વ્યકિતઓનાં ચિત્રચરિત્ર–દર્શનની સાથે ગુર્જર સંસ્કારની આખી પીઠિકાનું દર્શન થાય એવી યોજના તેમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

નરસિંહ, નર્મદ, યોગ્ય રીતે ઓળખાવેલો ઉપેક્ષિત ભક્ત-કવિ છોટમ, રણછોડભાઈ, ન્હાનાલાલ, કલાપી, મુનશી અને રામનારાયણ પાઠક સરખા આપણા કલાવિધાયકોનાં સમભાવ-ભર્યા ચિત્રો આમાં આવી જાય છે. કેશવલાલ ધ્રુવ, આનંદશંકર, નર્મદાશંકર મહેતા અને વ્રજલાલ શાસ્ત્રી સરખા વિદ્વાનોના સુઘટિત પરિચય આપણને આ સંગ્રહમાં મળે છે. ચંદ્રશંકર પંડ્યા અને મોતીભાઈ અમીન સરખા સંસ્કારસાધુઓની ઓળખાણ પણ આપણને અહીં થાય છે. મોતીભાઈ અમીન જેવા સંતાઈ રહેલા સાધુ, છુપી ધૂણી ધિકાવી તપ તપતા સાધુની શબ્દ-છબી શ્રી. શંકરલાલ ઉતારી શક્યા એ માટે તો હું તેમને મુબારકબાદી આપું છું.

આપણે ત્યાં શબ્દ-ચિત્રો, છાયા-ચિત્રો, જીવન-ચિત્રો, રેખા-ચિત્રો લખાયાં છે: જો કે એ ઘણાં નથી. નરસિંહરાવ, ન્હાના-લાલ, લીલાવતી મુનશી એ ત્રણ નામ મુખ્યત્વે યાદ આવે છે. તેમાં આ ચોથા સંગ્રહનો ઉમેરો થઈ ચૂક્યો છે. નરસિંહરાવનું વ્યક્તિત્વ તેમને તેમના અહં ભણી દોરી જઈ ‘સ્મરણમુકુર’નો હલાવી નાખે છે. કવિ ન્હાનાલાલની ઊર્મિ આવાં ચિત્રોને વિશિષ્ટતા અર્પવા છતાં અસામાન્ય બનાવી દે છે. લીલાવતીનાં રેખા–ચિત્રો ઉતાવળે પાડી લીધેલા ‘સ્નેપ–શોટ્સ’ છે. સમભાવથી, સદ્‌ભાવથી, ઝીણવટથી, આસપાસની સ્વાભાવિક ભૂમિકાને અનુલક્ષી ચીતરાયલાં જે વ્યક્તિચિત્રો પ્રો. શંકરલાલે આપ્યાં છે તે ત્રણેથી જૂદીજ ભાત પાડે છે.

કોઇ રખે એમ સમજે કે પ્રો. શંકરલાલે માત્ર ગુણગાન જ કર્યાં છે. જનતાની દૃષ્ટિએ, અભ્યાસની દૃષ્ટિએ જે ખામી ખૂબી જણાઈ તે સર્વની વિગત આ ચિત્રોમાં ઉપસી આવે

છે. પ્રો. શંકરલાલ વિવેક ખોયા વગર સ્પષ્ટવક્તા બની શકે છે. આનંદશંકર, ન્હાનાલાલ, મુનશી જેવી વ્યક્તિઓ સંબંધમાં પણ જનસમાજની પ્રચલિત ભાવના અને ભાવનો નીડરપણે ઉલ્લેખ કરી શકતા પ્રો. શંકરલાલમાં વ્યકિતઓને પરખી કાઢવાની, સામાજીક પીઠિકાને સમજવાની, અને બન્નેનો સમન્વય કરી તેમની ખરી કિંમત આંકવાની શક્તિ ઊંચા પ્રમાણમાં રહેલી છે, એમે આ 'સાહિત્યને ઓવારેથી' આપણે સહજ જોઈ શકીશું.

પ્રો. શંકરેલાલે ઊંડા અભ્યાસનું પણ આપણને દર્શન કરાવ્યું છે. તેમના આવા વિસ્તૃત અને તલસ્પર્શી અભ્યાસ વગર આ રેખાચિત્રામાં સચોટતા ન આવી શકી હોત.

'સાહિત્યને ઓવારેથી' નામે આ ગ્રંથ આપણને ગુજરાતનો એક લાંબો, સળંગ, મનોહર, અને વિશિષ્ટતા–ભર્યો છતાં સાચો સંસ્કાર–પ્રવાહ, સાહિત્ય–પ્રવાહ બતાવનાર હોઇને ઇતિહાસ અને અભ્યાસની દૃષ્ટિએ બહુ ઉપયોગી અને વિશિષ્ટ ગુણવાળોછે. એમાં સમભાવ છે, પૂજ્યભાવ છે, છતાં ઊર્મિલતા નથી; એમાં ઊંડો અભ્યાસ છે, છતાં શુષ્કતા નથી; એમાં વિવેચનકલા છે, છતાં અહંની અંધોળ નથી; એમાં સ્પષ્ટતા છે, પરંતુ સત્યવક્તા-પણાનો ઘમંડ કે કડવાશ નથી.

ગુર્જર સાહિત્યમાં આ 'અવલોકનો' અને 'અર્ધ્યનો' સંગ્રહ વિશિષ્ટ અભ્યાસગ્રંથ હોવા ઉપરાંત જીવનચિત્રો કે ચરિત્રો-અને વિવેચન કેવાં હોવાં જોઈએ તેનો એક ઉચ્ચ નમૂનો છે.

આવા અનેક ગ્રંથો પ્રો. શંકરલાલ શાસ્ત્રી લખે, સાહિત્ય અને સંસ્કારની સેવા કરે, અને પ્રોફેસરના ધર્મનું પાલન કરે એ જ અભિલાષા!

કારણ કે પ્રોફેસરો પાસેથી આપણે ઘણું ઘણું માગીએ છીએ. આપણા સાહિત્ય અને સંસ્કારભંડારને સમૃદ્ધ કરનાર પ્રોફેસર આપણી પાસે છેક ઓછા તો નથી જ. બન્ને ધ્રુવો અને ન્હાનાલાલ તો આપણા પરમપૂજ્ય પ્રોફેસરો છે જ. પરંતુ આપણી નજર પ્રો. અતિસુખશંકર, પ્રો. મોહનલાલ દવે, પ્રો. કાન્તિલાલ, પ્રો. રમણલાલ યાજ્ઞિક, પ્રો. પાઠકજી, પ્રો. જ્યોતિ મહેતા, પ્રો. ચતુરભાઈ પટેલ, પ્રો. રમણિક ત્રિવેદી, પ્રો. વ્યાસ. પ્રો. વિષ્ણુપ્રસાદ ને પ્રો. વિજયરાય જેવા ઉતાવળી દષ્ટિને પણ દેખાઈ આવતા સંસ્કારનેતાઓ ઉપર પડે એમાં કાંઇ આશ્ચર્ય છે? એમની પાસેથી આપણને કેટલું બધું મળે એમ છે? અને એ કેટલા બધા છે?

પ્રો. શંકરલાલ શાસ્ત્રીને ધર્મપાલન અર્થે તો અભિનંદન આપું છું જ; પરંતુ એક સામાન્ય વાચકની દૃષ્ટિએ સાહિત્ય–ઇતિહાસની સુંદર નેતૃત્વ ચિત્રાવલી આપવા માટે પણ હું તેમને અભિનંદન આપું છું. આવાં વ્યક્તિ અને સાહિત્યકૃતિઓનાં અવલોકનો આપણે ત્યાં ઘણાં ઓછાં છે.

તા. ૧૨ ફેબ્રુઆરી, ૧૯૩૮
વડોદરા

રમણલાલ વસંતલાલ દેસાઈ

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના

આપણા મર્યાદિત વિવેચન ને રેખાચિત્રોના સાહિત્યમાં ઉમેરો કરતી મારી આ પ્રથમ કૃતિનો સામયિકોએ તેમનાં સહૃ-ભાવભર્યાં અવલોકનોથી અને વિદ્વાનોએ તેમના કીમતી અભિ-પ્રાયોથી જે સત્કાર કર્યો છે, તે માટે હું તેમનો અત્યંત ઋણી છું. તેમાંયે વળી યુનિવર્સિટીએ આર્ટ્સ કોલેજના પ્રથમ વર્ષમાં ગુજરાતીના એક પાઠ્યપુસ્તક તરીકે આ કૃતિની પસંદગી કરી તેની ગુણવત્તા અને પ્રસિદ્ધિને જે વેગ આપ્યો છે તેથી મને ખૂબ સંતોષ થયો છે, ને ભારે પ્રોત્સાહન મળ્યું છે. વિશેષ સંતોષની વાત તો એ છે કે યુવાન માનસનો જ પડઘો પાડવાનો પ્રયત્ન કરતી આ કૃતિ કોલેજમાં ભણતા અનેક યુવકોના હાથમાં જઈ પડશે, અને તેથી તેની પ્રસિદ્ધિનો પ્રધાન હેતુ ઘણે અંશે સિદ્ધ થશે.

આ નવી આવૃત્તિમાં મેં ક્વચિત્ પાઠફેર કર્યા છે, પહેલાંની ક્ષતિઓ દૂર કરી છે, ને નોંધ ઉમેરી છે. છતાં આ આવૃત્તિ ખૂબ ઉતાવળથી પ્રસિદ્ધ કરવી પડતી હોવાથી જોડણી કે ભાષાની જે કોઇ અશુદ્ધિઓ રહી ગઈ હોય તે વાચક નિભાવી લેશે તેમ વિનંતિ છે. માત્ર મહત્ત્વની અશુદ્ધિઓ પુસ્તકને અંતે આપવામાં આવી છે. વળી, આ આવૃત્તિમાં પુસ્તકના કાગળ, મુદ્રણ, જેકેટનું

ચિત્ર વગેરેમાં યથાવકાશ સુધારો કરવામાં આવ્યો છે. કેટલાક શુભેચ્છક મિત્રોએ પણ આ આવૃત્તિ માટે જે કીમતી સૂચનાઓ કરી મને સહાય આપી છે, તે માટે હું તેમનો આભારી છું.

પ્રથમ આવૃત્તિ પ્રગટ થયા પછી દી. બ. કેશવલાલભાઈ, દી. બ. નર્મદાશંકર ને મોતીભાઈ અમીનના દુઃખદ અવસાનની પણ અહીં સખેદ નોંધ લેવામાં આવે છે.

અંતમાં, પુસ્તક આટલું નિયમિત પ્રગટ કરવા માટે આ આવૃત્તિના પ્રકાશક એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીના ઉત્સાહી વ્યવસ્થાપક શ્રીયુત પી. જે. પંડ્યાને, અને અમદાવાદના ડાયમંડ પ્રેસના ખંતીલા માલીક શ્રી. પોપટલાલ પરીખને ખરેખર ધન્યવાદ ઘટે છે.

અમદાવાદ,
જ્યેષ્ઠ કૃષ્ણપક્ષ ૮, સં. ૧૯૯૫ } શંકરલાલ ગં. શાસ્ત્રી.

---

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના

વર્ષોથી આ લેખકને કેટલાયે વિદ્યમાન ને વિદેહી સાક્ષરો તથા સર્જકો સાહિત્યસરોવરના જળમાં તરતા ને વિહાર કરતા દેખાય છે. અશ્રદ્ધા ને આશંકાને લીધે જળમાં ઉતર્યા વિના લેખક પગથીયા ઉપર જ ઉભા રહીને તેમને અવલોકવાના અને અર્ધ્ય આપવાના પ્રસંગ સાધે છે, ને તે રીતે અદ્‌ભુત આનંદ મેળવે છે. એવાં આ અવલોકનો ને અર્ધ્યો આજે પુસ્તક રૂપે સંગૃહીત થઈને જાહેર જનતા આગળ રજુ કરવામાં આવે છે.

પ્રસ્તુત પુસ્તકનું સ્વરૂપ હજુ ખુલાસાના બે વિશેષ બોલની અપેક્ષા રાખે છે. આમાંના કેટલાક લેખ આજથી સાતેક વર્ષ ઉપર ‘પ્રસ્થાન’માં તેના વિદ્વાન ને સહૃભાવશીલ તંત્રી શ્રી. રામનારાયણ પાઠકની મમતાને લીધે પ્રસિદ્ધિ પામ્યા હતા. ત્યારથી આ લેખકની આવી પ્રવૃત્તિ અવારનવાર ચાલુજ રહેલી છે. પ્રસિદ્ધ થયેલા કેટલાક લેખો વિષેનાં સ્નેહીઓ અને શુભેચ્છકોનાં પ્રશંસાત્મક વચનોએ આ લેખકને ખૂબ પ્રોત્સાહન આપ્યું છે, અને તેથી જ તે આજે ઉત્તેજિત થઈને આ લેખસંગ્રહ પ્રગટ કરે છે.

અગાઉ પ્રસિદ્ધ થયેલા કેટલાક લેખોમાં મેં ઘણો સુધારો વધારો કરીને તેમને અદ્યતન બનાવ્યા છે; અને અન્ય નવીન લેખો પણ તૈયાર કરી અત્ર ઉમેરવામાં આવ્યા છે. પ્રથમ ખંડના લેખોમાં અવલોકનો વડે લેખકે નવયુગના યુવક-માનસનો જ નિતાન્ત નિખાલસતાથી પડઘો પાડવા પ્રયત્ન

કર્યો છે; અને તેમ કરતાં સુરુચિ, વિવેક ને ગુણગ્રાહિતા વિસરાય નહિ તેટલી કાળજી રાખી છે. બીજા ખંડના લેખો અર્ધ્ય રૂપે જ હોઈને ગુણૈકદ્રષ્ટિએ જ તૈયાર થયા છે, અને તેથી તેમાં વિષયીભૂત ચરિત્રનાયકનું દોષનિરૂપણ મેં અછતું કે વિરલ જ બનાવી દીધું છે. આમ આદરભર્યું ગુણદર્શન જ અર્ધ્યમાં પ્રાધાન્ય ભોગવે છે.

બધાજ લેખો જાત–માહીતી, સળંગ અવલોકન, પ્રત્યક્ષ અભ્યાસ કે દીર્ઘ ચિંતન પછી જ તૈયાર કરવામાં આવ્યા છે. આટલો ખુલાસો અસ્મિતાનો દોષ વ્હોરીને પણ કરવો અત્ર મને આવશ્યક લાગે છે. શક્ય હોય ત્યાં પ્રત્યક્ષ મુલાકાતો લેઈ નિરૂપ્યમાણ વ્યક્તિઓને સાચી સહાનુભૂતિથી સમજવાનો ને ન્યાય આપવાનો મેં પ્રયત્ન કર્યો છે; અને તેમ કરવા જતાં પોતાનું વક્તવ્ય ઢંકાઈ ન જાય કે સત્ય હકીકત વિકૃત ન થાય તેટલી કાળજી રાખવામાં આવી છે. આવા કાર્યમાં પ્રત્યક્ષ મુલાકાતો વડે મને સંગીન પ્રોત્સાહન આપનાર દી. બ. કેશવલાલભાઈ આદિ અનેક સરસ્વતીભકતોનો હું અત્યંત ઋણી છું. શ્રી. મોતીભાઈ અમીન સાહેબે તો તેમના વિષેના મારા તૈયાર લેખોને જાતે સુધારી આપીને તેમાંની ત્રુટિઓ ને અશુદ્ધિઓ દૂર કરી આપી છે, તે માટે હું તેમનો પણ આભારી છું.

કેટલાક લેખોમાં વિચારો કે હકીકતોની પુનરુકિત થવા દીધી છે; કારણ કે લેખની તાદ્દશતા, સરસતા તથા સંપૂર્ણતા અક્ષત રાખવા માટે તેમ કરવું મને આવશ્યક અને ઇષ્ટ લાગ્યું છે. સુજ્ઞ વાચકવર્ગ આ દ્રષ્ટિએ આવો પુનરુકિતદોષ નિભાવી લે તેમ વિનંતિ છે.

આ પુસ્તક વિવિધતા, નિખાલસતા, ગુણગ્રાહિતા, ગહનતા

અને શૈલી પરત્વે કેવું બન્યું છે તેનો નિર્ણય તો સહૃદય વાચકોએ જ કરવો રહ્યો. વિદ્વાન વિવેચકોની કસોટીએ ચઢીને આ કૃતિ જો તેમને સંતોષ ઉપજાવશે, તો લેખક પોતાનો શ્રમ સફળ થયેલો માનશે એટલુંજ નહિ, પણ ભવિષ્યમાં 'સાહિત્યને ઓવારે'થી આવી કે અન્ય કોઈ વિશિષ્ટ પ્રવૃત્તિ કરવા ય પ્રયત્નશીલ બનશે.

શ્રી. ભાવનગર દરબારની ગ્રંથોત્તેજક સમિતિએ આ સાહિત્યસેવામાં અત્યંત ઉત્સાહ પ્રેરીને મને જે ઉદાર મદદ કરી છે, તે માટે હું નામદાર ભાવનગર દરબારનો અત્ર અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

વળી, પ્રથમથી જ 'સોલ એજન્ટ' થવાની તૈયારી દાખવી પ્રસ્તુત પુસ્તકના કાર્યને અતિસરલ બનાવનાર વડોદરાના 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.'નો આભાર માનવાનું હું વિસરી શકું જ નહિ. મંડળના આવા સક્રિય અને ત્વરિત સહકાર માટે હું તેની કાર્યવાહક સમિતિનો, અને વિશેષમાં તેના અધ્યક્ષનો અત્ર ઉપકાર માનું છું.

આ પુસ્તકનું આદિવચન લખી આપવાની તસ્દી લેઈ મને સવિશેષ પ્રોત્સાહન આપનાર ગુજરાતના જાણીતા નવલ-કથાકાર શ્રી. રમણલાલ વ. દેસાઈનો પણ હું અત્ર ઉપકાર માનું છું. વળી ફુરસદની વિરલ પળોમાં આ પુસ્તકને વાંચી જઈ સહાનુભૂતિભર્યો અભિપ્રાય—કે જે પુસ્તકના જેકેટ ઉપર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે—લખી મોકલવા માટે આપણા વયોવૃદ્ધ વિદ્વાન દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સાહેબ, તથા કાર્યો-ત્સાહે નિત્ય નવજુવાન લાગતા આપણા સમર્થ સાહિત્યસ્રષ્ટા અને સમાલોચક શ્રી. કનૈયાલાલ મુનશી તરફ હું સહૃદય કૃતજ્ઞતા દાખવું છું.

પુસ્તકના ' જેકેટ ' ઉપરનું મનોરમ ચિત્ર અહીંની એ. વી. સ્કૂલના ઉત્સાહી ચિત્રશિક્ષક અને મારા સ્નેહી શ્રી. ઝવેરલાલ ગિરધરલાલ શેઠના જ પ્રયત્નોનું પરિણામ છે.......

વિશેષમાં **શ્રી મહાવીર જૈન પ્રિન્ટિંગ પ્રેસના** માલિક અને તેના કાર્યકરોને તેમણે પુસ્તકપ્રકાશનમાં દર્શાવેલી ઝડપ અને ઉત્સાહ માટે ધન્યવાદ ઘટે છે.*......

અંતમાં, ગુજરાતની સાહિત્યપ્રિય જનતા આવા પુસ્તકને જો સહર્ષ સત્કારી લેશે, તો આ લેખક કૃતકૃત્યતા અને ઉત્સાહ બંને અનુભવશે. તો આશા છે કે વિવેકશીલ વાચકો અને વિદ્વાન વિવેચકો ક્ષીરનીર ન્યાયે આ કૃતિની ત્રુટિઓને નિભાવી લેઇને તેના સદ્અંશો તરફજ ધ્યાન આપશે.

ચૈત્ર, શુદી ૧, સં. ૧૯૯૪ }
જૂનાગઢ
**શંકરલાલ ગં. શાસ્ત્રી**

---

* પ્રસ્તુત ચિત્ર દ્વિતીય આવૃત્તિમાં બદલી નાખવામાં આવ્યું છે.
—કર્તા.

# સાહિત્યને ઓવારેથી

## ખંડ : ૧ લો

## અવલોકનો

## દી. બ. કેશવલાલ ધ્રુવ

અર્ધી સદીના તપ પછી વૃદ્ધ છતાંયે યુવા, અમિત્ર ને અજાતશત્રુ સરખા પેલા આપણા કેશવલાલભાઈ. સાહિત્યદેવને ધ્રુવની અટલ સ્થિરતાથી સેવતાં સેવતાં તેમણે કૈં કૈં જોયું અને અનુભવ્યું: ડૉ. ભંડારકર ગુરુનો વિદ્વત્તાયુગ જોયો; કવિ નર્મદાશંકરના સાહિત્યયુગનાં તેજ ઝીલ્યાં; નર્મદ–દલપતના કજીયા દીઠા; ગોવર્ધનરામનાં સાહિત્યનીર પીધાં; 'જ્ઞાનસુધા' અને 'સુદર્શન'ની સાઠમારી દીઠી; નરસિંહરાવ તથા બળવંતરાય ઠાકોરના કાવ્યખંડોના સરવાળા–બાદબાકી જોયાં, અને કવિ ન્હાનાલાલનાં પિંગળ–બંડ નીરખ્યાં. ગોવર્ધનયુગ આવ્યો અને ગયો. નરસિંહરાવ–યુગની ઉષા પ્રગટી અને વિલીન થઈ. તેમણે 'કાન્ત'ની કાન્તિ જોઈ, ન્હાનાલાલનું યુગાધિપત્ય જોયું, મુનશીનો મધ્યાહ્ન દીઠો, અને ત્યાર પછી તો કેટકેટલા સાહિત્ય–સિતારા તેમણે ઉગતા અને આથમતા નિહાળ્યા. અને ન્હોયે તેઓ 'નિર્જન અરણ્યના શિવાલય સમા' એકાન્તની ગંભીરતામાં મૂકભાવે સાહિત્યદેવની ઉપાસના કરતા આજે પણ તેવાજ ધ્યાન–નિષ્ઠ રહ્યા છે. અધ્યાપક ધ્રુવ સાહિત્યના ઊંચા વ્યાસપીઠ ઉપરથી સારીયે સાહિત્યઆલમને આકર્ષે છે. તેમની વિદ્વત્તાનાં

નીર ઊંડાં અને ઘેરાં છે, પણ તે સામાન્ય જનો માટે અપ્રાપ્ય; ને તેથી જ તેઓ કદી જનતાને આકર્ષી શક્યા નહિ, કે પોતાનો યુગ સરજાવી શક્યા નહિ. પદ્મનાભે અને ભાલણે તેમનાં દ્વાર ઠોક્યાં, અને ધ્રુવે તેમને આગમન દીધાં. કાલિદાસ, વિશાખદત્ત અને જયદેવનું તેમણે શરણ શોધ્યું, અને તેમની પ્રાચીન કીર્તિને વધુ ઉજાળી. તેઓ ધૂળમાંથી સોનું શોધે છે. તેમને પત્થરમાંથી પારસમણિ જડે છે. ગાંધીને ઘેર જવા નિર્માણ થયેલાં કાગળિયામાંથી, શુક્રવારી માટે ફેરીઆના હાથમાં જઈ પડેલી ચોપડીઓમાંથી, ને ઉધઈથી ખવાતા, અંધારી ઓરડીઓમાં જાળાંથી ઢંકાયેલા ચોપડાઓમાંથી તેઓ મહામૂલ્યવાન ને પ્રાણવાન સાહિત્ય સરજાવે છે, અને સાહિત્યદેવના ઝળહળતા દીવાઓમાં કેટલાયનો ઉમેરો કરે છે.

કેશવલાલભાઈએ સાહિત્ય પાછળ જ ભેખ લીધો; અને સાહિત્યના આ પરમભક્તે કાવ્યને ઉજાળ્યું, ભાષાશાસ્ત્રનાં ગર્ભદ્વાર દીઠાં, અને છંદઃશાસ્ત્રને આવરી લીધું. સંસ્કૃત, અંગ્રેજી ને ગુજરાતીઃ એ ત્રણેયના કાવ્યપ્રવાહોનો તેમણે પોતાનામાં ત્રિવેણી સંગમ કરાવી જનતાને કૈં અવનવું આપ્યું. તેમણે વેદને જોયા, પણ તે ગુજરાતી છંદોનો વિકાસ જાણવા; તેમણે પ્રાકૃત, મરાઠી અને હિંદીને પિછાની, પણ તે ગુજરાતી સાહિત્યનાં તુલનાત્મક મૂલ્ય આંકવા; તેમણે કૌમુદી અને અષ્ટાધ્યાયી નીરખી પણ તે ગુજરાતી વ્યાકરણને વધુ વિશુદ્ધ કરવા; તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું પ્રમુખપદ સ્વીકાર્યું, તે ગુજરાતી સાહિત્યની પ્રવૃત્તિને વિકસાવવા; અને તેઓ અમદાવાદની 'સાહિત્ય સભા'ના પ્રમુખ બન્યા, તે અમદાવાદને વધુ સાહિત્યરસિક બનાવવા.

અને સાહિત્યસેવા માટે તેમણે કેટલી બધી એકાગ્રતા દાખવી? અંગ્રેજી કવિ મૅથ્યુ ઍરનોલ્ડે ગાયું છે તેમ એક જ ધ્યેય સેવતા એ શારદાના પટ્ટશિષ્યે રાજકારણને બાજુએ મૂક્યું, સમાજસેવા તરફ આંખ મીંચી, ધર્મસેવા તરફ પીઠ કરી, અને માત્ર ॐ नमः साहित्यदेवाय—એવો જ રાતદિવસ જાપ જપ્યો. રાષ્ટ્રીય ચળવળથી તેમનું હૈયું સ્પષ્ટ રીતે ડોલતું નથી,—જો કે તેમાં તેમની હૃદયથી સહાનુભૂતિ ઘણી છે;—અને સમાજના બંડથી તેમનું ધ્યાન વિભક્ત થતું નથી,—જો કે તેમના સામાજિક વિચારો ઘણા વિશાળ ને ઉન્નત છે;—રેલ હો કે દુકાળ હો, હિમ હો કે તીડ હો, સુરાજ્યવ્યવસ્થા હો કે અંધાધુંધી હો; ગમે તે હો. ત્હોયે તેમને મન તો સાહિત્યદેવની ઉપાસના એ જ મોક્ષનું પરમ સાધન.

કેશવલાલભાઇમાં સમભાવ છે, પણ તેમની અગાધ વિદ્વત્તાને લીધે મતભેદની સહિષ્ણુતા તેના પ્રમાણમાં થોડી લાગે. તેમનામાં ઉત્સાહ છે, પણ કલહની કાયરતા છે; વિવેચના અને ટીકાની શક્તિઓ છે, પણ છતાંયે તેમને ટીકાકારની જાહેર જોખમદારીઓ નથી વહોરવી. એકલા ને અટુલા રહીને સાહિત્યનાં તિલક કરતાં તેમનાં સિત્તેર સિત્તેર વર્ષો વહ્યાં, અને સર્વ અંગો શિથિલ થયાં, તોપણ તેમનું એક જ ધ્યેય. તેમને મન તો સાહિત્ય એ જ પરમ દૈવત છે, ને શબ્દબ્રહ્મ એ જ સાચું બ્રહ્મ છે. તેમને સત્ય પ્રિય છે, પણ સમાજ વધુ પ્રિય છે. મર્હુમ સર રમણભાઈ અને દી. બ. નર્મદાશંકર મહેતાના સંસ્કૃતિયુગનો પડઘો પાડતા હોય તેમ તેઓ લોકમતની વિરુદ્ધ જઈ પોતાનો સત્ય મત રજૂ કરતાં બહુ બહુ વિચાર કરે; અને વ્યક્તિગત વિરોધ પણ

તેમને બહુજ થોડા ગમે. તેમને સાહિત્યમાં કંઈક નવીન ને અદ્‌ભુત સમૃદ્ધિ જોઈએ છે, પણ તે તેમના મનગમતા માર્ગે જ.

તેમનામાં પ્રણાલિકાભંગ છે અને નથી. તેમના જીવનક્રમને ક્રાન્તિકારી તત્ત્વો બહુ ઓછાં રુચે; હૃદયથી તે નિભાવી લે, પણ આચારથી તે વિકસાવવા તો ભાગ્યે જ તૈયાર હોય. પણ ત્હોયે કહેવું પડે કે તેમણે સાહિત્યક્ષેત્રના સંશોધનકાર્યમાં પ્રાચીન વિદ્વાનોની પ્રણાલિકાનો ભંગ કરી પાશ્ચાત્ય પંડિતોની તલસ્પર્શી અને નવીન પ્રથા સ્વીકારી છે.

કોઇનીએ અપ્રસન્નતા તેમને ગમતી નથી. તેમનામાં મુત્સદ્દીગીરી છે, પણ તે શાંત અને સૂઇ રહે તેવી. મ્યાનમાં રહેલી તલવારની માફક તેમની શક્તિઓ કોઇનોયે વિરોધ નથી કરતી. તેમને શત્રુ નથી, મિત્ર નથી; પક્ષ નથી, મંડળ નથી; શિષ્ય નથી કે અનુયાયી નથી; ને તેથી જ તેમને સાહિત્યજગતમાં બહુ થોડા જ વિરોધીઓ છે. સત્ય પ્રિય ખરૂં, પણ મીઠાશ વધુ પ્રિય છે; ને તેથી જ તેઓ પોતાનાં મંતવ્યો જાહેરમાં પ્રગટ કરતાં ક્વચિત્ પાછી પાની કરે. ગમે તેમ પણ તેમના આ લાક્ષણિક સ્વભાવને લીધે તેઓ અનેક સાથે લડેલા આખડેલા આપણા કવિ ન્હાનાલાલના પણ પૂજ્ય અને પ્રીતિપાત્ર છે.

**કેશવલાલભાઈ એટલે વિશાળ દૃષ્ટિબિંદુવાળી સૂક્ષ્મ અને તલસ્પર્શી વિદ્વત્તા.** તેમની વિદ્વત્તા કેવળ પ્રાંતિક અભિમાનથી જકડાયલી ન રહેતાં ભારતવર્ષના પ્રાંતેપ્રાંતની તથા યુરોપના દેશોની વિદ્વત્તા સાથે પરિચય સાધે છે, અને તેના ગુણાવગુણ શોધે છે. બીજું એ, કે તે વિદ્વત્તા સૂક્ષ્મ હોઈને બહુ ચોકસાઇવાળી પણ છે. કેશવલાલભાઈ જ્યારે ગુ. વ..

સોસાયટી તરફથી કોષનું કામ કરતા, ત્યારે ફારસી, અરબી અને ઉર્દૂ શબ્દોના ચોક્કસ જ્ઞાન માટે વૃદ્ધાવસ્થામાં પણ બાળકના જેટલી ઉત્સુકતાથી અને તરુણના જેટલા ઉત્સાહથી તેઓ મોલ્વીને મિત્ર બનાવી તેમની પાસે કૈં કૈં શીખી લેતા. વિશેષમાં તેમની વિદ્વત્તા તલસ્પર્શી હોઇને કવિના જીવન તથા કવનનું હાર્દ સમજવા માટે પ્રસ્તુત કવિના પુરોગામી કે અનુયાયી કવિઓનો પણ અભ્યાસ કરવાનું તેઓ ચૂકતા નથી; એટલું જ નહિ, પણ આ સિદ્ધાંતને પોતાનાં ભાષાંતરોની પ્રસ્તાવનાના સંશોધનકાર્યમાં તેમણે એક અટલ ને અચળ નિયમ બનાવ્યો છે; અને તેથી જ તેમની આ પ્રસ્તાવનાઓ તેમની વિદ્વત્તાનાં તેજે રંગાઈ અનેક વાચકોને આંજી દે છે.

તેમની એ વિદ્વત્તામાં ઇતિહાસની દૃષ્ટિ છે, ને વ્યવહારની ઝાંખી પણ છે. અનેક કવિઓનો સમય નક્કી કરવામાં તેમણે ભારતના તત્કાલીન ઇતિહાસને જરાયે ઉવેખ્યો નથી. તેમની વ્યવહારદૃષ્ટિનું પણ એક ઉદાહરણ આપી તેને મૂર્ત બનાવું ? અધ્યાપક ધ્રુવને તેમના એક ગુજરાતી ભાષાંતરમાં અધમ પાત્રોની ભાષા તરીકે અંત્યજોની વાણી વાપરવી હતી. તે માટે પોતે લખેલી ભાષા ગમે તેટલી સારી હોય પણ સ્વાભાવિક ન બને એ શંકાથી તેમણે એક અંત્યજ શિક્ષકને બોલાવી તેની પાસે પોતાને જોઈતી ભાષાની સ્વાભાવિકતા ( naturalness ) લાવવા પ્રયત્ન કર્યો.

કેશવલાલભાઇની વિદ્વત્તા બહુધા વિચરે, પણ વધારે ભાગે તો અર્વાચીન કરતાં પ્રાચીન સાહિત્ય તરફ વધુ નજર રાખે તેવી ખરી. તેમની વિદ્વત્તામાં પુરાતત્ત્વના રજકણો છે. તેથી કોઈક

વખત તો એમજ લાગે કે સંશોધન એ તેમની વિદ્વત્તાનો અર્ક હશે; તો ક્વચિત્ એમ લાગે કે રસિકતા–રસાનુસારી ભાષાંતરોને લીધે–તે જ તેમના જીવનનું રહસ્ય હશે. તેમને તો શબ્દબ્રહ્મ એજ સાચું બ્રહ્મ હોઈ તીર્થયાત્રાની પણ બહુ ઇચ્છા થતી નથી. કદાચ જો તેઓ તીર્થયાત્રાએ જાય તોપણ મૂર્તિપૂજા કરતાં પણ તેમની નજર તો તાડપત્રો, શિલાલેખો, પ્રાચીન ઇતિહાસ કે લોકજીવન તરફ જ હોય.

અધ્યયનની આવી એકાગ્રતાએ કેશવલાલભાઈને ઉપર જણાવ્યું તેમ અનેક લાલચોમાંથી બચાવી લીધા. તેઓ અધ્યાપનકાર્ય માટે કચ્છના મહારાવના મમતાભર્યાં આમંત્રણને વશ થઈ કચ્છ–ભુજ ગયા, પણ આ અધ્યાપક તે નિરંતર અધ્યાપક જ રહ્યા; અને કદી યે તેમણે શિક્ષકવૃત્તિને સાધન બનાવી રાજતંત્રના હોદ્દેદાર બનવા અન્યની માફક ઇચ્છા સરખી પણ ના કરી. આ જ ધ્યેયથી પ્રેરાઈ તેમણે સુપાત્ર શ્રોતાવર્ગ મેળવવા લોકમતની પણ વિરુદ્ધ જઇને ઉગ્ર અસહકારના સમયમાં, સને ૧૯૨૧–૨૨ માં, ગુજરાત કોલેજમાં ગુજરાતીના પ્રોફેસરની પદવી સ્વીકારી. ઘણાને આમાં દેશદ્રોહની ગંધ આવી; પણ સરસ્વતી વિના બીજા બધાને ઉવેખનાર કેશવલાલભાઈ પોતાની દૃષ્ટિએ અધ્યાપન માટે મળેલી આ અણમોલ તક કાંઈ ગુમાવે ખરા? તેવીજ નિમણુંક એલ્ફિન્સ્ટન કોલેજમાં સ્વ. નરસિંહરાવભાઈની પણ થયેલી. અંતે જ્યારે 'નવજીવન'ના પાને આ બંને સાક્ષરોની શુભ નિષ્ઠાની મહાત્માજીએ ખાતરી આપી ત્યારે જ તેમની વિરુદ્ધનો લોકમત કંઇક શાંત પડયો.

અધ્યાપક ધ્રુવમાં જેવી અભ્યાસની એકાગ્રતા છે, તેવી જ

કલહની કાયરતા છે. પહેલાં કહ્યું છે તેમ કોઈનીયે ખફગી કે અપ્રસન્નતા વહોરવી તેમને ગમતી નથી ને તેથી જ આજે પણ પ્રાચીન વિષયો ઉપર 'પ્રેમાભાઈ હૉલ' માં જાહેર ભાષણો આપનાર કેશવલાલભાઈએ વૃદ્ધાવસ્થાના નિમિત્તે સને ૧૯૨૩ માં ગુજરાત કૉલેજની ડીબેટીંગ સોસાયટી તરફથી ગોઠવાયેલા 'કવિ ન્હાનાલાલનાં કાવ્યો' ઉપરના ભાષણનું પ્રમુખપદ વિદ્યાર્થીઓની નમ્ર વિનંતિઓ છતાં નહોતું સ્વીકાર્યું, અને તેમને નિરાશ કર્યા હતા. સુયોગ્ય પ્રમુખ મળવાને અભાવે ભાષણ અગાઉથી જાહેર કરાયલું હોવા છતાં પડતું મૂકવું પડે તેવી સ્થિતિ આવી. અંતે ઉત્સાહી વિદ્યાર્થીઓએ અન્ય કોઈના અભાવે એક ફેલોને તે પ્રમુખપદ આપી પોતાનું કામ આટોપ્યું.

વિદ્યાર્થીઓ સાથેનો કેશવલાલભાઇનો વ્યક્તિગત સંબંધ બહુ મમતાભર્યો હોય છે; પણ છતાંયે તેમની સાથેનો આ અધ્યાપકનો સામુદાયિક સહકાર થોડો હોવાથી વિદ્યાર્થીગણને તેમની વિદ્વત્તાનાં તેજ બહુધા દુઃસહ લાગે છે. ડોઠ કે બેદરકાર વિદ્યાર્થી તો કેશવલાલભાઈને પોતાની મુશ્કેલીઓ પૂછવાની પણ હિંમત ના કરે; કારણ કે તેને પોતાની બુદ્ધિનું પ્રદર્શન થવાની બીક લાગતી હોય! ગમે તે કારણો હોય પણ આમવર્ગમાં અધ્યાપક રામનારાયણભાઈને સત્કારનાર વિદ્યાર્થીઆલમ ને યુવકવર્ગ કેશવલાલભાઈને સાહિત્યની ઉમરાવશાહીના ઊંચા આસન ઉપર જ બેઠેલા માને છે.

કવિ પ્રેમાનંદ ઉપરનો અધ્યાપક ધ્રુવનો અભ્યાસ બહુ જ અગાધ છે. સૂક્ષ્મ સંશોધનદૃષ્ટિ, સચોટ સર્વગ્રાહી નજર, તુલનાત્મક પદ્ધતિ અને પદ્યબંધની કસોટીથી તેઓ અણખેડ્યા

પ્રદેશોમાં ભમી જાદુગરની માફક અવનવી ને ચમત્કાર-ભરેલી વસ્તુઓ આપણી આગળ ખડી કરે છે. સર્વત્ર તેમનું છેલ્લું સાધન—ઐતિહાસિક દૃષ્ટિથી પણ પર–તેમની પદ્યબંધ કસોટી (metrical test) છે. પદ્યજ્ઞાન એ તેમનો જાદુઈ રાજદંડ છે; ને તેનેજ આધારે તેઓ ત્રણ ત્રણ પ્રેમાનંદોની સૂચના કરે છે. સામાન્ય જનતા વિચારમૂઢ બની આ મંતવ્યોને હસી કાઢે છે. પણ કોઈ તેમની દલીલોના રદીઆ નથી આપતું–આપી શકતું. ધ્રુવ સાહેબ તેમનાં મંતવ્યોમાં બહુજ ઉદાર હોય છે, ને વાજબી દલીલો તો પ્રતિપક્ષીને મોંઢેથીય સાંભળવા હંમેશાં ઉત્સુક હોય છે. પ્રેમાનંદને પણ તેઓ અનૈતિહાસિક રીતે ખોટો યશ આપવા તૈયાર નથી જ હોતા. પ્રેમાનંદ તેમનો માનીતો કવિ છે, છતાંય તેઓ તેના અવગુણો તરફ આંખ મીંચતા નથી. પદ્યરચનાઓમાં ને પ્રેમાનંદના કવિજીવનમાં કાળબળે નવું જ્ઞાન ઊપજતાં તેમણે પોતાની માન્યતાઓ બેધડક ફેરવી છે, ને પહેલાંની ત્રુટીઓ કબૂલ કરી છે. એક એક શબ્દની વ્યુત્પત્તિ પાછળ કલાકના કલાક કે દિવસોના દિવસ ગાળનાર આ સાક્ષરવર્યની ધીરજ કદીયે ખૂટતી નથી, ને ઉત્સાહ ઓસરતો નથી. ગુજરાત અને ગુજરાત બહાર પણ ગુજરાતી ભાષામાં આપણને વનવેલી (blank verse)ના પ્રયોગ કરી બતાવનાર અધ્યાપક ધ્રુવના જેવો સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી ને અંગ્રેજી પદ્યરચનાનો તુલનાત્મક ને તલસ્પર્શી અભ્યાસ બહુ થોડાનો જ હશે.

અમલદાર પિતાના આ વિદ્યોપાસક પુત્રે મહેસૂલી અમલદારીના કોડ અનુકૂલ સંયોગો છતાં યે જતા કર્યા અને આખુંયે જીવન સરસ્વતીને સમર્પ્યું. મુદ્રારાક્ષસની અંગ્રેજી આવૃત્તિથી તેમણે

મહારાષ્ટ્રમાં પણ પોતાની વિદ્વત્તાની નોબત વગડાવી, ને સંશોધનના લેખોથી યુરોપના સંસ્કૃતપ્રિય દેશોમાં પોતાની કીર્તિ સ્થાપી. તેમનામાં સાહિત્યસેવાની અનેકગણી શક્તિઓ છે, અગાધ અને અમેય જ્ઞાન છે, પણ છતાંયે તેમના કેટલાક લાક્ષણિક ગુણોને લીધે તેમણે સામુદાયિક સાહિત્યસેવા બહુ જ થોડી કરી. વર્ષો થયાં પ્રમુખ છે, છતાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સદ્ધર સંસ્થાને તેઓ ખૂબ લોકોપકારક અને લોકપ્રિય ભાગ્યે જ બનાવી શક્યા; કેટલાંય વર્ષો વિદ્યાદાતા ગુરુ તરીકે ગાળ્યાં, છતાં વિદ્યાર્થીસંઘનો સાહિત્યશોખ તેઓ વિશેષ કેળવી શક્યા નહિ; અને સાહિત્ય પાછળ આખું જીવન નીચોવી નાખ્યું, છતાં ગુજરાતની સાહિત્યશક્તિને ઉન્નત અને ઓજસ્‌ભરી બનાવી ભારત વર્ષના અન્ય પ્રાંતોને ગુજરાત તરફ અતિશય આકર્ષી શક્યા નહિ. આ બધું કદાચ તેમની શરમાળ શક્તિઓને અનુકૂળ નહિ હોય! આ અપ્રિય પણ નિખાલસ વચન માટે ધ્રુવ સાહેબની મને વણમાગી ક્ષમા મળી જશે એવી હું શ્રદ્ધા રાખું છું.

અંતમાં, આ વયોવૃદ્ધ સાક્ષરવર્ય તેમના અભિમત માર્ગે હાલ પણ અખંડ ઉત્સાહથી કાર્ય કરી રહ્યા છે. હજી તેમને ભાલણની કાદંબરીનો ઉત્તરાર્ધ આપવો છે, ભાસના નાટકને હજુ ગુજરાતીમાં અવતારવું છે, અને પ્રેમાનંદને નામે ચઢેલી પેલી નાટકત્રયીનું સંશોધનાત્મક સંપાદનનું કાર્ય હાથમાં લેઈ તેનું કર્તૃત્વ નક્કી કરવું છે. * આજે પણ તેમની 'પોસ્ટ–ગ્રેજ્યુએટ સ્ટડીઝ'ની પ્રિય યોજનાનાં તેમને સ્પષ્ટ અને સુરેખ સ્વપ્ન આવે છે. અમદાવાદના 'સાહિત્યના પંચદેવ' પૈકીના આ એક દેવ અનેકના-

* આ ત્રણ નાટકોમાંથી 'રોષદર્શિકાસત્યભામાખ્યાન'નું સંપાદન અને વિવેચન તો તેઓ પોતે કરતા ગયા છે.–કર્તા (બીજી આવૃત્તિ)

વૃદ્ધ તેમજ તરુણોના—આદરપાત્ર છે, અને સ્નેહવશ થઇ તેઓ 'પ્રેમાભાઈ હોલ'ના વ્યાસપીઠ ઉપરથી વૃદ્ધાવસ્થામાંયે જોરદાર વાણી વહેવરાવે છે. અમદાવાદમાં ભરાયેલા સાહિત્ય પરિષદ સંમેલનમાં મહાત્માજીના પ્રમુખપદ માટેની દરખાસ્ત મૂકીને તેમણે અમદાવાદની સાહિત્યરસિક જનતાનું પ્રતિનિધિત્વ સાચવ્યું હતું, પણ આવું સામુદાયિક કાર્ય તેઓ ભારે સંકોચ અને શરમથી જ કરતા લાગે છે. બહુધા તો તેમનું કાર્ય વૈયક્તિક ને વિદ્દ્ભોગ્ય છે; લોકભોગ્ય કે સામુદાયિક બહુજ થોડું. કેશવલાલભાઈ આમ બહુ બહુ કરવાના કોડ ધરાવે છે, અને ભૂતકાળમાં પણ તેમણે અનેકવિધ કર્યું. યુનિવર્સિટી તરફથી તેમણે આપેલાં ભાષાશાસ્ત્રવિષયક ભાષણો પણ એવી તો પ્રચંડ વિદ્વત્તાથી ભરપુર છે કે પૃથગ્ જન તો બિચારો પછાડ જ ખાય! પણ આ બધામાં તેમનો દોષ કેમ કહેવાય? વિદ્વત્તા કે સાહિત્યસેવા એ કાંઇ કારખાનાનાં બીબાં ના બની શકે. નાનેરાઓને તેઓ સાથ આપે છે, પણ તેને સ્વાશ્રયી બનાવે તેવો. કોઈ સમર્થ ને અધ્યયનશીલ યુવક પણ તેમની વિદ્વત્તાનાં ઉત્તુંગ મોજાનાં પ્રહાર ખાઈ પાછો પડે, પણ તેમાં કોનો વાંક? અર્ધી સદીનાં તપ કરી વિદ્યાદેવીનાં વર્ચસ્ નિરખનાર એ પરમભક્તને સમજવા તે કેટલું દુર્ઘટ કામ? અને છેવટે તેમની ઉજ્જવળ ને અગાધ સાહિત્ય સેવા માટે તેમની જનસમાજને જણાતી મર્યાદાઓ તરફ ધ્યાન ન આપતાં સરસ્વતીના એ કોડીલા અને સેવાપરાયણ ભક્તને આપણે નમ્ર અને આદરભરી અનેકાનેક અંજલિઓ અર્પીએ!*



* આ નવી આવૃત્તિમાં કેશવલાલભાઇના દુઃખદ અવસાનની સખેદ નોંધ લેવામાં આવે છે.—કર્તા

# પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવ

અને હવે લઈએ વિદ્યાર્થીસંઘમાં પ્રિય અને પ્રસિદ્ધ થયેલા પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવ. બુદ્ધિમત્તાની સૂચક ભવ્ય મુખમુદ્રા, ભાલને શોભાવતો પૂર્ણિમાના ચંદ્ર જેવો ગોળ ચાંલ્લો, અને નાગરશાહી પાઘડીના કરંડીઆમાં ઢંકાઈ રહેલી તેમની લાંબી શિખાઃ આ બધું તેમના તરફ વિદ્યાર્થીઓમાં પૂજ્યભાવ પ્રેરવા માટે બહુ મદદગાર થાય છે; અને જ્યારે આ 'શ્લથલમ્બિની' ( શિથિલ અર્થાત્ વીખરાએલી અને લાંબી ) જટા તેમના ખાનગી અભ્યાસખંડમાં તેમના પીઠપ્રદેશને આવરી લે છે ત્યારે તો પૂજ્યભાવથી પ્રેરાએલા વિદ્યાર્થીને મન તો જાણે કે બુદ્ધિમાન મસ્તિકમાંથી વેદવિદ્યાની વડવાઇઓ ફૂટી બહાર નીકળતી હોયને! સાહિત્યનાં સમૃદ્ધ સર્જનથી નહિ, તો સરસ્વતીની અવિરત ઉપાસનાથી કેટકેટલા ગુર્જર યુવકોને તેમણે સારસ્વત પ્રેરણાનાં પાન કરાવ્યાં, વિદ્વત્તાનાં જળ પાયાં, ધર્મનું સ્વરૂપ સમજાવ્યું અને અનુભવનાં સૂત્રો બોધ્યાં. આજે પણ ગુજરાતના મહાવૃક્ષની વિવિધ ટોચે બેઠેલા તેમના કેટલાએ શિષ્યો જોવામાં આવે; અને વર્ષો સુધી તેમણે અધ્યાપકપદ ભોગવેલું હોવાથી આજના 'વાનર સૈનિક'ના પિતા અને પિતામહ પણ કોલેજમાં તેમનું શિક્ષણ પામ્યાના દાખલા મળી આવે. અમદાવાદની ગુજરાત કોલેજના વિકાસનો પા સદી ઉપરાંતનો ઇતિહાસ તેમના જીવન સાથે સુદૃઢ સંકળાયેલો છે. એવા આ મહાત્માજીના માનીતા અને વર્ચસ્વંતા આચાર્ય ધ્રુવ ભાગીરથીને કાંઠે વારાણસીના હિંદુ વિદ્યાપીઠને વર્ષો સુધી શોભાવી આજે અમદાવાદમાં નિવૃત્તિ સેવી રહ્યા છે.

ગુજરાતની આધુનિક, ગૌરવવંતી અને સતત વૃદ્ધિંગત થતી અગાધ વિદ્વત્તાના અગ્રગણ્ય પ્રતિનિધિઓમાં તરી આવે તેવી ત્રણ વિદ્યમાન વ્યક્તિઓ છેઃ દી. બ. કેશવલાલ ધ્રુવ, પ્રિન્સિપાલ આનંદશંકરભાઈ અને પ્રો. બ. ક. ઠાકોર. અન્ય કોઈને અવિદ્વાન તરીકે ઉવેખવાનો અહીં હેતુ નથી; આટલું તો માત્ર ગણનારૂપે જ. જીવનભર વિદ્યાવ્યાસંગ કર્યો હોય અને તેનો જ અપ્રતિમ રસ માણતાં માણતાં જેમણે જીવન વ્યતીત કર્યું હોય, તેવા આ ત્રણ વિદ્વાનો આજે પણ ગુજરાતની સંસ્કૃત વિદ્વત્તાને શોભાવી રહ્યા છે. આનંદશંકરભાઈ મુખ્યત્વે તો સંસ્કૃતના જ અધ્યાપક રહ્યા, એટલે સંસ્કૃત વિદ્યાનાં તિલક કરતાં કરતાં તેઓ 'વન' વટાવી ગયા. સંસ્કૃતના સંગીન જ્ઞાન માટે તેમણે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતવિષયક શિક્ષણપદ્ધતિઓ જાણી લીધી છે. શ્રીમંત પિતાના આ વિદ્યાવિલાસી પુત્રે શાસ્ત્રીય રીતે સંસ્કૃત વિદ્યાને સેવી તેનાં વિશેષ મૂલ્ય આંકયાં, પૂર્વના સાયણ અને પશ્ચિમના મેક્સ મૂલર જેવા પંડિતોના મતોનો સમન્વય કર્યો, અને હંસવૃત્તિથી યોગ્ય અને અયોગ્યનો, સત્ય અને અસત્યનો વિવેક કર્યો.

આનંદશંકરભાઈ આજે તો પ્રિન્સિપાલ તરીકે બહુ પ્રખ્યાત થયા છે, એટલે વિદ્યાપીઠની પરિભાષા પ્રમાણે તો આચાર્ય કહેવાય. પણ, ગુજરાતમાં તો તેઓ ગુજરાત કૉલેજના પ્રોફેસર તરીકે જ જાણીતા થયેલા છે, એટલે હું તેમને અધ્યાપક તરીકે જ વિશેષ ઓળખાવીશ.

આ સમર્થ વિદ્વાનની અભ્યાસવૃત્તિ તે વેદોની આર્ષવાણીથી જકડાઇ ગઈ નહિ; પ્રાચીન પ્રણાલીના વૃત્રથી રૂંધાયેલાં એ સંસ્કૃત વિદ્યાનાં વિશુદ્ધ જળ નીરખવા તેમણે અન્ય વિદ્યાઓનો

પણ અભ્યાસ જારી રાખ્યો; ને તેથી સંસ્કૃત ઉપરાંત તેમનો ગુજરાતી ને અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ પણ તલસ્પર્શી અને સ્તુતિપાત્ર છે. અંગ્રેજીના પ્રોફેસર તરીકે પણ તેમણે થોડો સમય કામ કર્યું છે. વિશેષમાં તેમનો લોજિક, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન વગેરેનો અભ્યાસ પણ તેટલો જ સૂક્ષ્મ અને સમૃદ્ધ છે. સમાજશાસ્ત્ર ( Sociology ) એ તત્ત્વજ્ઞાનનું મૂર્ત સ્વરૂપ છે એમ માની તેમણે આ વિષયને પણ પોતાના અભ્યાસક્ષેત્રમાં સ્થાન આપ્યું છે. અને આ ઉપરાંત એલએલ. બી. ની ડીગ્રી વડે તેમણે કાયદાના વિષયોને પણ અપનાવી લીધા છે. ખરેખર સતત વિદ્યોપાસના અને સૂક્ષ્મ બુદ્ધિ શું શું નથી સાધી શકતી ?

આનંદશંકરભાઈની સાહિત્યકારકિર્દી સ્વ૦ મણિલાલ દ્વિવેદીના 'સુદર્શન'થી શરૂ થઈ. તે બ્રહ્મનિષ્ઠ સાક્ષરના અવસાન પછી તેમણે 'સુદર્શન' સંભાળ્યું; અને 'સુદર્શન ગદ્યાવલી'ની પ્રસ્તાવના રૂપે સ્વ૦ મણિલાલભાઈના જીવનની ટૂંકી રૂપરેખા પણ આપી. 'સુદર્શન'ને આનંદશંકરભાઈએ કેટલાંક વર્ષ ચલાવ્યું; પણ તેઓ તેના ' આદ્યદ્રષ્ટા ' ની માફક આર્ય ભાવનાના પ્રચારક (Missionary) ના બનતાં માત્ર પૂજક જ રહ્યા. તેમની આવી સ્વતંત્ર લેખનવૃત્તિ 'સુદર્શન'ના વાચકોને મોળી લાગવાથી અને ક્ષિતિજ ઉપર યુગપરિવર્તનનાં ચિહ્ન દેખાવાથી નવા યુગને અનુરૂપ થવા તેમણે 'વસન્ત'નો પ્રારંભ કર્યો. ત્યારે આજના જેવી ગાંધીયુગની સમગ્ર જીવનને આવરી લેતી આધ્યાત્મિકતા ન્હોતી. સનાતનીઓની સ્થિતિચુસ્તતા અને ' સુધારાવાળાઓ ' ની તે વખતની ઝનૂની ખંડનાત્મક નીતિ: આ બંનેનું સુયોગ્ય સંમિશ્રણ કરી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનાં સુંદર તત્ત્વો બતાવવાં, જનતાને યોગ્ય પંથે વાળી ઉત્સાહના પૂરમાં ઉન્માર્ગે જતી અટકાવવી, આર્ય ધર્મને

ઉજાળવો, સાહિત્યને સમૃદ્ધ કરવું, અને રાજકારણને રાષ્ટ્રભાવનાથી પ્રદીપ્ત રાખવું: આ બધું કરવાની ત્યારે જરૂર હતી. આવી ઉદાત્ત ભાવનાઓથી પ્રેરાઈ તેમણે ‘ વસન્ત ’ ને વધામણાં દીધાં, અને તેને સમર્થ વિચારોનું વાહન બનાવ્યું. ‘વસન્ત’ના તંત્રીપદેથી તેમણે ધર્મ અને નીતિ ઉપર છૂટાછવાયા કેટલાયે સ્વતંત્ર લેખો લખ્યા; અને સાહિત્યના વિવેચન ઉપર પણ તેમણે પોતાની વિદ્વત્તાનો પ્રકાશ નાખ્યો. આ ધર્મ અને નીતિ ઉપરના લેખોનો સંગ્રહ તે તેમનો ‘ આપણો ધર્મ ’ નામે ગ્રંથ.

આનંદશંકરભાઈના હાથે સ્વતંત્ર પ્રકાશન પામેલું તેમનું આ એકનું એક ગુજરાતી પુસ્તક છે. તેની સુગમ શૈલી, તેનું વિચારગૌરવ અને તેના જ્ઞાનપૂર્ણ વિષયોને લીધે તે અભ્યાસશીલ વાચકને આનંદ આપે તેવું છે. ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાન ઉપર તેમણે કેટલાંક બીજાં પુસ્તકો પણ લખ્યાં છે. બાળકો માટે લખાયેલાં ‘ હિંદુધર્મની બાળપોથી ’, ‘ નીતિશિક્ષણ ’ અને ‘ ધર્મવર્ણન ’ તથા મોટેરાઓ માટે લખાયેલાં ‘ હિંદુ વેદધર્મ ’ અને શ્રી રામાનુજાચાર્યના શ્રીભાષ્યના ભાષાંતરના બે ગ્રંથો: આ બધામાં તેમની ઉચ્ચ વિચાર-સરણી, અગાધ વિદ્વત્તા, અને જગતભરના સર્વ ધર્મોનો તુલનાત્મક અને તટસ્થ અભ્યાસ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. બાળકો માટે લખાયેલાં પુસ્તકોમાં તો કઠિન અને ગહન વિચારો પણ તેમણે બહુજ સ્પષ્ટ, સરળ અને ચોક્કસ શબ્દોમાં જણાવ્યા છે; ને તેથી તેઓ આનંદશંકરભાઈની વિચક્ષણ શિક્ષણશક્તિની સાખ પૂરે છે. ટુંકમાં, આ બધા ધાર્મિક ગ્રંથોમાં અને સંસ્કૃત ‘ન્યાયપ્રવેશ’માં તેમની વિદ્વત્તા તેમણે બહુ જ સરળ સ્વરૂપે ને મનોરંજક રીતે વહેવરાવી છે.

અને સાહિત્યના ક્ષેત્રમાં પણ તેમની ‘ સ્મરણસંહિતા ’ ઉપરની વિવેચનાત્મક નોંધ અને વસંતમાં ‘ ગ્રંથાવલોકન ’ ના

મથાળા હેઠળ તેમના વિવેચનના લેખો પાશ્ચમના સમૃદ્ધ, વિવિધ અને વિશાળ સાહિત્યની દૃષ્ટિએ મૌલિક રીતે લખાયેલા હોઇને આપણા સાહિત્યમાં અનેરી ભાત પાડે છે.

આનંદશંકરભાઈને પુસ્તકો લખવા કરતાં વાંચવાનો અને તે વિચારવાનો વધારે શોખ છે; એટલું જ નહિ, પણ સાહિત્યની દૃષ્ટિએ કીમતી ગ્રંથો ખરીદીને તેમને પોતાના ખાનગી પુસ્તકાલયમાં સંગ્રહવાનો પણ તેટલો જ શોખ છે. તેમની લાયબ્રેરીમાં તેમના અભિમત વિષયો ઉપરનાં છેક તાજાં જ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો પણ મળી આવે, ને તેથી તે લાયબ્રેરી તેમના અભ્યાસી મિત્રોમાં સારી રીતે જાણીતી થયેલી છે. ખરેખર, આનંદશંકરભાઈએ વિત્ત અને વિદ્વત્તા વડે લક્ષ્મી અને સરસ્વતી ઉભયને પોતાનામાં 'એકસંસ્થ' ( એક જ સ્થળે રહેતી ) કરી છે. સોનું જેમ સુગંધથી વિશેષ વખણાય તેમ તેમની શ્રીમંતાઇ ને વિદ્વત્તા અન્યોન્યમાં યોગ્ય રીતે ભળી ખાસ આદર ને આકર્ષણનું પાત્ર બન્યાં છે.

આનંદશંકરભાઈ એટલે નાગર અને નાગરિક બંને. જન્મે ઉચ્ચ કુટુંબના નાગર એટલે કુલ તરફથી આર્ય સંસ્કૃતિ વારસામાં મળી; વિશેષમાં નાગરોએ વ્યક્તિત્વ સાચવી સાધેલાં સમયજ્ઞતા અને સમયાનુસારિતાનાં લક્ષણો પણ તેમનામાં છે. આનંદશંકરભાઈ એટલે કેવળ વિદ્વત્તાનો શુષ્ક ભાર નહિ, શાસ્ત્રીય વેદિયાપણું નહિ, કે હાંસીપાત્ર પંતુજીપણું નહિ; નાગરત્વની સંકુચિતતાને તેઓ નાગરિકતાથી વિશાળ બનાવે છે, અને વિદ્વત્તાના ભારને વિનોદભરેલી રસિકતાથી હળવો કરે છે. તેમની આ રસિકતાને લીધે તો ગુજરાત કૉલેજમાં તેમનાં વિદ્વત્તાપૂર્ણ ભાષણો પણ નીરસ નીવડતાં નહિ.

ચશ્માંની દાંડી ઉપર આંગળી મૂકી અધ્યાપક ધ્રુવ જ્યારે ભાષણ આપતા હોય, ત્યારે તો વાણીનો અસ્ખલિત પ્રવાહ વહે, ને જ્ઞાનના ભંડાર ખૂલે. આ વિદ્વત્તા, આ રસિકતા અને આ સંસ્કારસંભારને લીધે તેમના એક અનુગામી સમર્થ વિદ્વાન કહે કે ' **आनंदशंकरगुरोश्चरणौ नमामि** ' તો તેમાં શું આશ્ચર્ય !

આ બધા ગુણોને લીધે તેઓ વ્યવહારદક્ષ, તથા કાર્યકુશળ પણ મનાયા છે. મહાત્માજીને અને તેમને તો ' આશક માશુકનો સંબંધ ' છે. મજુરોના લવાદ–મંડળ વખતે આનંદશંકરભાઈ પણ હતા, અને તે વખતે મહાત્માજીને તેમની વિશેષ કિંમત સમજાઈ. અને પછી થોડા જ વખતમાં ઇ. સ. ૧૯૧૯ની આખરમાં ગાંધીજીએ આ ' અણમોલ રત્ન ' ની પંડિત માલવિયાજીને ભેટ કરી. ગુજરાત કોલેજમાંથી પ્રો. ધ્રુવની વિદાયગીરીના માનમાં કરેલો એ ભવ્ય મેળાવડો; પ્રિન્સિપાલ રોબર્ટસનની હાજરી, મહાત્માજીનું પ્રમુખપદ, સંભાવિત ગૃહસ્થોનું આગમન, અને વિષાદભર્યા હૃદયે માનભરી વિદાય દેતો વિદ્યાર્થીગણઃ આ પ્રસંગ ' નવજીવન ' ના પાને સચવાયો છે, તેમ જ ગુજરાત કોલેજના ઇતિહાસમાં પણ અમર થયો છે.

અને તેમની કાર્યકુશળતા માટે વિશેષ કાંઇક હું જણાવી લઉં. ગુજરાત કોલેજની તેમની નોકરી દરમ્યાન ધ્રુવ સાહેબને યુરોપિયન પ્રિન્સિપાલ અને યુરોપિયન પ્રોફેસર સાથે સંસર્ગમાં આવવું પડતું; છતાં તેમની ખુશામત કર્યા વિના સ્વમાન સાચવી પોતાની લાક્ષણિક વ્યવહારકુશળતાથી તેઓ બધાનાં મન જીતી લેતા. આવા બાહોશ નર ગુજરાત કોલેજના પણ એક વખત એકિંટગ પ્રિન્સિપાલ બન્યા હતા, તે આ જ વિશિષ્ટ વ્યક્તિત્વને લીધે. બનારસ હિંદુ યુનિવર્સિટીની કોલેજના પ્રિન્સિપાલ તરીકે

તેમણે ત્યાંના પક્ષભેદો શમાવ્યા ને સ્થાનિક કલહોને નિર્મૂળ કર્યાં. બધા પક્ષોથી પર રહી સ્વતંત્ર વિચાર અને વ્યવહાર કરવો એ તેમનું ખાસ લક્ષણ છે. આ જ વ્યવહારકુશળતા તેમણે નડિઆદની સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બતાવી, અને તેની કાર્યવાહી સભાઓમાં ગંભીર અથડામણના પ્રસંગો દૂર રાખ્યા. પણ આ પ્રમુખપદ અન્યને સોંપે ત્યાં સુધી સાહિત્ય પરિષદનું નાવ સ્થિર ને સુરક્ષિત રાખવાનું કામ તેમના જેવા માટે ય સ્હેલું ન્હોતું. છતાં 'જ્યાં જ્યાં આનંદશંકરભાઈ, ત્યાં ત્યાં સફળતા' એમ મહાત્માજીએ બાંધેલી આ વ્યાપ્તિ સાહિત્ય પરિષદ સંબંધી પણ સાચી પડી!

ઉપર સૂચવ્યા પ્રમાણે આનંદશંકરભાઈ તે કેવળ ગુજરાતના જ નહિ, પણ સમગ્ર ભારતવર્ષના વિદ્વાન છે. તેઓ વર્ષો સુધી બનારસ હિંદુ કોલેજના પ્રિન્સિપાલ, ને હિંદુ યુનિવર્સિટીના પ્રો–વાઇસ-ચેન્સેલર હતા. આ વિદ્વત્તાને લીધે જ તેઓ એક વખત 'ફિલોસોફિકલ કોન્ગ્રેસ'ના હિંદી વિભાગના પ્રમુખ ચુંટાયા, ને 'ઇન્ટર યુનિવર્સિટી બોર્ડ'ના પણ પ્રમુખ થયા. વિશેષમાં તેમની કાર્યકુશળતાને વરેલી વિદ્વત્તાનો લાભ ક્વચિત્ પંજાબ, લખનૌ, આગ્રા, અલીગઢ વગેરે યુનિવર્સિટીઓએ પણ ઉઠાવ્યો છે. પણ મુંબઈ યુનિવર્સિટીને સ્વજનની કદર હોય ખરી?

આનંદશંકરભાઈ જન્મથી જ ઉચ્ચ હોઇને ખાનદાનીનું ખમીર ધરાવે છે, ને આમવર્ગ સાથે બહુ થોડો સંબંધ ધરાવે છે. પણ ઠક્કર બાપાનું 'ભીલસેવા મંડળ' કે અમદાવાદનું 'મજૂર મહાજન' તેમને ખેંચીને લેઈ જાય ત્યારે તો જનતા સાથે ભળવામાં તેઓ બાકી નથી રાખતા. સરકારમાં તેમજ પ્રજામાં તેમને કેટલાય સાથે ગાઢ ને મીઠો સંબંધ છે. **ટૂંકમાં, આનંદશંકરભાઈ વિશિષ્ટ વિદ્વાન**

**છે, સમર્થ વિચારક છે, દીર્ઘદર્શી પત્રકાર છે, સુપ્રસિદ્ધ અધ્યાપક છે ને બાહોશ સંચાલક છે.** તેમની વિદ્વત્તા ઊંડા સમુદ્ર જેવી નહિ, પણ વિશાળ વટરાજ જેવી છે. શ્રી. કેશવલાલ-ભાઈની સંશોધનદૃષ્ટિ કે સ્વ. નરસિંહરાવભાઈની ચોકસાઈ એ તેમની વિદ્વત્તાનાં ખાસ તરી આવતાં લક્ષણો નથી. ત્હોયે જણાવવું જોઈએ કે પરપ્રાંતોમાં ઝળહળતા આ રત્ન માટે તેનું જન્મદાતા ગુજરાત યોગ્ય ગૌરવ લઈ શકે.

વિવેકયુક્ત રસાળું સંમિશ્રણ, એ આનંદશંકરભાઈના સ્વભાવનું ખાસ લક્ષણ લાગે છે. આ સમન્વયશક્તિને લીધે તેઓ અસહકારના વખતમાં વિદ્યાપીઠ તેમજ ગુજરાત કોલેજ એમ બંને સાથે મીઠો સંબંધ સાચવી શકતા. આ જ લક્ષણને લીધે તેઓ ખાદી અને મિલકાપડને સાથે પહેરી શકે છે, ને આજ કારણે એ વિરુદ્ધ પક્ષો સાથે પણ સદ્ભાવભર્યો મેળ રાખી શકે છે. આ સુવર્ણમાર્ગ તેમની ચોક્સાઈ, દૃષ્ટિવિશાળતા અને સમન્વયશક્તિને લીધે તેમણે સાચી સહૃદયતાથી જ સ્વીકાર્યો હોય; પણ જનસમાજ તે રીતે સમજવા જેટલી ધીરજ ને ડહાપણ દાખવી શકે ખરો ? તેને તો 'પર્વતરાજ હિમાલયનું હિમમય થવું ને ઓગળવું બંને સ્વભાવસત્ય લાગે છે.' પણ દૂરથી જ નીરખનારને હિમાલય એવો લાગે તો તેમાં કોનો દોષ: હિમાલયનો કે નીરખનારનો ?

નવયુગનાં પ્રતિબિંબ ઝીલ્યા છતાં, પશ્ચિમની સંસ્કૃતિ જાણ્યા છતાં, ને ઉચ્ચ પદવી પામ્યા છતાં સરકારી દરબારી મેળાવડા-ઓમાં કે મિજલસોમાં આર્ય સંસ્કૃતિના પ્રતીક તરીકે ધોતિયાના પહેરવેશનું ગૌરવ સાચવવાની જેઓ હિંમત દાખવી શક્યા હોય, અને ખાસ પ્રસંગે પણ પાટલૂન પહેરવાના મોહ કે ભીરુતાની

પર થઈ ઠેઠ વાઇસરોય જેવા બ્રિટિશ સલ્તનતના પ્રતિનિધિને મળતી વખતે પણ જેમણે ધોતિયાના પહેરવેશનું અપવાદ રૂપેય ઉચ્ચ સ્થાન સાચવ્યું હોય, તેવા આધેડ વયના, અગ્રગણ્ય અને સરકારી માનપાન પામેલા ગુજરાતી ગૃહસ્થોમાં ગણના થઈ શકે તેમ છે સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીની, સ્વ. સર લલ્લુભાઈ મહેતાની અને પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવની. પાટલૂન પહેરવાનાં પ્રલોભનો ઊભાં થવા છતાં ગાંધીયુગના પુરોગામી સુધારાયુગમાં ય તેઓ પાટલૂનની પરાધીનતા દૂર રાખી શક્યા તે એક ગૌરવભરેલી-બીના છે. મહારાષ્ટ્રના સાદાઈભર્યા જીવનમાં, કે હાલના ગુજરાતના રાષ્ટ્રીય વાતાવરણમાં આ વસ્તુની આટલી ઉચ્ચ કિંમત આજે ન અંકાય એ સંભવિત છે.

અસ્પૃશ્યતા માટે આનંદશંકરભાઈના વિચારોમાં કેટલાકને એક વખત અસંબદ્ધતાની ગંધ આવી, અને તેથી તેમણે તે વાતને છાપાને પાને ચઢાવી. પણ ન્યાયની ખાતરેય જણાવવું જોઇએ કે ધ્રુવ સાહેબ અંતઃકરણથી જ અસ્પૃશ્યતામાં માનતા નથી. તેમણે અસ્પૃશ્યતાનિવારક મંડળોની સભામાં ખુલ્લે દીલે હિંમતભેર ભાગ લીધો છે, ને મજૂર મહાજન તરફથી અંત્યજ મજૂરો વચ્ચે કામ કર્યું છે. વિશેષમાં, આ મહાજનના અંત્યજ પ્રતિનિધિઓને બનારસમાં પોતાને ઘેર અતિથિ તરીકે સત્કાર્યાં છે! સનાતનીઓને કદાચ આમાં આર્ય સંસ્કૃતિ અભડાઈ જતી લાગશે '

આનંદશંકરભાઈના ખાનપાનના વ્યવહાર વિષેના વિચારો સનાતન સંપ્રદાયને બંધબેસતા છે; ને ભોજનવ્યવસ્થા માટે તો તેઓ પોતાની સાથે નાગર રસોઇયો પણ રાખે છે. તેમની આ દૃઢ થયેલી ને સહૃદયતાથી અંકાયલી માન્યતાઓ માટે આપણે તેમનું મન દૂભવવાનું કારણ નથી. નાગરત્વ માટે તેમને નાગરિકતા કરતાં

કદાચ વધારે અભિમાન હશે ખરું? અને આનંદશંકરભાઇમાં 'ગોળમટોળપણું' છે, 'ઉમળકા કરતાં Awe વધારે છે' એમ કહેનારાઓએ તેમને ધીરજથી ને સત્યનિષ્ઠાથી વિશેષ સમજવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આવો જ બીજો આક્ષેપ એ છે કે 'આનંદશંકરભાઇની વિદ્વત્તા વન્ધ્યા રહી છે.' સત્ય તો એ છે કે તે વિદ્વત્તા વન્ધ્યા નથી રહી, પણ વીરપ્રસવિની નથી બની. તેમની કૃતિઓ જોતાં તેઓ વિદ્વત્તાચોર કહેવાય. તેમની વિદ્વત્તા, મૌલિકતા અને વિચારગૌરવ ધ્યાનમાં લેતાં કહેવું પડે કે તેમની કૃતિઓ આ સમર્થ ને સર્વદેશીય વિદ્વાનને ઝેબ આપે તેવી કે તેમના યશઃશરીરને વધુ કાન્તિમાન બનાવે તેવી નથી.

અને આનંદશંકરભાઈની કૃતિઓમાં 'આપણો ધર્મ' વિના બધાં પુસ્તકો વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલાં છે. વડોદરા સરકારની એ અર્થોષ્મા–જનિત પ્રેરણા ના હોત તો તેમની વિદ્વત્તા કદાચ ઉજ્જડ રણભૂમિ જ રહેત. ગુજરાતના શિષ્ટ વર્ગની સાહિત્યવૃત્તિને પ્રજ્વલિત કરે કે સમગ્ર ભારતવર્ષની મુક્ત કંઠે પ્રશંસા પામે તેવી તેમની કેટલી કૃતિઓ હશે? સત્ય તો એ છે કે તેમને સ્વભાવથી જ સ્વતંત્ર લખવા કરતાં વાંચવાનું ને વિચારવાનું વધારે પ્રિય છે.

તો ઇન્ટર–યુનિવર્સિટી બોર્ડના મેમ્બર, હિંદુ બનારસ કોલેજના પ્રિન્સિપાલ અને અનેક વર્ષોના અનુભવી અધ્યાપક આ આનંદશંકરભાઈ ગુજરાતને તેમની વિદ્વત્તાનો ને સહજ શક્તિઓનો ક્યારે લાભ આપશે? 'ગુજરાતી યુનિવર્સિટી નીકળે તો હું મારી સેવાઓ મફત અર્પું' એમ ઉચ્ચારનારને આવી

નિઃસ્વાર્થ સેવાઓ ગુજરાતને ચરણે ધરવાનો પ્રસંગ ક્યારે આવશે? 'પોસ્ટ–ગ્રેજ્યુએટ્સ સ્ટડીઝ' ની યોજના અમલમાં મૂકવાની, કે 'ડેક્કન ઓરિએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ' જેવી ગુજરાતમાં એક વિશાળ સંસ્થા સ્થાપી તેના સંચાલક બનવાની, અથવા તો 'ગુજરાતી યુનિવર્સિટી' નાં સ્વપ્ન સફળ કરવાની તરુણ ગુજરાતની મહેચ્છા આચાર્ય ધ્રુવ ક્યારે સિદ્ધ કરશે? તેઓ ધારે તો સરકાર, દેશી રાજ્યો ને શ્રીમંતવર્ગનો નાણાં માટે સારો સહકાર મેળવી આ બધું ગુજરાતની ભૂમિમાં ઉગાડી શકે. પણ એ દિન ક્યારે આવશે? સાબરમતી તીરને ગંગાકાંઠડો માની ગુજરાતની કેળવણી ને સાહિત્યની સમગ્ર શક્તિઓથી નિષ્કામ સેવા કરવા તેઓ ક્યારે તૈયાર થશે? 'ગુજરાત સંશોધન મંડળ' અને 'અમદાવાદ એજ્યુકેશન સોસાયટી' માં તેમણે જે સેવાનો આરંભ કર્યો છે, તે આ ઉજમાળી આશાનું એક ગૌરવભર્યું પ્રકરણ બનો!

પંડિત માલવિયાજી પાસેથી અંતે તેઓ મુક્ત થઈ શક્યા ખરા! જો ગુજરાતની સેવા કરવાનો તેમનો હવે દૃઢ સંકલ્પ હોય તો પછી તેમના દૃઢ મનને નીચાણમાં વહેતા જળપ્રવાહની માફક રોકવાને કોની હિંમત ચાલે? દૃઢ સંકલ્પ એ માર્ગમાં આવતાં સર્વ સંકટોને દૂર કરે છે જ. ગુજરાતનું આ ઝળહળતું રત્ન તેની માતૃભૂમિને તેના અંબારભર્યા તેજથી ખૂબ ઉજાળે! ગુજરાતને આ સંક્રાન્તિયુગમાં આવા પાણીદાર રત્નની સેવા ગુમાવવી તે ના પરવડી શકે.

અને વૃદ્ધની શિથિલ મંદ ગતિએ ડગલાં ભરતું તેમનું 'વસંત'. તેની નિયમિત અનિયમિતતાથી તો ગુજરાતી વાચક વર્ગ ટેવાઈ ગયેલો છે. 'નવયુગને અનુકૂળ થવાને' તે અસ્તિ-

ત્વમાં આવ્યું; અને નવયુગને તેણે અનુકૂળ થવું જોઈએ એમ તેના તંત્રીએ તેના રજત મહોત્સવ વખતે ઉચ્ચાર્યું. 'વસંત' માં સ્થાન પામવું એ એક વખત ઊગતા લેખકો માટે ગૌરવભરી મહેચ્છા મનાતી. આજે તેમાં પહેલાંની વિવિધતા ને ઉચ્ચ કક્ષા કેટલી જળવાય છે? 'વસન્ત' ની ગુણસમૃદ્ધિ જો વધશે તો ગુજરાત તેની અનિયમિતતા તો સાંખી લેશે. બનારસ જેટલા દૂર સ્થળેથી તેને સંભાળવું એ તેના તંત્રીની એક મુખ્ય અગવડ હતી; પણ તે અગવડને દૂર કરવા 'વસન્ત' ને વારાણસી લઈ જઈ તે વડે પરપ્રાન્તની વિદ્વત્તાથી તેને શોભાવી શકાત. એ અગવડ ને એ ઉન્નત અભિલાષ આજે હવે અપ્રસ્તુત છે. ત્યારે તેમાં તંત્રીની કલમ કોઈક વખત તો છેક અદૃશ્ય થઈ જતી, ને બે ચાર લાંબા લેખો ગમે તેમ છપાવી 'વસન્ત'નો અંક બહાર પાડવામાં આવતો. શ્રીયુત ઇચ્છાશંકર પણ તેના તંત્રીની ઇચ્છાઓને કેટલે અંશે પૂરી પાડી શકે? અને આજે પાછું વસંત તેની ગુણવત્તા વધારવા ને નિયમિતતા સાચવવા ત્રૈમાસિક બન્યું છે. તંત્રીની આવી કાળજી ને ત્યાગવૃત્તિ છતાંયે વસંત આજે કેટલું પ્રગતિસાધક કે સત્ત્વશાલી બન્યું છે તે એક પ્રશ્ન છે.

આનંદશંકરભાઇનાં સાહિત્યવિષયક વિવેચનો, ગ્રંથાવલોકનો કે પ્રાસંગિક નોંધો ગંભીર વિચાર, નિષ્પક્ષપાત દૃષ્ટિ ને અગાધ અભ્યાસનાં સૂચક હોઈ યુવાન વાચકવર્ગને બહુ જ લાભ આપે તેવાં છે. 'પ્રિયદર્શના,' ગાંધીજીની 'ગીતા' વગેરે અવલોકનો મનન કરવા જેવાં છે, ને તેમની નીડર અને તટસ્થ વૃત્તિની સાખ પૂરે તેવાં છે. પણ આવાં અવલોકનો—જીવંત લેખકોની કૃતિઓ ઉપરનાં—લખવાં તેમના કલહભીરુ સ્વભાવને બહુ અનુકૂળ નથી, ને તેથી ગુજરાતી સાહિત્યને એક સમર્થ

વિવેચકની સેવાઓ નહિ મળવાનો અન્યાય થયો છે. જીવંત લેખકોની કૃતિઓના વિવેચક બનવાનું ધ્રુવ સાહેબને જો ના રુચે, તો છેવટે વિદેહી લેખકો ઉપર પણ વિવેચનશાસ્ત્રની દૃષ્ટિએ તેમના વિશાળ અભ્યાસ વડે તેઓ પ્રકાશ નાખે, ને યુવાન વર્ગને માર્ગદર્શક બને. તેથી ગુજરાતી સાહિત્યના વિકાસ પામતા વિવેચન-ક્ષેત્રને કેટકેટલો લાભ થાય?

અંતમાં સામાન્ય રીતે જનતા સાથે અંતર રાખતા આ વર્ચસ્વંતા અધ્યાપક તેમનું શીર્ષ પળિયાંથી સફેદ બને, અને અંગ ગલિત થઈ અશક્ત બને, ત્યાર પહેલાં ગરવી ગુજરાતની નિષ્કામ સેવા કરી માતૃભૂમિનું ઋણ અદા કરે, ને ગુજરાતના કેળવણીક્ષેત્ર ને સાહિત્ય પ્રદેશને વધુ ઉન્નત ને ઉજ્જ્વળ બનાવે, એવી આશા રાખતી ગુજરાતની સાહિત્ય આલમનાં ને શિષ્ટ જનતાનાં આર્ષ દૃષ્ટિ સેવતા ને આર્ય સંસ્કૃતિને પોષતા આ જ્ઞાન અને અનુભવના પરિપાકવાળા વૃદ્ધ આચાર્યને નમ્ર વંદન હો!



# કવિ ન્હાનાલાલ

અને હવે લઈએ આપણી ગરવી ગુજરાતના ગૌરવવંતા કવિ ન્હાનાલાલ. સારાયે ગુજરાત કાઠિયાવાડનાં શહેર તથા ગામડાંમાં ઘૂમનાર, કુદરતી દશ્યોમાં રાચનાર, આર્યસંસ્કૃતિને વખાણનાર, અને અંધાર-ઉજાળતા બ્રહ્મવર્ચસને પૃથ્વી ઉપર ઉતારવાનાં સ્વપ્ન સેવનાર આ યુગકવિ કેટકેટલા રસપ્રદ ગ્રંથોની ગુજરાતી સાહિત્યવર્ગને લ્હાણી કરે છે? અગદ્યાપદ્યના આદ્યસ્રષ્ટા ને ડોલન શૈલીના આ હિમાયતી કવિતા—દેવીની આજે પણ ઉત્કટ ને આદરભરી સેવા કરે છે, અને આખરી સંગ્રામમાં મરણીઆ થનાર સૈનિકના નિઃસીમ ઉત્સાહથી 'વન'માં પ્રવેશ પૂરો કર્યાં પછી પણ યૌવનને શરમાવે તેવો સાહિત્યશ્રમ કરી રહ્યા છે.

કવિત્વનો વારસો મેળવનાર, 'કવિ' શબ્દને સાર્થક કરનાર, આ ક્રાન્તદર્શીએ આર્યાવર્તને, આર્યકુલને, અને આર્ય મનુજ ને મહિલાઓને માટે કેટકેટલું કર્યું છે! 'ઇન્દુકુમાર' અને મનોહર 'ઉષા' દ્વારા તેમણે યુવાનોની અભિલાષા અને આદર્શો વ્યક્ત કર્યાં; રાસનું સાહિત્ય ખેડી દયારામ, દલપતરામ, નવલરામ વગેરેને વધુ મહિમાવંતા બનાવ્યા, અને ગુર્જર સુંદરીઓને વીરાની વીરપસલીથી ઋણી બનાવી. 'જયા અને જયન્ત' વડે નૈષ્ઠિક બ્રહ્મચર્યનો સંદેશો આપી તેમણે પ્રેમનાં વિવિધ સ્વરૂપ નીરખ્યાં; ઇતિહાસના પાઠ પઢી ભૂતકાળમાં નજર કરી, વર્તમાનને નિહાળ્યો, અને ભવિષ્યની સીમાઓ ઉચ્ચારી. મૂર્તિમાન બની જગતને સંબોધતા ત્રણ કાળને તેમણે 'જયા—જયન્ત'માં વાચા દીધી; કાળને કાંઠડે બેસી કાળની

સીમાઓ ભુંસતી ‘વિશ્વગીતા’ આપી; અને ઇતિહાસને ઓવારેથી સત્ય-સોહામણાં ‘અકબરશાહ’ અને ‘જહાંગીર-નૂરજહાં’ આપ્યાં. વિશેષમાં, ઇતિહાસાતીત ‘કુરુક્ષેત્ર’ કવતા આ કવિ ‘સંઘમિત્રા’ જેવી કેટલીયે ઐતિહાસિક કૃતિઓને જગત્પ્રકાશ બતાવવાના મનોરથ સેવી રહ્યા છે.

કવિ ન્હાનાલાલમાં ભાવનાની સુન્દરતા છે, અને ભવ્યતાની ઝાંખી છે; કલ્પના, મૃદુતા ને મધુરતા છે. લલિત અને મનોહર શબ્દાવલી, નાનાં સમતોલ વાકયો, અને કલ્પનાના અનેરા વિહાર; આ બધું તેમની કૃતિઓને હૃદયંગમ બનાવે છે, અને વાચકને કવચિત્ મંત્રમુગ્ધ કરે છે ગુજરાતના કાવ્યસાહિત્યમાં પિંગળના પક્ષકાર કવિ-પિતાના આ કવિ-પુત્રે પિંગળ સામે બંડ જગાવ્યાં, ને ‘ડોલન’ વંતી અગદ્યાપદ્ય શૈલીને પ્રધાનપદ આપ્યું. અને આ સંક્ષોભકારી, ડોલન ભરેલી ‘નિર્બંધ રસચરણાવલી’ અગદ્યા-પદ્ય શૈલી વિષેનાં કવિ ન્હાનાલાલ અને ‘મોટાલાલ’ વચ્ચેનાં સાહિત્યયુદ્ધો અમર બન્યાં હોય તેમ આજે પણ ઘણાયની સ્મૃતિમાં તાજાં હશે. કવિતાસ્રોત ચિત્તક્ષોભમાંથી જન્મે છે, એમ ઉચ્ચારનાર કવિની આ લાક્ષણિક કાવ્યશૈલી લોકપ્રસિદ્ધ અને અનુકરણથી પર છે એમ તો કબૂલ કરવું પડે, કારણકે ‘ગુજરાતનો તપસ્વી’ અને ‘સૌરાષ્ટ્રનો સાધુ’ એ બતાવ્યું છે કે અગદ્યાપદ્યશૈલીમાં કવિની આટઆટલી સફળતા હજુ અન્ય કોઈને નથી વરી.

કવિનાં કેટલાંક સર્જનો જેટલાં શબ્દસોહામણાં છે તેટલાં જ અર્થમાં ગૌરવવંતાં છે; અને ‘ઋજુ, ભવ્ય અને સુંદર’ શલીના પ્રવર્તક પ્રખ્યાત અંગ્રેજ કવિ ટેનીસનની યાદ આપે છે. ટેનીસન ‘રોમૅન્ટીસીસ્ટ’ અને ‘કલાસીસીસ્ટ’ બંને હતો;

કાવ્યપ્રકાશના કર્તા મમ્મટ પણ ભાખે છે કે કવિતા એટલે શબ્દ અને અર્થ બંને. કવિ ન્હાનાલાલનાં કેટલાંક જ્ઞાનપૂર્ણ સૂત્રો, તેમના આદર્શભરેલા બોધ, અને તેમની રસિક વિચારશ્રેણી હરકોઈને તેમને માટે માન ઉપજાવે તેવાં છે. તેમની કવિતાને કલ્પનાની પાંખ સાથે અલંકારોની સુંદરતા પણ છે. તેમાં સૌન્દર્ય શીલથી શોભે છે, સ્વચ્છન્દતાથી નહિ; યૌવન સંયમથી ઊજળું બને છે, ઉચ્છૃંખલતાથી નહિ; શૃંગાર રસસમાધિથી શુચિ બને છે, વિષયવાસનાથી નહિ. ક્યાંયે અનાર્યતાનું સમર્થન, અનીતિના અંતિમ વિજયઘોષ કે અસુરોનું સામ્રાજ્ય નહિ હોય; જ્યાં ત્યાં ઈશ્વરી સત્તાનો સ્વીકાર, જગતપિતાના પેગામનું પાલન ને પ્રેમ–છલોછલ ભક્તિ જ ઝળહળે છે. જાણે કે પૃથ્વી ઉપર રહીને દેવોના દિવ્યધામમાં વાચક વિચરતો હોયની!

અને આ બધામાં તેમનું આત્મલક્ષિત્વ જ નથી જણાતું? ઘણાયે ધર્મોનો ને સંપ્રદાયોનો કવિએ નિખાલસ હૃદયથી અભ્યાસ કર્યો છે. સ્વામિનારાયણ સંપ્રદાય તો તેમને પિતૃકુળ તરફથી વારસામાં મળ્યો છે. કાળબળે પ્રાર્થનાસમાજે પણ તેમના હૃદયને આવરી લીધું, અને પછી તો કવિએ આર્યસમાજ, સનાતનધર્મ, પુષ્ટિ-સંપ્રદાય, જૈન, ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મનો પણ પરિચય સાધ્યો. ને તેથી જ તેઓ આજે બધા ધર્મોની યોગ્ય કદર કરી તેઓમાંથી સર્વસામાન્ય નિષ્કર્ષ શોધે છે. કવિ તો હાલ કહે છે કે 'I have outgrown all cults' (હું સર્વ સંપ્રદાયોથી પર છું). અને ખરેખર આવી વિશાળ ભાવના વિના 'અકબરશાહ'માં સર્વસમન્વય અને વિશ્વકલ્યાણના આદર્શો તેઓ વ્યક્ત કરી શકે ખરા? તેમનાં 'બાદશાહનામા'નાં 'અકબરશાહ' ને 'જહાંગીર–નૂરજહાં' જુઓ એટલે તમારી નજર આગળ હિન્દુ–મુસ્લીમ

વિરોધ ઓગળી જશે, ને ડૉ. ટાગોરના વિશ્વબન્ધુત્વની ઝાંખી થશે.

શ્રી. કવિ એ વિશાળ આમ્રવૃક્ષ છે; ને તેની ડાળીએ ડાળી મ્હોરેલી છે. તેનાં સૌંદર્યદર્શન કરવાં ને તેની કિંમત આંકવી એ છેક સહેલું કામ નથી. તેમની કેટલીક કૃતિઓમાં તો ઇતિહાસ અને કવિત્વ અભેદ્ય મિત્ર બની રહે છે; કારણકે તેમને મન ઇતિહાસનું ખૂન કરી "અસત્યોના પાયા ઉપર ધજાગરા રોપવા તે ઐતિહાસિક કલાયે નથી, કવિતા યે નથી."

કવિની સર્જનપદ્ધતિ યે બહુ લાક્ષણિક છે. અભ્યાસ, ચિંતન, સર્જન, અને સમાલોચના: આ ચાર અવસ્થાઓ વટાવીને જ તેમની હરકોઈ કૃતિ જગતપ્રકાશ જુએ છે; કારણકે તેમના મતે તો આંબેથી કાચી કેરી ઉતારનારે ઉતાવળ ન કરતાં તેને પકવવા જેટલી ધીરજ રાખવી જોઇએ. ઉતાવળ, અપૂર્ણતા કે છીછરાપણું તેમને બહુ થોડું રુચે છે.

રાસસાહિત્યમાં પણ કવિ ન્હાનાલાલે બહુ કિંમતી ફાળો આપ્યો છે. ગરબા–ઘેલી ને રાસરમણે આનંદતી ગુર્જર સુન્દરીઓને તેમણે કેવા અદ્દ્ભુત ને અમર રહે તેવા રાસ આપ્યા છે! 'મહીડાં' 'પૂછશો માં' 'રૂપલા રાતલડી' 'દેવનાં દાન દીધાં' વગેરેમાં કવિએ કોઈ અનુપમ રીતે જ હૃદયના કોમળ ભાવોને સ્પર્શ્યાં છે; અને વિશેષ પરિચય માટે 'રાસકુંજ' અને તેમાં આપેલી કવિની અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના જુઓ. આજે તેમના કેટલાયે રાસ ને ઢાળ વિવિધ અનુકરણોનો વિષય બન્યા છે. પણ કવિએ આ બધું કર્યું તે પુરોગામીઓનું સાહિત્ય–ઋણ સ્વીકારીને જ.

અને કવિમાં કેટકેટલી ગુણપૂજા છે! નરસિંહ મહેતા, મીરાં, પ્રેમાનંદ, નર્મદાશંકર, નવલરામ, દલપતરામ, ગોવર્ધનરામની અને શિવાજી જેવા ભારત–વીરોની જયંતીઓમાં તેમણે કેટકેટલી આદરભરી ગુણસ્તુતિઓ ગાઈ છે? ‘ જાય છે તેની જગા નથી પૂરાતી ’ એમ માનનાર આ સહૃદય ગુણદ્રષ્ટાએ કેટલાયની જયંતીઓને સાહિત્યક્ષેત્રમાં અમર બનાવી છે.

એવા આ કવિમાં સ્ત્રીજાતિ માટેનાં અનહદ માન છે, પ્રકૃતિદેવીનાં વિવિધ દર્શન છે, સંન્યાસીના ત્યાગ છે, સ્નેહીના રસભંડાર છે, ને ભક્તની મસ્ત ભક્તિ છે. વળી કવિ એ રાષ્ટ્રપ્રેમી ને દેશાભિમાની કવિ છે. ‘ધન્ય હો ધન્ય જ પુણ્યપ્રદેશ,’ ‘ગિરનાર’ અને તેમનાં રાષ્ટ્રભક્તિનાં અન્ય કાવ્યો આપણને તેમના આ વિશિષ્ટ લક્ષણની ખાત્રી કરાવે છે. વિશેષ માટે ‘ જહાંગીર–નૂરજહાં ’ કે ‘ અકબરશાહ ’ માં કરેલાં ગરવી ગુજરાતનાં વર્ણનોમાં કવિકલમ કેવી થનગને છે તે જુઓ એટલે આપોઆપ આ બધું સમજાશે.

અને તે ઉપરાંત કવિનાં વિવેચનો અને પ્રાસંગિક ભાષણો અવલોકો. તેમની ઐતિહાસિક, તુલનાત્મક પદ્ધતિ રસપ્રદ યુગચિત્ર રજુ કરે છે; ને તેમણે જયંતીઓનાં ભાષણોમાં આપેલા સાલવારીના આંકડા આપોઆપ જ કાળદર્શન કરાવે છે. પણ ત્હો’યે આ સાથે જણાવવું પડે કે કવિદૃષ્ટિમાં અતિશયોક્તિના આંક બહુ તેજ હોઈ કવિનું કવિત્વ તેમની વિવેચનશક્તિને આવરી લે છે, ઉધાર બાજુને ઉવેખી જમે બાજુને હદપાર નમતી બતાવે છે, ને તેથી કવિ તે વિવેચક મટી માત્ર ગુણપૂજક જ બને છે.

કવિ તે સ્વભાવે કવિ જ છે, ને તેથી તેમનું નાટ્યકારત્વ –વિવેચનની માફક જ–કવિત્વ જેટલું સફળ નથી થયું. તેઓ પ્રથમ કવિ છે, પછી નાટ્યકાર છે, ને પછી વિવેચક છે. નાટકોમાં તેઓ જીવનના ગૂઢ સવાલોને કે આત્માના કૂટ પ્રશ્નોને તત્ત્વ-ચિંતકની, સૌન્દર્યદ્રષ્ટાની કે ભક્ત હૃદયવાળા કવિની દ્રષ્ટિથી છણે છે. 'બાદશાહનામા'નાં બે પ્રસિદ્ધ નાટકોની ત્વરિત પ્રસંગ-માળા બાદ કરીએ તો કવિનાં અન્ય નાટકોમાં કાર્યની ગતિ બહુ મંદ હોય છે, ને સ્પષ્ટ પાત્રનિરૂપણ કે સૂક્ષ્મ પાત્રવિકાસ પણ બહુ ધ્યાન ખેંચે તેવો હોતો નથી. તેમનાં પાત્રો અપાર્થિવ ને તેમની ભૂમિકા ઉચ્ચ; સર્વત્ર સત્યનો જ વિજય ને આદર્શોનો જ પમરાટ. સંસારમાં નજરે જોઈએ છીએ તેવી વિજય પામતી દુષ્ટતાઓ કે જગતજંજાળોનો વાસ્તવિક ને વ્યવહારૂ ઉકેલ જેવું બહુ થોડું જણાય. પણ આ બધું શાને હોય? કારણકે કવિ તે કલ્પનાવિહારી છે, આદર્શોના અભિલાષી છે.

કેટલાક આધુનિક વિવેચકો કહે છે કે મહાકાવ્ય લખે તે મહાકવિ. કવિનું 'બાદશાહનામું' કે 'કુરુક્ષેત્ર' આપણી આ મહાકાવ્યની આશા પૂરશે કે? કવિ તે આ યુગના મહાકવિ છે, પણ તેઓ સર્વકાલીન મહાકવિ ગણાય ત્યાર પહેલાં તો આપણને તેમનામાં કાલીદાસની વ્યંજના ને કલા, અને શેકસપીઅરનું માનવહૃદયનું સૂક્ષ્મ અવલોકન ને તેનું સ્વયંવિકાસ પામતું વિવિધ પાત્રનિરૂપણ વગેરે દ્રષ્ટિગોચર થવું જોઈએ ને?

કવિ ન્હાનાલાલને છંદોબદ્ધ રચના પણ હસ્તસિદ્ધ છે. 'પ્રભો અંતર્યામી,' ઉત્તરાયણ વખતનું કાવ્ય, પિતૃતર્પણ, મેઘદૂતનું ભાષાંતર અને અન્ય છૂટાછવાયાં કાવ્યો તેના સબળ પુરાવા છે. પણ તેમાંએ પાછો યતિભંગ આવે કે શ્લોકમાં

માત્રામેળ છંદનું તત્ત્વ આવે. છતાં તેમની છંદોબદ્ધતા ભાવવાહી છે. તેમની 'સંઘમિત્રા' આનો નિર્ણય કરવામાં આપણને વધુ મદદગાર થાય છે.

ગદ્યક્ષેત્રમાં પણ કવિની કલમે કીમતી ફાળો આપ્યો છે. પછી ભલેને તે 'ઉષા'ની નવલકથા હોય કે સરસ્વતીચંદ્ર વિષેની કાદંબરી–કથા હોય, સાહિત્યમંથન હોય કે સંસારમંથન હોય, કવીશ્વર દલપતરામની જીવનકથા હોય કે 'સોરઠી તવારીખના થર' ની પુસ્તિકા હોય; સર્વત્ર કવિની પદ્ધતિ તે વ્યક્તિગત રીતે જ વિશિષ્ટ છે. યુગબળોની ઓળખ, ઐતિહાસિક દૃષ્ટિ, મૌલિક ચિંતન, વિપુલ સાધનસામગ્રી, ઊર્મિલ ઉલ્લાસ અને કમનીય પદાવલી તેમના ગદ્યનાં યે સામાન્ય લક્ષણો છે. તેમાં ગુણગ્રાહિતા ને સહાનુભૂતિ છે તથા ઉદાર દૃષ્ટિ ને અનુભવબોલ છે. પણ ક્વચિત્ કોઈ ઉત્તુંગ કલ્પના, પ્રમાણ–ઔચિત્યની ઉણપ કે કેવળ અતિશયોક્તિ તેમના લક્ષ્યને ચૂકાવે છે, અને સત્યને ઢાંકી દે છે. એક રીતે તો તેમનું ગદ્ય પણ નિર્બંધ કાવ્ય જ બની પદ્ય સાથે સ્પર્ધા કરતું લાગે છે. યમક, વ્યુત્ક્રમ, સમતોલ વાક્યખંડો અને નવીન શબ્દપ્રયોગો કવિના ગદ્યને યે અનન્ય ને અનનુકરણીય જ રાખે છે. કવિની શૈલી ગદ્યમાં કે પદ્યમાં જેમ વિલક્ષણ છે, તેમ તેમનું દર્શન (vision) પણ મૌલિક અને લાક્ષણિક છે. એ દર્શનમાં વિવિધતા ને નૂતનતા છે; તેમજ ગહનતા અને વિસ્તાર પણ છે. સંક્ષેપમાં, કવિને જેટલી સત્ત્વશાલી સાહિત્ય–ધનની પરખ છે, તેટલી જ તેમને સાચા કવિત્વની કદર છે; અને તેથીયે વધુ તેમને સાહિત્યસેવાની તમન્ના છે.

અને હવે કવિની ભાષા માટે પણ બે બોલ કહી દઉં. ઉપર જણાવ્યું તેમ તે લલિત, સુંદર ને મનોહર છે; છતાં કહેવું

જોઈએ કે ખાસ જરૂર વિના પણ ક્વચિત્ તે વ્યાકરણદોષથી કલુષિત થાય છે; 'સૃજન,' 'ચંદ્રી' 'પરિશુદ્ધવું' 'સંક્રાન્તવું' જેવા શબ્દો તેનાં સ્પષ્ટ ઉદાહરણ છે. જરૂરિયાત વિના આવાં બંડ જગાવવાથી નવા યોજેલા શબ્દો શું અમર થશે? પુનરુક્તિ, ને કોઈકવાર તો અર્થહીન પુનરુક્તિ એ પણ કવિભાષાની અન્ય ખામી છે. આવી પુનરુક્તિને કારણે એક વખત એમ પણ કહેવાતું કે કવિએ 'બ્રહ્મ' શબ્દને બજારૂ ચીજ બનાવી દીધી છે. વિશેષમાં, કેટલીક કૃતિઓમાં અપ્રચલિત સંસ્કૃત કે ફારસી શબ્દોનો અતિરેક વાચકને કંટાળો ઉપજાવે છે; કારણ કે તે માટે નથી હોતી સમજુતી કે ન મળે નોંધ. કોઈક વખત તો અર્થની ક્લિષ્ટતા કે ભાવની અસ્પષ્ટતા પણ તેમની કવિત્વ-શક્તિમાં ઉણપ લાવે છે.

ત્હોયે જીવંત કાવ્યસાહિત્ય અવલોકતાં જણાવવું પડે કે **કવિ ન્હાનાલાલ તે અર્વાચીનયુગમાં શિષ્ટવર્ગના પ્રતિભાશાળી મહાન કવિ છે, આધુનિક કવિઓના અગ્રણી છે.** તેમનું કવિત્વ પ્રતિભાવંતું છે, ને તેમનું સર્જન-ક્ષેત્ર વિશાળ છે. સમૃદ્ધ સાહિત્યસંસ્થા હોય તેમ દરવર્ષે તેઓ અવનવા રસાળ ગ્રંથો ગુજરાતી શિષ્ટવર્ગને પિરસે છે; અને તેથી ગુર્જરસાહિત્યને વિશેષ ગૌરવવંતું બનાવે છે.

કવિની કૃતિઓની આટલી સમીક્ષા પછી કવિને હવે આપણે મનુષ્યભાવે નીરખીયે. કવિ સ્વભાવે નીડર છે, તેવા જ નિખાલસ છે; માની છે પણ માયાળુ છે; ને તેથી જ તેમનાં ભાવભીનાં આતિથ્ય મે'માનોની મુક્તકંઠે પ્રશંસા પામ્યાં છે. તેમનામાં ઉત્સાહ ને સેવાભાવના છે, પણ તે આવેશથી રંગાઈ જાય તેવાં. તેઓ જો રીઝે તો માથું આપે, ને ખીઝે તો ક્રૂર

વિરોધી બને, કારણકે કવિસ્વભાવ સ્નેહમાં તેમજ વિરોધમાં બહુ તીવ્ર છે. તેથી જ એ તીવ્ર આવેશમાં અસહિષ્ણુતા તેના સૂર પુરાવી કવિહૃદયની ઉદારતા ઉપર વિજય મેળવે છે, ને તેમને મિત્રોમાં ને સમાજમાં ક્વચિત્ અપ્રિય બનાવે છે. તેથી જ કરીને કવિએ કેટકેટલા કલહ કર્યા ને કેટલાયના ગાઢ સ્નેહસંબંધ જતા કર્યા. નીડરતા, આવેશ ને અસહિષ્ણુતાને લીધે કેટલાયને કવિ ન્હાનાલાલ મનુષ્ય તરીકે બહુ પ્રાકૃત લાગે છે, પણ ન્યાયની ખાતર જણાવવું જોઇએ કે કવિ તે કવિત્વના ઉચ્ચ મેરુ શિખરે વિરાજેલા હોઈ મનુષ્ય તરીકે છેક તળેટીએ ઉભેલા દેખાય છે. આ લાક્ષણિક સ્વભાવને લીધે તો કવિને પણ ઓછું શોષવું પડ્યું નથી! નહિ તો તેમણે અસહકારના વખતમાં દેશદાઝે પ્રેરાઇને કરેલો નોકરીનો ત્યાગ, તેમના સુવર્ણમહોત્સવના પ્રસંગો, ને તેમનો સાહિત્યપરિષદ સાથેનો અસહકાર આમ આજે આપણે માટે દુઃખભર્યાં સ્મરણના જ વિષયો ના બને. કોઈક અધન્ય પળે ગાંધીજી સાથે તેમને ખડાખાટ્ટાં થયાં, ને ત્યારથી કવિનું જાહેર જીવન વણખીલ્યું જ રહ્યું. પણ ગુજરાતને તેથી લાભ જ થયો છે. આ પ્રતિકૂળ સંયોગોએ જ કવિની કવિત્વશક્તિને એકાગ્ર કરી ને તેને પૂરબહારમાં પ્રફુલ્લાવી. સાચા હૃદયના આ કવિની જાહેર, સામાજિક કે રાજકીય સેવાઓ દેખાઈ ના દેખાઈ, ને અદીઠ બની. એક સૂચના કરી લઉં? નિષ્પક્ષપાત રીતે બંને પક્ષનું સાંભળી શુદ્ધ ન્યાય આપી કવિને સંતોષી કે અદ્ભુત પ્રેમબળે તેમને જીતી લેઈ વિદ્યાપીઠ ને સાહિત્યપરિષદ સાથેનાં કવિનાં રૂસણાં છોડાવનાર આખા ગુજરાતમાં કોઈ પણ નહિ હોય? મહાત્માજી પણ તેમને ના અપનાવી શકે? સંયોગો જોતાં માત્ર આટલી સૂચનાથી જ સંતોષ માનવો રહ્યો.

કવિ માટે હજુ પણ એક વસ્તુ બાકી રહી જાય છે. તેઓ લોકજીવનને સ્પર્શે છે અથવા દૂરથી સહાનુભૂતિની નજરે નિહાળે છે; પણ તેમાં લીન થતા ના કહી શકાય. કવિ, તે પહેલાં કહ્યું તેમ, મુખ્યત્વે શિષ્ટ વર્ગના જ કવિ છે. કવિ દલપતરામનું 'ક. દ. ડા.' તરીકે લોકજીવનમાં ગામડે ગામડે જેવું સ્થાન હતું, તેવું આજે કવિ ન્હાનાલાલનું કહી શકાય? સરકારી બાળપોથી ને વાચનમાળાનાં અન્ય પુસ્તકોમાં કવિના નામનિર્દેશ સાથેની અથવા વગરની તેમની કવિતાઓ એકંદરે તો ગામડાંમાં ઠીક ઠીક શ્રવણગોચર થાય છે, ને તેટલે અંશે બાળસાહિત્યમાં ને લોકજીવનમાં યે કવિનું સ્થાન છે. પણ તેમના પિતા જેટલું તે ચિરકાલીન ને લોકપ્રિય નિવડશે ખરૂં? આશા છે કે નીડર ને નિખાલસ કવિ આ નીડરતા ને નિખાલસતાની કદર કરશે.

આ બધાં વિશિષ્ટ લક્ષણવાળા કવિ ન્હાનાલાલ અભિમાનીને ત્રાડ દે છે, વિરોધીને પછાડે છે, ને શિષ્ય જેવા નાનેરાઓને સાથ આપે છે, દોરે છે, વખાણે છે. કવિસ્વભાવની પારાશીશીમાં ક્ષુદ્ર તે મહાન દેખાય છે, ને અણુ તે મેરુશિખર બને છે. તેથી સત્ય હકીકતો પણ રાગદ્વેષની રજથી ઢંકાયેલી રહી અપૂર્ણ દેખાય છે. માનીતાની મોટાઈ વધારવાની અને વિરોધીઓની લઘુતા સાધવાની પ્રબળ ઇચ્છા તેમની મહાનુભાવતાને પણ મ્હાત કરી તેમના શબ્દ-દેહે ગાયેલા આર્ય આદર્શોને કવિજીવનમાં વ્યક્ત થતા રોકે છે. જો તેમના પાર્થિવ સ્વભાવમાં તેમનાં પાત્રોની અપાર્થિવતા ભળે, આ દેહે તેમણે કવેલી ભાવનાઓનો પરિમળ તેઓ સગાં, સ્નેહીઓ અને સમાજમાં ફેલાવે, તેઓ રાગદ્વેષથી પર થઈ સત્યના પૂજારી બને, સદ્ભાવથી વિરોધીઓ સાથે કામ લે, અને અભિમાન વિના પ્રશંસકો સાથે

સમભાવ કેળવે, તો ગુજરાત નહિ જોયેલો કવિ જુએ, સાહિત્યને સમર્થ સાહિત્યસ્રષ્ટા મળે, રાષ્ટ્રને એક પ્રેરક ભક્ત મળે, ને તેમની આર્યસંસ્કૃતિનો સંદેશો ઘેરેઘેર ઝીલાય. તો જ તેમની કાવ્યચંદ્રિકા દરેક સહૃદય વાચકને આહ્લાદ આપે. કવિવર મહા-ગુજરાતની આ અભિલાષા ક્યારે પૂરી પાડશે? સાહિત્યમાં 'કુરુક્ષેત્ર' સર્જતા આ કોડીલા કવિ જીવનનું કુરુક્ષેત્ર ક્યારે મિટાવશે?

પણ આ 'જો ને તો'ની કલ્પનાને બાજુએ મૂકીને વિચારીએ તોપણ જણાશે કે કવિ ન્હાનાલાલ એ અર્વાચીન યુગના મહાન સાહિત્યસરજનહાર છે, ને ભવ્ય આમ્રવૃક્ષ જેટલા મનોહર અને મધુર છે. કાણાને કાણો કહેવાની તેમની ઝનુની નીડરતાને લીધે ભલે તેમનાં મૂલ્ય આજે લોકદષ્ટિએ ઓછાં અંકાય; આવતી કાલે તો તેમની સુયોગ્ય કદર જ થશે. વિશ્વનિયંતા તેમની સહજ બુદ્ધિને અને ઉચ્ચ કવિત્વશકિતને વરેણ્ય ભર્ગના ફુવારાથી વધુ નિર્મળ અને વધુ પવિત્ર બનાવે! આવી ઉન્નત અભિલાષા સેવતી બૃહદ્ ગુજરાતની સાહિત્યજનતાનાં આ જ્ઞાને અને વયે વૃદ્ધ થયેલા યુગકવિને અનેકગણાં આદરભર્યાં વંદન હો!



# શ્રી. કનૈયાલાલ મુનશી

સિનેમાની ફિલમનાં દશ્યોની જેમ રેખાચિત્રોની વેગવંતી હારમાળા આપનાર શ્રી. ચંદ્રશંકર પંડ્યાએ જ્યારે પોતાના મનશ્ચક્ષુથી તેમના ગાઢ મિત્ર અને તેમને મન ' Superman ' સરીખા લાગતા શ્રી. કનુ મુનશીના જીવનના મેઘધનુષ્યના જેવા વિવિધ રંગો નિહાળ્યા, અને 'વીસમી સદી'ની પ્રયોગશાળામાં જ્યારે તેમના જીવનનું વિવિધ ને નિરનિરાળું પૃથક્કરણ કરી બતાવ્યું, ત્યારે તો મને પણ મુનશીજીવન સંબંધી અવનવા વિચારો સ્ફુર્યાં. પણ પછી ધીમે ધીમે મુનશીના જાહેર પ્રશંસકોમાં એટલી ભરતી થઈ કે તેમણે મારા હૃદયદ્વાર સુધી આવી ખૂબ કોલાહલ કરી મૂક્યો. મને પણ લાગ્યું કે આ પ્રશંસાકાર્યમાં જો હું પાછળ રહી જઈશ તો મુનશીને કદાચ તેમના જ કહેવાતા પ્રશંસકોના હાથે અન્યાય થઈ બેસશે; ને તેથી જ આમ અમદાવાદના કેટલાક જીવંત મહાજનોનું સ્વાગત મુલતવી રાખી શ્રી. મુનશીને આજે અહીં સમયોચિત અને સુયોગ્ય સત્કાર આપવાની મેં હિંમત કરી છે.

અભ્યાસકાળ દરમિયાન વડોદરાની કૉલેજમાં પ્રો. અરવિંદ ઘોષની પ્રેરક જ્ઞાનગંગાનાં પાન કરનાર, ગોવર્ધનરામના અભિનવ સાહિત્યયુગનો પરિચય સાધનાર, ઊગતી જુવાનીમાં ડૉ. એનિબિસેન્ટની 'હોમરૂલ'ની પ્રવૃત્તિને ઝીલનાર અને વર્ષો પછી ક્રમે કરી ગાંધી–યુગની અહિંસાને સત્કારનાર મુનશીએ કેટલા ટૂંક સમયમાં જ તેમના અનેરા ચળકાટથી જનતાને આકર્ષી લીધી

છે! મહત્તા અને માતૃભૂમિની સેવાનાં સ્વપ્ન સેવનાર મુનશીએ દેશાભિમાન અને વ્યાવહારિકતાનો યોગ્ય સમન્વય કરી કેટલી વસ્તુઓ આજે સિદ્ધ કરી લીધી છે! એક જ પ્રહારે સંસ્કારી ને ગૌરવભરી મંજરીને મારનાર, અને કલ્પનાના ઊડણદંડે મહાઅમાત્ય મુંજાલ અને પૃથ્વીવલ્લભ મુંજનાં મન પારખનાર આ લેખકે આપણને કેવાં જીવંત અને જ્વલંત પાત્રો આપ્યાં છે? 'મા'ની સેવાનાં સ્વપ્ન સેવનાર 'સુદર્શન' દ્વારા તેમણે પોતાની જ મનઃસૃષ્ટિના ભાવિ સ્પષ્ટ આંક ઉકેલ્યા, 'ભગવાન કૌટિલ્ય" અને 'ધ્રુવસ્વામિની દેવી' દ્વારા ભૂતકાળના ગાઢ અંધકારભર્યા પડદા ચીર્યા, અને 'કોનો વાંક', 'વેરની વસુલાત' ને 'સ્નેહસંભ્રમ' જેવી કૃતિઓ વડે વર્તમાન સમાજના વિવિધ રંગ અવલોકયા; અને આ રીતે તેમણે કેટલું યે સર્જનાત્મક સાહિત્ય ગુજરાતની સાહિત્યપ્રિય જનતાને ચરણે ધર્યું.

પણ ભૂલ્યો; મુનશી માટે 'ચરણે ધરવું' એમ કહેવું તે એમને મન તો માનહાનિ જ ગણાય. તેમણે તો આ સર્જનાત્મક સાહિત્યના થોકેથોક ગુજરાતની જનતા ઉપર બૉમ્બના ધડાકાની માફક નાખ્યા કર્યા; અને અંજાઈ ગયેલી, મૂઢ બનેલી એ જનતાએ આંખો ચોળતાં મુનશીની સાહિત્યશકિતઓનો સ્વીકાર કર્યો. પણ આ જ વસ્તુને ગુજરાતી યુવકો માટે વધુ સ્પષ્ટ કરી બતાવું? પ્રખ્યાત અંગ્રેજલેખક મૅકોલેએ 'ઈંગ્લૅન્ડનો ઇતિહાસ' લખી તેની અદ્ભુત શૈલી અને અવનવા વિચારપ્રવાહને લીધે અન્ય લેખકોનાં માન મૂકાવ્યાં, અને યુવાન પુરુષ કે સ્ત્રી–વાચકોના ટેબલ ઉપર તેને પ્રથમ સ્થાન અપાવ્યું; તેવું જ સ્થાન ગદ્ય સાહિત્યમાં મુનશીની 'ગુજરાતનો નાથ' નામે નવલકથાએ પ્રાપ્ત કરી ગુજરાતના યુવકોનાં હૃદયગઢ સર કરી લીધા છે, ને

ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'ને વાચકના મનશ્ચક્ષુ આગળથી જરા પાછળ પાડી દીધો છે.

કહે છે કે મહાઅમાત્ય મુંજાલની જેમ મહત્ત્વાકાંક્ષી અને સર્વલક્ષી થવા પ્રયત્ન કરનાર મુનશીએ અનેક ક્ષેત્રોમાં ઘૂમી સાહિત્યને અન્યાય કર્યો; પણ તેમ કહેનારે મુનશીનો દોષ કાઢતા પહેલાં મુનશીહૃદયને વધારે પારખવું રહ્યું. **શ્રી. મુનશી એટલે ગુજરાતની અર્થસાધક, વિજયવંતી અને અનેકગણી મુશ્કેલીઓને પણ તરી પાર ઊતરનાર કુશાગ્ર બુદ્ધિ.** અને તેમની બુદ્ધિનું આ વિશિષ્ટ લક્ષણ તેઓ જ્યારે યુનિવર્સિટીના 'રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટ' તરફથી ધારાસભાના સભ્યપદ માટે થનાર ચુંટણીમાં પહેલવહેલા ઉમેદવાર તરીકે ઊભા રહ્યા ત્યારે જણાઈ આવ્યું. અને તેવું જ કૈંક યુનિવર્સિટીની કાર્યવાહીમાં, ને સાહિત્ય પરિષદનાં બંધારણોમાં પણ; કારણ કે મુનશીની નજર સાધ્ય તરફ જ હોય છે, પછી ભલે સાધન ગમે તેવું હોય. એકાગ્રતાને શુષ્ક અને સારહીન માનતા હોય તેમ તેમનું મન નવીનતાથી આકર્ષાય છે. પ્રાપ્ત થયેલાં કુસુમને આકામ ચૂસી લેઈ દૂરના અણદીઠ પ્રદેશનાં અભિનવ કુસુમો તરફ વિવિધતાના આશક બની ઊડી જનાર ભ્રમરની તેમનામાં ઉત્સુકતા અને અસ્થિરતા છે. જુદાં જુદાં ક્ષેત્રોમાં વિચરતા મુનશી જ્યાં જાય ત્યાં નવી ભાત પાડે અને આગળ તરી આવે. હાઇકોર્ટમાં, ધારાસભામાં, યુનિવર્સિટીમાં, બારડોલી સત્યાગ્રહમાં અને બીજા કેટલાંયે કમિશન અને કમિટિઓમાં ગમે તે સાધનનો ઉપયોગ કરી તેમણે ક્યારે આગળ પડતો ભાગ નથી લીધો ? કારણકે, અગાઉ કહ્યું તેમ સાધનની શુદ્ધાશુદ્ધતા વિષે તેઓ બહુ ચિંતા નથી ધરાવતા.

મુનશી એટલે વિચક્ષણ જાદુગર; વખત જોઈને સફળ

પાસા ફેંકનાર તરીકે તેમને ઘણા જણ ઓળખે છે. તેઓ પળેપળનો અને પ્રસંગે પ્રસંગનો સદુપયોગ કરી જાણે છે, અને તેથી જ તેઓ કેટલીયે કાર્યસિદ્ધિ કરી શકે છે. તેઓ અમદાવાદમાં કેસ માટે કે કમિટિ માટે આવે, ને થોડી ફુરસદની પળોમાં બીજાં કેટલાંયે મહત્ત્વનાં કાર્યોમાં ભાગ લે, અને ભાષણો પણ રાખે. પણ એવાં બધાં ભાષણોનાં મૂલ્ય એકસરખાં ક્યાંથી હોય? અમદાવાદમાં 'સાહિત્યના પંચદેવ'ની પિછાન આપનારા ભાષણમાં જે અનેરી ભાત હતી, નડિઆદના 'ગુજરાત : એક ભાવના' એ ભાષણમાં જે સર્વગ્રાહી સમાલોચના અને અદ્ભુત આશાવાદ હતાં, એ કાંઈ બધાં જ ભાષણમાં ઓછાં હોય છે? 'સાહિત્યનાં ઋણ'નામે અમદાવાદના એ ભાષણ વખતે તો કેટલાક શ્રોતાઓને લાગ્યું કે ગુર્જર સાહિત્યના ખંડો રચનાર અને ડો. કેતકરના ગુજરાતી જ્ઞાનકોષમાં સ્હાય આપનાર મુનશીની ભાષા કેમ આમ ઠોકરાઇને વ્યાકરણદોષોથી કલુષિત બનતી હતી? પણ આ અસંબદ્ધતા તે જ મુનશીની વિવિધતા છે ને? મુનશી એમની અદ્ભુત શક્તિથી કેટકેટલું લખી લખીને ફેંકી દે છે? કોઈ મિત્રોની સ્હાયથી ને અઢળક લક્ષ્મીના બળથી તૈયાર સાધનો મેળવી મુનશી તેમને પોતાની સર્વગ્રાહી અને સચોટ દૃષ્ટિથી વ્યવસ્થિત કરી ઓપ આપે છે, ને તેમનું સુયોગ્ય સંવિધાન કરી જનતા માટે જાહેરમાં મૂકે છે; અને પછી તેમને પોતાની કૃતિઓનાં વિવેચનો વાંચવામાં, તેમનાં લાલિત્યભર્યાં શબ્દોમાં વખાણ સાંભળવામાં, અને ટીકાકારોના સખત ટીકા-પ્રહારો ઝીલવામાં ખૂબ મઝા પડે છે. તેમની ચકોર બુદ્ધિથી આવી ટીકા કે પ્રશંસાનું માપ આગળથી કાઢી લેઈ તે માટે તેઓ તૈયાર જ રહે છે, ને તેમાં જ તેઓ રાચે

છે. પ્રણાલિકાભંગના તેઓ હિમાયતી હોઈ સ્વ. નરસિંહરાવ અને પ્રો. બ. ક. ઠાકોરના સંગરંગે જાણેકે નવીન સ્વરૂપે સાહિત્યમાં ક્રાન્તિકારક તત્ત્વોનું પુનરુજ્જીવન કરતા હોયની! 'કાકાની શશી' અને 'પુરંદર પરાજય' તથા 'ગુજરાત'ના દિવાળીના અંકમાં પ્રગટ થયેલી વાર્તાઓ અને નાટિકાઓઃ આવું આવું તો તેઓ કેટલું યે લખ્યા જ જાય છે; જનતા તે વાંચે છે, વિચારે છે, ને તેનું વિવરણ કરે છે. પણ સાહિત્યનો આમવર્ગ કૈંક શાંત થાય ના થાય ત્યાર પહેલાં તો મુનશીએ કૈંક નવું સરજાવ્યું જ હોય. તેમનાં સાહિત્યસંસદનાં ભાષણો, ને તેમાંયે બારડોલી ઉપરનું તેમનું 'મૂલ્યપરિવર્તન' અને 'સુવર્ણયુગનાં સર્જન' કોઈ અજબ શબ્દસામર્થ્ય બતાવી સહિત્યની અમોઘ શકિત પૂરવાર કરે છે.

ગાંધીયુગની સર્વતોમુખી અને પુણ્યપ્રદ પ્રવૃત્તિ આગળ મુનશીની સાહિત્ય કે રાજકીય પ્રવૃત્તિ ઢંકાઈ જતી હોવાથી સાહિત્યક્ષેત્રમાં મુનશી તે યુગસ્રષ્ટા કે યુગભોક્તા, આ પ્રશ્ન કેટલાક નવીન અભ્યાસીઓને મૂંઝવે છે; પણ આ પ્રશ્ન જ અહીં અસ્થાને છે. મુનશી પોતાના બુદ્ધિબળે અને સ્વાભાવિક નીડરતાથી નાનકડા ગુજરાતમાં થાય તેટલું બધું જ કરી દે, એમ તેમણે બારડોલીના સત્યાગ્રહયુદ્ધ વખતે પણ બતાવી આપ્યું. મુનશીમાં જો તીક્ષ્ણ બુદ્ધિ સાથે લાક્ષણિક નીડરતા અને દેશદાઝ ના હોત તો તેઓ આજે વર્ષો પછી પણ મહાસભાની છત્રછાયા ન સ્વીકારત, અને તેમનું તેજસ્વી વ્યકિતત્વ કયારનું યે અમલદાર પિતાને પગલે ચાલીને સરકારની સોડમાં ઢંકાઇ ગયું હોત.

એવા આ બુદ્ધિબળના ઉપાસકને પણ જગદ્‌વિભૂતિ સમા મહાત્માજીની આધ્યાત્મિકતા માટે અપૂર્વ માન છે, એમ તેમના

'જ્યોતિર્ધરો' સાખ પૂરે છે. ને એ જ આધ્યાત્મિક તેજથી રંગાઈ કે અંજાઈ તેમણે સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું. મુનશી એ પ્રથમ ગુજરાતી, ને પછી હિન્દી. ખ્વાબને માણનાર, ગુજરાતના-પાટણના—લાટના—ભૃગુકુચ્છના ગૌરવની યશોગાથાઓ રચનાર આ ગ્રંથકારે પોતાની વાણીને વર્તનમાં ઉતારવા માતૃભૂમિને ચરણે પોતાની સર્વ શક્તિઓ સમર્પી, ધારાસભાનું સભ્યપદ તજી દીધું. વકીલાતને પણ વેગળી મૂકી, અને રાષ્ટ્રસેવાની દિશામાં ગૌરવભરી ભાત પાડી.

મુનશીને કેટલાક સાહિત્યચોર માને છે, અને "કૌમુદી'માં તેના પુરાવા પણ અપાયા. યુરોપના સાહિત્યઋણ વિષે જો મુનશીએ પોતે નિખાલસતાભર્યો ખુલાસો બહાર પાડયો હોત તો સાહિત્યનો આમવર્ગ કેટલાયે તર્ક--વિતર્ક ને વિતંડાવાદમાંથી બચી જાત. એ સાહિત્યઋણનો સ્વીકાર કર્યાં છતાંયે મુનશીની પ્રભાવંતી પ્રતિભાની ગુજરાતે જરૂર કદર કરી હોત. પણ મુનશીના સ્વભાવમાં આવી નિખાલસતા હશે ખરી?

મુનશીની સર્વ નવલકથાઓમાં 'પ્રતાપ' 'ડારે તેવી, હઝાડે તેવી નિશ્ચલતા' 'સખત બીડાયલા હોઠ' એવું એવું તો કેટલું યે સામાન્ય જ હોય છે. અને તેમની લેખનપદ્ધતિ ને શૈલી પણ હવે એટલી તો રૂઢ બની ગઇ છે કે 'કૌમુદી'ના અંકમાં એક વાર કોઇએક લેખકે તેમની ઢબે જ 'ભગવાન કૌટિલ્ય'નું આગળથી જ અનુસંધાનમાં એક પ્રકરણ લખી આપ્યું; ને 'મુનશીજી, નવીન આપો, નહિ તો પિષ્ટપેષણ તો તમ જેવા નવીનતા ને વિવિધતાના ઉપાસકને શોભે નહિ' તેમ સૂચવીને મુનશીની એ નવલકથા તેમની જ પદ્ધતિએ પૂરી લખી આપવાની તેણે અનુજ્ઞા માગી હતી.

શ્રી. મુનશીની ઘણીખરી નવલકથાઓનું વસ્તુસંવિધાન કલાયુક્ત અને મોહક, રસપ્રદ અને વેગભર્યું છે. લાંબાં વર્ણનો, નીરસ પાત્રપરિચય, અને શુષ્ક વાચ્યત્વના દોષોથી ઘણે અંશે તેમની નવલકથાઓ મુક્ત છે. તેમનો વસ્તુપ્રવાહ તે સરિતાપ્રવાહ જેવો જ રમ્ય, વેગવંતો ને આહ્લાદક છે. વાચકને બધો વખત જિજ્ઞાસાપરાયણ કેમ રાખવો એ વિચાર પ્રસંગોની ફૂલગૂંથણીમાં તેમના ધ્યાનબહાર ભાગ્યે જ હોય છે. એક પણ પાન છોડવાનું મન થાય નહિ, ને વાર્તાપ્રવાહની ખાતર તે છોડી શકાય પણ નહિ,–'ભગવાન કૌટિલ્ય' જેવાં માટે નહિ,—એ જ વસ્તુ વાચકને પ્રસંગોના પૂરમાં ખેંચાતો રાખે છે. મુનશીની લોકપ્રિયતાનું આ પણ એક મુખ્ય કારણ છે.

પણ તેમની નવલકથાઓની આથીયે સુંદર વિશિષ્ટતા તો તેમનું પાત્રાલેખન ને પાત્રવિકાસ છે. તેમનાં પાત્રો તે જીવંત, સૃષ્ટિમાં મળી આવે તેવાં, દેશાભિમાની, આકર્ષક અને આબેહૂબ છે. પ્રસંગો અને સંવાદો દ્વારા તે તે પાત્રોના ગુણદોષથી વાચક વિશેષ માહીતગાર બને છે, અને પછી તો તેમનાથી તે એટલો બધો પરિચિત થાય છે કે પાત્ર દૂર હોય કે વેશ બદલીને આવે તોપણ તે તેને ઓળખી કાઢે છે. કાકની વિચક્ષણ સાહસિકતા, મુંજાલનો સત્તાદર્શક પ્રભાવ અને ઉદા મહેતાનું મીઠું હાસ્ય વાચકને તે તે પાત્રની અંધારી રાત્રિએ પણ ઓળખાણ આપે તેવાં તાદૃશ છે. યુરોપના 'Introduction' ના સામાજીક શિષ્ટાચારને અનુસરતા હોય તેમ મુનશી એક વખત વાચકને મુખ્ય પાત્રો સાથે પરિચય કરાવી આપે છે; અને પછી તો બંને એકબીજાની ગાઢ મૈત્રી સાધવા પોતાની જ મેળે વિશેષ પરિચયમાં આવે તેવી ઇચ્છાથી તેઓ પોતે અદૃશ્ય થતા લાગે છે. સંક્ષેપમાં,

બીજમાંથી રોપ થાય ને રોપમાંથી વૃક્ષ થાય તે જ રીતે મુનશીનાં પાત્રો ઉત્તરોત્તર સ્વાભાવિક વિકાસ પામતાં કહી શકાય.

અને આ ગુણદર્શનની જમે બાજુને ત્રુટીઓની ઉધાર બાજુ પણ છે. 'રેખાચિત્રો'ની વિશાળ સૃષ્ટિ રચનાર બ્રહ્માના જેવી ઉધાર બાજુને ઊંચી મૂકવાની 'પંડા,' કે જમે બાજુને જ નમતી બતાવવાની 'નાગરિકતા' મારામાં બહુ થોડી છે, ને તેથી જ મારે તેજની સાથે છાયા પણ બતાવવી રહી. મુનશીનાં પાત્રો કેટલેક અંશે તો સ્વચ્છંદી, સાહસિક, સત્તાશીલ, તોફાની કે યુક્તિ-પ્રયુક્તિવાળાં છે. તેમના પાત્રાલેખનમાં જાણે કે આત્મલક્ષિત્વના (Subjectivity) જ ઓળા પડતા હોય તેમ તેમનાં પાત્રોની એક વખત જો વિવિધતા ને વિશિષ્ટતા સમજી લીધી તો પછી વગર વાંચ્યે પણ તેમની કોઇ પણ નવલકથાનાં પાત્રો વિષે તમે જ્ઞાન ધરાવવાનું સાહસ કરી શકો. પાત્રોના સુંદર સમન્વય ખાતર મુનશીએ ઇતિહાસનું ખૂન કર્યું, ને યુરોપના સાહિત્યનાં કેટલાંક પાત્રોને ગુજરાતી સ્વાંગ સજાવી ઇતિહાસને ઉવેખ્યો; નહિ તો તેમનાં પાત્રો પ્રેમાનંદનાં પાત્રો જેવાં ગુજરાતી અને ગુર્જર સંસ્કૃતિનાં પ્રેરક કેમ ના લાગે? અને તેમના 'પુરંદર,' 'ચ્યવન,' 'જયસિંહ,' કે 'ક્રીર્તિદેવ' વિદ્વાન્ અને રસિક વિવેચકોને કેમ કૃત્રિમ અને અનૈતિહાસિક લાગે? પણ એ તો જેમ તેમનાં કેટલાંક વિભૂતિમાન પાત્રો યે મનુષ્યની સહજ ત્રુટિઓથી પર થઇ શકતાં નથી, તેમ તેમની ઉત્તમ નવલકથા પણ ઇતિહાસ સાથે સ્વચ્છંદતાએ વર્તવાની લાલચને દૂર ન કરી શકે તો તે બહુ આશ્ચર્યકારક ન લેખાય. આટલું તો માત્ર સૂત્રાત્મક રીતે જ; નહિ તો પછી સાહિત્યસંસદ મુનશી માટે ક્યાં ઓછો પક્ષપાત ધરાવે છે?

અને શ્રી. મુનશી કેવળ નવલકથાકાર જ નથી; નાટ્યકાર તરીકે પણ તેમનું સ્થાન વિશિષ્ટ રીતે નોંધપાત્ર છે. સબળ પાત્રાલેખન, વેગવંત કાર્યપ્રવાહ, સૂક્ષ્મ હાસ્યરસ, કૌશલભરી સંયોજનકલા અને વાસ્તવિકતા, તથા તે બધાંમાં તરી આવતી ઉલ્લાસિતા તેમનાં નાટકોમાં પણ ધ્યાનપાત્ર બને છે. પણ તેમનાં આ નાટકોના બે પ્રકારો છે; એક વિનોદપ્રધાન નર્મવૃત્તિથી લખાયેલાં નાટકોનો, અને બીજો તે સમાજ, ઇતિહાસ કે પુરાણનો આશ્રય લેઇને ગંભીરતાથી રચાયેલાં નાટકોનો. પ્રથમ પ્રકાર તે 'ગાંભીર્યના ઇજારદારો'એ વાંચવા જેવો નથી તેમ કર્તા પોતે જ જણાવે છે. આ વિનોદપ્રધાન નાટકોમાં હૃદયના ઉદાત્ત ભાવો, સૂક્ષ્મ મનોમંથન, કે જીવનનું કોઇ અનુકરણીય તત્ત્વચિંતન સ્વલ્પાંશે જ વાચકને અનુભવગોચર થાય છે. 'કાકાની શશી,' 'બ્રહ્મચર્યાશ્રમ,' 'સામાજીક નાટકો' —અને 'સ્નેહસંભ્રમ' નામે નવલકથા પણ—બધાં જ અગંભીરવૃત્તિથી રચાયાં છે; અને બહુધા તેમાં ગાંભીર્ય, નીરસતા કે માનવજીવનના કોઇ ક્ષુદ્ર સ્વરૂપ કે લક્ષણને બહાર લાવી તેની ઠેકડી કરવાનો જ હેતુ હોય છે. આથી ઉલટું, તેમનાં 'પૌરાણિક નાટકો'માં—ને તેમાંયે 'તર્પણ' ને 'પુત્ર સમોવડી'માં—તથા 'ધ્રુવસ્વામિનીદેવી'માં માનવજીવનની મહત્તા, રાષ્ટ્રની અસ્મિતા, પ્રબળ વીરતા, નિઃસીમ સ્વાર્પણ ને ચિત્તાકર્ષક સંઘર્ષણ વાચકવર્ગને વિસ્મયવશ કરી મંત્રમુગ્ધ બનાવી દે છે?

હમણાં હમણાં તો શ્રી. મુનશીની કલમ નવલકથા કરતાં નાટક તરફ જ વધુ ઢળતી જાય છે, અને આ વૃત્તિ તેમનામાં કેટલી પ્રબળ થતી જાય છે, તે 'લોપામુદ્રા'ના ખંડ જોવાથી આપણને સમજાય તેમ છે. પણ એકંદરે તો નવલકથા

અને નાટક બંને તેમને સબળ ને સફળ રીતે આકર્ષે છે; કારણકે આ બંને વચ્ચે અનેક પ્રકારનું સામ્ય છે.

શ્રી. મુનશી ભાગ્યે જ પદ્યમાં લખે છે. વૃત્તરચના ઉપર તેમણે તેમની કલમ અજમાવી જ નથી જણાતી; અને છતાં તેઓ કેટલેક અંશે કવિ પણ છે. 'તર્પણ'માંનો દિવ્યાસ્ત્ર માટેની પ્રાર્થના આપતો ખંડ કે 'ગુજરાતનો નાથ'માં 'ઉષાએ શું જોયું?' તે પ્રકરણ કવિત્વથી ભરપુર હોઇને અનેરી રીતે જ આકર્ષક ને આહ્લાદક બને છે. વિશેષમાં 'શિશુ ને સખી' તો તેમનું ગદ્યકાવ્ય જ કહી શકાય. ગદ્ય અહીં અલંકૃત ને કલાયુક્ત બની તેની સાદાઇ ને સંયમિતા તજી દે છે; અને ઊર્મિ તથા ઉલ્લાસમાં સરી પડે છે. જાણે કે કોઇ જીવંત કાવ્ય! હૃદયમાંથી પાતાળઝરણાં ફૂટતાં હોય તેવી ઉત્તુંગ ઊર્મિઓ ને મનોહર ભાવો તેમની સમગ્ર કૃતિને સ્નેહરસે છલોછલ ભરી નાખે છે! આ ઉપરાંત 'કેટલાક લેખો', 'થોડાંક રસદર્શનો,' અને 'આદિ વચનો': આ બધાંય સ્વાધ્યાય, ચિંતન, ઊર્મિલતા, સ્વદેશગૌરવ ને પ્રેરકતા આદિ તત્ત્વોથી વિશિષ્ટ બનેલાં છે. આ કૃતિઓ જેટલી તેમના ગુણોને લીધે આકર્ષક છે, તેટલી જ તેમની રુચિર શૈલીને લીધે મનોરંજક પણ છે. 'નરસૈયો: ભક્ત હરિનો' ને 'અર્વાચીનોમાં આદ્ય'માં શ્રી. મુનશી આપણને જીવનચરિત્રકાર તરીકે દેખાય છે; અને છતાં તેમાં તેઓ સંશોધનપ્રિય વિદ્વાન તરીકેનું પણ પોતાનું સ્થાન સિદ્ધ કરે છે. બંને કૃતિઓ મનોહર શબ્દચિત્રોથી ભરેલી છે. તેમાં આવેગ, ઊર્મિ, અને અર્વાચીન દૃષ્ટિ ક્વચિત્ વિવેક અને સત્યને આવરી લે છે; તો ક્વચિત્ તે પરંપરાગત માન્યતા કે પ્રાચીન અતિશયોક્તિને છિન્નભિન્ન કરી નાખી નવો પ્રકાશ પાડે છે. આ

પુસ્તકોને હાથમાં લીધા પછી વાચક ભાગ્યેજ તેમને અપૂર્ણ મૂકી દઇ શકે. અને તેમાંયે 'નરસૈંયોઃ ભક્ત હરિનો' ની પ્રસ્તાવનામાં સ્વાધ્યાય, તુલનાત્મક દૃષ્ટિ ને સૂક્ષ્મ સંશોધનવૃત્તિ ઇત્યાદિ લક્ષણો તેના વિદ્વાન લેખક તરફ માન ઉત્પન્ન કરે તેવાં છે. અધીરા ને ત્વરાપ્રિય સરજનહારને અહીં વિચારશીલ વિદ્વાન ને ગહન સંશોધક બનતા જોઇને વાચકહૃદયમાં તેમના તરફ સાશ્ચર્ય આદર થાય છે. જો કે તેમાં વકીલને શોભે તેવું સ્વપક્ષ-સમર્થન, પક્ષૈકદૃષ્ટિ ને ચાતુર્ય ઇત્યાદિ અપથ્ય અંશો નજરે પડે છે, છતાં એકંદરે તો આ કૃતિની પ્રસ્તાવના શ્રમસાધ્ય વિદ્વત્તાથી અંકિત હોઇને નરસિંહ મહેતાની સાહિત્યસેવા ને જીવનકાળ માટે કીમતી દીવાદાંડીની ગરજ સારે તેવી છે.

જેલનિવાસના થોડાક માસ, ને શ્રી. મુનશી થોકબંધ સાહિત્યસર્જનો સાથે બહાર આવ્યા. 'બ્રહ્મચર્યાશ્રમ,' 'નરસૈંયોઃ ભક્ત હરિનો,' 'શિશુ ને સખી' અને 'ગુજરાત એન્ડ ઇટ્સ લીટ્રેચર' ઇત્યાદિ નાની મોટી મૂલ્યવાન કૃતિઓ તેમના તરફથી ગુજરાતની સાહિત્યપ્રિય જનતાને મળી. શ્રી. મુનશીને આવી સાહિત્યસેવામાં જો મોટામાં મોટું કોઇ વિઘ્ન હોય તો તે સમયની ઉણપ છે. તેમની પ્રખ્યાત નવલકથાઓ પણ કેટલેક અંશે તો જેમ તેમ મેળવેલી ફુરસદની થોડી પળોમાં જ હફ્તે હફ્તે લખાઇ છે. 'જય સોમનાથ'નાં પ્રકરણો પણ મુંબઇથી વર્ધા જતાં જતાં ચાલતી ગાડીએ જ લખાતાં. થોડાક કલાકની ફુરસદ, ને શ્રી. મુનશીની લેખિની કૈંક નવીન અને મૂલ્યવાન સરજાવે છે. પણ તેમના કીર્તિકળશ વિષે તો હજુ આપણે કાંઇ જ કહ્યું નથી. 'ગુજરાત એન્ડ ઇટ્સ લીટ્રેચર' નામે તેમનો વિપુલ ગ્રંથ ગુજરાતના વિવેચનક્ષેત્રમાં અજોડ ને અનન્ય છે, અને તેના

કર્તાની સ્વાધ્યાયવૃત્તિ ને વિશિષ્ટ વિદ્વત્તા સિદ્ધ કરે છે. ઇતિહાસ, વિવેચન અને સર્જનના ત્રિવેણી સંગમ સમા આ ગ્રંથ ઉપર હવે આપણે આવીએ.

તેનો પૂર્વાર્ધ જેટલો સરસ અને સુંદર છે, સદ્‌ભાવ અને સહાનુભૂતિ–ભર્યો છે, તેટલો જ જો ઉત્તરાર્ધ હોત તો? ઉત્તરાર્ધમાં પૂર્વાર્ધની સાધનવિપુલતા ભલે અસંભવિત હોય, પણ સ્વાધ્યાય તેને વધુ ગહન તો બનાવી જ શકે. પૂર્વાર્ધનાં અભ્યાસ, અવલોકન, ચિંતન ને તુલના ઉત્તરાર્ધમાં તેટલા ને તેવા પ્રમાણમાં નથી દેખાતાં; પૂર્વાર્ધમાં જે ધીર સમાલોચના ને ન્યાયદ્રષ્ટિ વિલસે છે, તે ઉત્તરાર્ધમાં ઓસરતી જણાય છે. ઉલ્લેખો, અવતરણો, વિગતો ને વિચારણાઓથી ઉભરાતો આ ગ્રંથ તેની સરળ, વેગવંતી, ને મધુર તથા મનોહર શૈલીને લીધે શાસ્ત્રીય વિષયની શુષ્કતા તજી એક આહ્‌લાદક સાહિત્યકૃતિ જ બની જાય છે. ગ્રંથમાં ક્વચિત્ ક્ષતિઓ ને સ્ખલનો યે છે, પણ તે તો મહાસાગરમાં બિંદુ જેવાં લાગે છે. પૂર્વાર્ધમાં જો ગહનતા છે, તો ઉત્તરાર્ધમાં વિસ્તાર અને વિવિધતા છે, સમગ્ર ગ્રંથમાં વક્તવ્ય લક્ષ્યવેધી છે, શૈલી મનોહર છે, વિષય સુસંકલિત છે, ને ભાષા ભભકભરી છે. જેલના એકાંતવાસમાં ને થોડાશા સમયમાં લખાયેલો આ ગ્રંથ જો થોડીક વધુ નિવૃત્તિમાં રચાયો હોત તો ઉત્તરાર્ધમાં આટલી ઉતાવળ ન આવી હોત, અને આખુંયે પુસ્તક જ્વલંત રત્ન સમાન દીપત. આજ સુધી ગુજરાતની સાહિત્યપ્રિય જનતા શ્રી. મુનશીની ગુજરાતી ભાષાની રોચકતા ને મનોહરતાથી મુગ્ધ થતી; આ ગ્રંથ પરત્વે સમગ્ર દેશનો અંગ્રેજી ભાષા જાણતો વાચકવર્ગ તેમની અંગ્રેજી ભાષાથી યે તેટલો જ આશ્ચર્યવશ બનશે. અંગ્રેજી ઉપરનું યે શ્રી. મુનશીનું પ્રભુત્વ

ગુજરાતીના જેવું ને જેટલું જ જણાય છે. પ્રવાહિતા, સરળતા, સૌન્દર્ય અને સ્વાભાવિક માધુર્ય વાચકને વેગથી આગળ ખેંચે છે. તેમાં કેવળ કલ્પનાના વિહાર કે ભાષાના આડંબર લેખકને આવરી લેતા નથી, કે ઉન્માર્ગે દોરતા નથી. ખરેખર, આવા કીમતી, મનોહર ને વિદ્વત્તાયુકત ગ્રંથ માટે ગુજરાતની રાષ્ટ્રપ્રેમી ને સાહિત્યપ્રિય જનતા લાંબો સમય તેમના તરફ ઋણભાવનાએ માન અને પ્રેમની જ નજરે નિરખી રહેશે.

આ ગ્રંથ જેમ શ્રી. મુનશીની વિદ્વત્તાનો ને સાહિત્ય-સેવાનો કીર્તિકલશ છે, તેમજ તે ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસનો દૃઢ આધારસ્તંભ છે. તેમાં ગુજરાતનો ઇતિહાસ—અને આવસ્યક હોય ત્યાં સમગ્ર ભારતવર્ષનો—તથા ગુજરાતી વાઙ્મય અભેદ્ય ને અવિભાજ્ય મિત્ર બની સાથે વિચરે છે. સાહિત્યની સમાલોચનામાં ઇતિહાસથી ફલિત થતાં અનુમાનો લેખકનું સાચું હોકાયંત્ર બને છે. કયાંયે તેમાં ઇતિહાસ—વિહોણી દૃષ્ટિ કે ઇતિહાસ—વિરુદ્ધ કલ્પના તેમને અસત્ય પંથે નથી લઇ જતી. સ્વદેશપ્રેમ, ગુજરાતની અસ્મિતા, ઇતિહાસની ઝાંખી ને યુગ-બળોની પરખ આખરે ગ્રંથને બહુધા વિશ્વસનીય ને પ્રમાણભૂત બનાવે છે. કવચિત્ તે ઇતિહાસનાં સત્ય ને સાહિત્યનાં સૌન્દર્યનો સુભગ સમન્વય સાધી આપણને **सत्यं शिवं सुन्दरम्** નું સ્મરણ કરાવે છે; તો કવચિત્ તે એક કવિત્વમય કૃતિ કે રસપ્રદ વાર્તા બની જાય છે. મૅકોલેના 'ઇંગ્લેન્ડના ઇતિહાસ'માં અનુભવગોચર થતી સાહિત્યવિશિષ્ટ ઐતિહાસિક દૃષ્ટિ, વિષયની વિસ્તીર્ણ ભૂમિ, રુચિર શૈલી, ને મનોહર પદાવલી શ્રી. મુનશીના આ ગ્રંથમાં પણ નજરે પડે છે; છતાં મૅકોલેના ગ્રંથના અતિશયો-ક્તિ જેવા દોષોથી શ્રી. મુનશીની આ કૃતિ બહુધા મુક્ત છે.

શ્રી. મુનશીની સાહિત્યસેવા જેટલી સ્મરણીય છે, તેટલી જ સાહિત્યપરિષદના સફળ સંચાલન અને બંધારણમાં તેમણે દાખવેલી બુદ્ધિમત્તા પણ નોંધપાત્ર છે. મતભેદના વિકરાળ વમળમ સપડાઈ ગયેલું સાહિત્યપરિષદનું બંધારણ વધુ પ્રગતિશીલ અને પ્રવૃત્તિસાધક બનાવવામાં તેમનો ફાળો કેટલાયને ખૂબ જાણીતે છે; અને સાહિત્યપરિષદનાં સંમેલનોમાં ય તેમની વિચક્ષણત ને બુદ્ધિમત્તા અજબ જ કામ કરે છે. પ્રેક્ષકવર્ગ જ્યારે લોક ગીતના જલસામાં, સામાન્ય ભાષણમાં કે કોઇ નિબંધન વાચનમાં લીન હોય ત્યારે શ્રી. મુનશી ભાવિ કાર્યની ભૂમિક રચવા મંચ ઉપરથી ક્ષણેક અદીઠ બને છે, ક્ષણમાં તે વિરોધ યુવાનોને પોતાના કરે છે, ને ક્ષણમાં વળી વૃદ્ધ સાક્ષરો અને સમવયસ્કોને સાધી લે છે. પળેપળનો ઉપયોગ, કુનેહ, કુશાગ્ર બુદ્ધિ ને સતત ઉદ્યોગઃ તેમની વકીલાતનાં આ મુખ્ય લક્ષણે શ્રી. મુનશીને સાહિત્યપરિષદનાં સંમેલનોમાં પણ સફળ સુકાની કે અદીઠ સૂત્રધાર બનાવે છે. વિશેષમાં તેઓ રાજકારણ અને સાહિત્ય વચ્ચે સુદૃઢ સેતુ સમાન બની અનેક ઉદ્દામવાદીઓનાં પણ મન જીતી શકે છે; અને આજે તો સચિવસ્થાનેથી સત્ત તથા રાષ્ટ્રસેવાને ભેગી સાંકળી લે છે.

આવા શકિતશાળી અને સાધનસંપન્ન મુનશી હાલ સર્વાનુમતે કરાંચીમાં સાહિત્યપરિષદ સંમેલનના પ્રમુખ તરીકે ચૂંટાયા તે માટે આપણાં તેમને સહર્ષ અને સહૃદય અભિનંદન છે. ઉપયુક્તતાની દૃષ્ટિએ કે તેમની યોગ્યતાને કારણે, ગમે તેમ સંમેલનનું પ્રમુખપદ આજે એક કુશળ સુકાની પાસે જ ગયું છે, તેથી ઘણાને સંતોષ થશે. ગૃહમંત્રીનું વિકટ ને વિશાળ કાર્ય સંભાળતા શ્રી. મુનશી આવા સંમેલનના પ્રમુખ તરીકે

કેટલો સમય બચાવી શકશે એ શંકાએ ઉચિત રીતે જ કેટલાક વિરોધી સૂરો પણ તેમની ચૂંટણી પહેલાં જગાડ્યા હતા. તેમની મોટામાં મોટી મુશ્કેલી તે સમયનો અભાવ છે, એ અગાઉ પણ કહેવાઇ ગયું છે. છતાં તેમની લોકોત્તર ને લાક્ષણિક શક્તિઓ ધ્યાનમાં લેતાં, શ્રી અને સરસ્વતીના આ લાડીલા સાહિત્યકાર ગુજરાતની સર્વદેશીય, અને વિશેષે તો સાંસ્કારિક અસ્મિતા સતેજ કરશે, ને ગુજરાતી સાહિત્યસંમેલનને વધુ કાર્યસાધક ને ઉપયોગી સંસ્થા બનાવશે, એવી ઉજમાળી આશા સાહિત્યપ્રિય જનતાના હૃદયને વધુ શ્રદ્ધાળુ ને ધીર બનાવે છે.

વળી, ધારાસભામાં, યુનિવર્સિટીમાં, અને મહાસભાની સમિતિઓમાં: સર્વત્ર તેઓ જોતજોતાંમાં સૂક્ષ્મ દૃષ્ટા અને અદીઠ સૂત્રધાર બની જાય છે. સંસ્થાઓમાં તેઓ વ્યક્ત અને અવ્યક્ત સ્વરૂપે કૈં કૈં લક્ષ્યો સાધે છે. લોકસમુદાય તેમને અમુક લાગણીથી નિરખે છે, પણ તેથી તેઓ વધુ ઊંડા અને અગોચર છે. તેઓ મર્યાદિત ન રહેતાં વિરાટ થવા મથે છે, અને કૈં કૈં ક્ષેત્રો સર કરવા પ્રયત્ન કરે છે. રાજકારણ અને સાહિત્ય, કાયદો ને ઇતિહાસ: સૌ મુનશીનાં માનીતાં થવા મથે છે, પણ આમાંથી અંતે તો કોના તરફ તેમનો સ્નેહ વધુ ઢોળાશે તે તો સમય જ કહી આપશે. અને સાહિત્યમાં પણ તેઓ સર્જક ને સમાલોચક છે, નાટ્યકાર ને નવલકાર છે, તથા નવલિકાકાર ને નિબંધકાર છે. ઇતિહાસ તેમને આમંત્રે છે, સાહિત્ય તેમને આકર્ષે છે, ને સંશોધન તેમની સ્હાય યાચે છે. વામનકાય મુનશી વિરાટ થવાના કોડથી સૌને પ્રસન્ન કરવા ઇચ્છે છે. કોણ જાણે એ નાનકડા દેહમાં શી શી શક્તિઓ ભરી હશે? જરાને ય જર્જરિત કરતા

ને સદાય પ્રવૃત્તિમય રહેતા શ્રી. મુનશીની પ્રતિભા ને પ્રભા હ
કૈં કૈં સાધવાની આગાહી આપે છે; અને સમય જ તે બધાં
ભવિષ્યમાં યથાયોગ્ય મૂલ્ય આંકશે.

આમ એકંદરે તો કબૂલ કરવું પડે કે મુનશી એ ગુજરાત
ઝળહળતું રત્ન છે. ગુજરાતના જાહેર જીવન પરત્વે સરકાર
જુલમોની ઘડીએ કે કુદરતી આફતોની પળે કવિઓ ને લેખ
તો બિચારા કુંભકર્ણ જ બની જાય છે. તેમની કલમ જ્ય
દરી જતી જણાઈ, ત્યારે મુનશીએ યુગધર્મને પિછાણ્યો, અને થોડ
સાહિત્યસેવકોની માફક શબ્દ–દેહે પુસ્તકોમાં ગાયેલી અસ્મિ
ગુજરાતની ગૌરવવંતી ભૂમિ ઉપર ઉતારવામાં ફાળો આપ્ય
આ કાંઇ તેમને માટે ઓછું શોભાસ્પદ છે? પણ મુનશી
બુદ્ધિના પ્રમાણમાં એકાગ્રતા સાધે, નીડરતાના પ્રમાણમાં સ
ને સમભાવ દાખવે, ઊભરાંઇ જતા ઉત્સાહના પ્રમાણમાં સ્થિર
પ્રાપ્ત કરે, તો તેઓ તેમના માનીતા ગુજરાતની કેટ–કેટ
મહાન સેવાઓ કરી શકે? એ એકાગ્રતાના અભાવે,
નવીનતાના શોખને લીધે આજે તેમનાં 'ગુજરાત,' 'સાહિ
સંસદ' અને 'સાહિત્યખંડ' કેટલાં પ્રાણવાન કે ચેતનવંતાં ર
છે? હાલ તો આપણે **'આવા મનુષ્યની બુદ્ધિને જગ
નમે, પણ ચાહી ન શકે'** એ શ્રીમતી લીલાવતીના તથ્યાં
વાળા અભિપ્રાયને જ ટેકો આપવો રહ્યો. જગન્નિયંતા તે બુદ્ધિ
વર્ચસ્વંતી ને વરેણ્ય બનાવો!

અંતમાં, મુનશીએ સાહિત્યને ઉજાળ્યું, ચેતનવંતું બના
ને તેને નવો ઝોક આપ્યો. સાહિત્ય અને રાજકારણના
બનતાં–જો કે હજુ સાહિત્યસેવકોના સેતુ બનવાની કે ગુજરાત

પ્રથમ વિદ્વાન બનવાની તો બહુ વાર છે—તેમણે પ્રજાની નાડ પરખી, રાષ્ટ્રની જરૂર પિછાણી, અને 'મા'ની સેવામાં સહકુટુંબ જોડાયા. સાહિત્યને વ્યાવહારિક જીવનમાં સ્થાન નથી, સાહિત્ય એટલે આદર્શ, આચારની એરણ ઉપર ન ટીપાય તેવી ભાવનાઓ, આ માન્યતાને ઉચ્છેદી મુનશીએ તેવી ભાવનાઓને આચારમાં ઉતારી, પોતે ઝંપલાવ્યું, સ્વાતંત્ર્યની વેદી ઉપર બુદ્ધિ, દેહ અને દ્રવ્યની આહુતિઓ આપી, અને પ્રથમ પ્રયત્ને જ ઝડપાયા; પાછા છૂટયા અને વધુ તેજસ્વી બની ફરીથી ઘૂમવા લાગ્યા. તેથી જ આજે તેઓ ગૃહસચિવ બની શકયા છે, ને સાહિત્યસંમેલનના પ્રમુખ પણ થઇ શકયા છે. આમ આદર્શોના આદિત્યનાં હજારો કિરણો પોતાની કુશાગ્ર બુદ્ધિએ અનેકધા ઝીલનાર એ મુનશીને તેમની વિવિધ ગુર્જરસેવા, રાષ્ટ્રસેવા અને સાહિત્યસેવા માટે આપણાં હાર્દિક અને આદરભર્યાં અભિનંદન હો !



# દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા

રાજ્યતંત્ર, તત્ત્વજ્ઞાન અને સાહિત્યને જિંદગીભર સાથે જ સેવતા દી. બ. નર્મદાશંકરભાઈ સંસ્કૃત વિદ્વત્તાના વિરલ ગુર્જર ઉપાસકોમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે. મહારાષ્ટ્રની સરખામણીએ ગુજરાતે દાખવેલી સંસ્કૃત વિદ્યા તરફની ઉદાસીનતા સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને તો વિષાદ ઉપજાવે તેવી જ છે. પૂનાના 'ડૉ. ભાંડારકર પૌર્વાત્ય સંશોધનમંડળ' ની માફક સંસ્કૃત વિદ્વત્તાને વેગવંતી કરવાના પદ્ધતિસરના પ્રયત્નો તો હજુ ગુજરાતમાં થાય ત્યારે ખરા, પણ આજે ગુજરાતના જે વિદ્યમાન સંસ્કૃત વિદ્વાનો કોઇ આવી કેન્દ્રીભૂત સંસ્થાના સંગીન સહકાર વિના પણ પોતાની વિદ્વત્તાના બળે પરપ્રાન્તમાં ને વિદેશોમાં યે કીર્તિપાત્ર બને તેમ છે, તેઓમાં નર્મદાશંકરભાઇનું નામ તો અવશ્ય ગણાવવું જ પડે; કારણ કે પૂર્વ ને પશ્ચિમના તત્ત્વજ્ઞાનના વિષયમાં તેમની વિદ્વત્તાના તેજે આજે ઘણાને આંજી દીધા છે.

ગંભીર મુખ પાછળ ડોકિયાં કરતી તેમની વિનોદવૃત્તિ તેમના તત્ત્વજ્ઞાન પાછળ છૂપાયલી સાહિત્યરસિકતાની સાખ પૂરે છે. શ્રી. નર્મદાશંકરભાઇએ કર્તવ્ય કે મોભા ખાતર પ્રયત્ન વડે ભારેખમ દેખાવાની ટેવ પાડી જણાય છે; નહિ તો મને તો ખાત્રી છે કે બાલ્યાવસ્થામાં ને યૌવનમાં આજના જેટલા જ્યારે માનનીય ને મહાન નહિ હોય ત્યારે તેઓ વધુ વિનોદી ને ટીખળી હોવા જોઇએ. આજે પણ તેમના અંતરંગ મંડળમાં તેમનો હાસ્યરસ તેટલોજ દાવકો ને આનંદપ્રદ છે.

ઈશ્વરે તેમને ઊંચા કુટુંબમાં જન્મ આપ્યો, ને પુરુષાર્થ વડે તેઓ ભાગ્યવિધાતા થયા છે. માસિક રૂા. ૨૦) જેટલા પગારથી મહેસુલી ખાતાના કારકુન તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી રૂા. ૩૦૦૦) સુધીના માસિક પગારવાળા ભારે હોદ્દાઓ ભોગવવા તેઓ ભાગ્યશાળી થયા છે. સતત ઉદ્યોગ, કુશાગ્ર બુદ્ધિ ને કુનેહ શું નથી સાધતાં ?

નાનપણમાં હાઇસ્કૂલના અભ્યાસ દરમિયાન, મોસાળ નડિઆદમાં જ તેઓ ઘણાં વર્ષ રહ્યા. કવિ બાળાશંકર કંથારિયા તેમના મામા થાય ને તત્ત્વજ્ઞાનપ્રિય ઉલ્લાસરામ તેમના માતામહ; એટલે બંનેના સંસ્કારોની દૃઢ છાપ તેમના જીવન ઉપર પડી. મામાએ 'નૃસિંહ–ચમ્પૂ' ને 'નારદભક્તિસૂત્ર'ના અભ્યાસથી શરૂઆત કરી ભાણેજમાં સંસ્કૃત સાહિત્યનો શોખ ઉત્પન્ન કર્યો, ને માતામહે તેમનામાં શાક્તમત, ઉપનિષદ્, ને યજ્ઞયાગાદિક માટે શિક્ષણદ્વારા અભિરુચિ જગાડી. મેધાવી ભાણાએ પછી તો વ્યાકરણ ને કાવ્ય–નાટકના અનેક ગ્રંથો ભણી કેટલાય શ્લોકો, સ્તોત્રો ને યજુર્વેદનાં સૂક્તો કંઠસ્થ કરી લીધાં; અને કંઠસ્થ સાહિત્યને ગાવામાં ને લલકારવામાં આ ચપળ બટુકે બહુ ઉત્સાહ દાખવી સંગીતનો પણ શોખ કેળવ્યો. તેવામાં જ તેઓ મેટ્રિક પાસ થયા, ને 'બરોડા કોલેજ'ના અભ્યાસ માટે વડોદરા ગયા. ત્યાં શ્રીમન્નૃસિંહાચાર્યના સમાગમે તેમના માતામહે વાવેલા તત્ત્વજ્ઞાનના સંસ્કારને વધુ વિકસાવ્યા. શ્રીમાન્ ગુરુનો આ સંપ્રદાય આજે પણ તેમને સુખદ અને પ્રેરક બન્યો છે.

વડોદરા કોલેજમાંથી તેઓ સંસ્કૃત લેઇ બી.એ. પાસ થયા, ને યુનિવર્સિટીનું ભાઉ દાજી ઇનામ મેળવ્યું. પછી ગુજરાત કોલેજમાં 'ફેલો' નીમાયા ને એમ. એ. માટે પ્રો. આનંદશંકરભાઈ

સાથે વૃત્તિપ્રભાકર અને વેદાન્તના અન્ય ગ્રંથો વાંચ્યા. પણ ભાગ્ય તેમને અન્ય દિશામાં દોરતું હતું; અને પિતાની ઇચ્છાને માન આપી એમ. એ. થવાનું સ્વપ્ન જતું કરી ટૂંક સમયમાં જ તેમણે મહેસૂલી ખાતામાં કારકૂનતરીકે માસિક રૂા. ૨૦)ના પગારથી સરકારી નોકરીસ્વીકારી. રાજ્યતંત્ર સાથે રમત ખેલનાર આ નરે પછી કાળક્રમે રેવન્યુ, ન્યાય, સુધરાઇ ને સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમાં એવી તો જ્વલંત સેવા કરી કે તેમના સમાગમમાં આવનારા સર્વ અમલદારોએ તેમનાં મુક્તકંઠે વખાણ કર્યા છે. કિસ્મતના કૃપાપાત્ર જનના કૂદકા અહીં નોંધવા તે અસ્થાને છે. તેમની 'સર્વિસ–બુક' તેમની કુનેહ, ખબરદારી, ખંત ને બુદ્ધિમત્તા આદિ વિશિષ્ટ ગુણોની સળંગ નોંધપોથી જ ન હોયની! આ તીક્ષ્ણ, ચપળને ઉદ્યોગી નરનું સમગ્ર નિરીક્ષણ કરવામાં કદાચ બેધ્યાન બની આવારા ઉપરથી લપસી જવાય, માટે સાહિત્યની દૃષ્ટિએ જ તેમને નિરખી આપણે સંતોષ માનીશું.

"રેવન્યુ ખાતુંજ એવું છે કે ભલભલો સરસ્વતી દેવીનો ઉપાસક તેની આરાધના અને સેવામાં શિથિલ થઇ જાય; એટલી બધી તે નોકરી વ્યવસાયી, શ્રમભરી અને વ્યગ્રતા કરનારી છે." મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડ પણ અત્યંત શ્રમ અને ઉદ્યોગની અપેક્ષા રાખે છે. આ બધી પ્રવૃત્તિમાંથી પણ નર્મદા-શંકરભાઈ વખત ચોરી અધ્યયનપરાયણ રહી સાહિત્યસેવા કરી શક્યા, તે ગૌરવભરી બીના છે.

મહેસૂલી અમલદાર તરીકે ગામડાંની મુલાકાતો લેવી; અજ્ઞાન લોકો સાથે પ્રસંગો પાડવા, તેમની યોગ્ય અયોગ્ય ફરિયાદો સાંભળવી, ને રેવન્યુખાતામાં અનુભવાતા પ્રપંચો, ગડમથલો ને ચિંતાઓને મહાત કરી સ્વાધ્યાયનો પ્રવાહ

સતત ચાલુ રાખવો તે કેટલું કઠિન છે તે તો અનુભવે જ સમજાય.

નર્મદાશંકરભાઇનું ઘડતર જરા વિચારીએ તો જણાશે કે મોસાળમાં મામા ને માતામહે તેમને ધર્મ અને સાહિત્યના સંસ્કાર આપ્યા, શ્રીમન્નૃસિંહાચાર્યની પ્રેરણાએ તે સંસ્કારોને પાંગરાવ્યા ને પ્રો. મણિલાલ દ્વિવેદી, પ્રો. જેકીશનદાસ કણીઆ ને પ્રો. આનંદશંકરભાઈ ધ્રુવના પરોક્ષ કે પ્રત્યક્ષ સંપર્કે તેમને ફળવંતા કર્યા. રેવન્યુ ખાતાએ તેમને લોકોના સમાગમમાં લાવી વેદિયા પંડિત થતા અટકાવ્યા, ને માનવજીવનના પ્રપંચો અને ત્રુટિઓની પર લઈ જઇ તેમની પારલૌકિક દૃષ્ટિને પોષી; કાયદાના જ્ઞાને તેમની સમલોચના ને સંશોધનની શકિતઓને વધુ સૂક્ષ્મ ને ચોક્કસ બનાવી, અને રાજ્યતંત્રના અભ્યાસે ધર્મ ને તત્ત્વજ્ઞાનના વિરોધી દેખાતા પ્રવાહોને સુસંવાદી બનાવવાની તેમને કુનેહ અર્પી.

તેઓ હાઈસ્કૂલમાં ભણતા ત્યારે સુધારાના ભણકાર શમી ગયા હતા, ને કવિ નર્મદ ઉચ્છેદક મટી સંરક્ષક બન્યો હતો; તેથી જૂની ધાર્મિકતાના ધામ સરીખા મોસાળમાં નર્મદાશંકરભાઇને ધર્મ, સમાજ ને રાજકારણમાં પણ ખંડક નહિ પણ સંરક્ષક થવાના જ સંસ્કારો મળ્યા. નાગરત્વ ને નાગરિકતાથી અંકાયેલા આ સંસ્કારો ભવિષ્યમાં દૃષ્ટિવિશાળતાએ રંગાયા, ને કબૂલ કરવું પડે કે તે અસ્પૃશ્યતાનિવારક પણ બન્યા; છતાં કદી યે સચોટ ખંડનાત્મક તો ન જ બન્યા. તેમની ધાર્મિક વૃત્તિઓ ઉચ્છેદ નહિ, પણ સંવાદને જ શોધે છે; તેમના રાજકારણના વિચારો ક્રાન્તિકારક ન બનતાં ક્રમિક વિકાસનું શરણ શોધે છે; અને મામાના 'ભારતીભૂષણે' ને દોલતરામના 'ઇન્દ્રજીતવધ' કાવ્યે પોષેલા સાહિત્યના સંસ્કાર પણ તેવી જ સંરક્ષક નીતિમાં વિહરે છે.

નર્મદાશંકરભાઈ ને શિસ્ત સાચવનાર અમલદાર તરીકે જ નિરખનાર જનને તેમનું સાહિત્ય ને. ધર્મતત્ત્વજ્ઞાનના વાણા-તાણાથી તૈયાર થયેલું સાદું જીવનપટ ન જણાય, કારણકે તેને તો ઉપર લાગેલા રંગો જ આંજી દે છે. નોકરી દરમિયાન આમવર્ગ સાથે સાધેલા સમાગમને લીધે તેમની વિનોદવૃત્તિ એક વ્યવહારદક્ષ વ્યક્તિ તરીકે આજે પણ તેમની પાસે 'બામણા,' 'પત્તર ફાડવી,' 'મહેરબાન' જેવા ઘરગથ્થુ શબ્દો બોલાવરાવે છે. આ સમાગમથી પ્રાપ્ત થયેલી કુનેહે તેમને સરકારવિરોધી લોકસેવકોના પણ મિત્ર બનાવ્યા, એમ તેમની મ્યુનિસિપાલિટીઓની સેવાઓ સાબીત કરે છે.

તેમના અભ્યાસખંડમાં જરા ડોકિયું કરો તો વેદની સંહિતા, કોઈ કમિટી કે કમિશનનો રિપોર્ટ, મ્યુનિસિપલ કે લોકલબોર્ડ ઉપરનું કોઈ પુસ્તક, સાહિત્ય કે તત્ત્વજ્ઞાનનો સંસ્કૃત, ઇંગ્રેજી કે ગુજરાતી ગ્રંથ, આવી વિવિધ સામગ્રી દૃષ્ટિગોચર થશે. અભ્યાસના જુદા જુદા વિષયો તેમને મૂંઝવતા નથી, પણ ઊલટું તેઓ તે બધાને માપવા મથે છે. પોસ્ટના કાગળો સ્થળ પ્રમાણે વહેંચી નાખવા માટે ખાનાં હોય છે તેમ વિષયો પ્રમાણે જાણે કે મગજનાં ખાનાં ના પાડી દીધાં હોયને! આવા પરસ્પરવિરોધી, અસંબદ્ધ કે નિરપેક્ષ વિષયોનો સમન્વય કુશાગ્ર બુદ્ધિ વિના કોણ કરી શકે? આવી બુદ્ધિમત્તા ને વિદ્વત્તાના બળે બબ્બે વખત સુજ્ઞ ગોકુળજી ઝાલા વેદાન્ત ઈનામ જીતનાર નર્મદાશંકરભાઈ આ જ ઈનામી નિબંધના મુંબઈ યુનિવર્સિટી તરફથી ઇ. સ. ૧૯૧૯માં પરીક્ષક તરીકે નિમાયા, ઇ. સ. ૧૯૨૮માં સાહિત્ય પરિષદના ધર્મ વિભાગના અધ્યક્ષ તરીકે ચૂંટાયા. ઇ. સ. ૧૯૨૯માં લોકલ સેલ્ફ-ગવર્ન્મેન્ટ ઈન્સ્ટીટ્યુટ'ના

ઉપપ્રમુખ થયા, ને એમ. કોમ. ( M. Com. )માં લોકલ ફાઇનાન્સ ઉપરની 'થીસીસ' માટેના ઇ. સ. ૧૯૩૨માં એક પરીક્ષક બન્યા

શ્રી. નર્મદાશંકરભાઈની વિદ્વત્તા યજ્ઞયાગાદિક ને વેદની સંહિતામાં જ પૂરાઈ ન રહેતાં, ઉપનિષદો, દર્શનો, બૌદ્ધ ને જૈન ધર્મો, તથા શાક્ત ને લોકાયત સંપ્રદાયોના વિવિધ પ્રદેશોમાં વિચરે છે, ને તેથીજ તેમની પ્રસિદ્ધ થયેલી કૃતિઓ તેમના ગહન ને વિશાળ અભ્યાસના પરિપાક સમી છે, તેમનો અભ્યાસ તલસ્પર્શી, ચિંતન ઊંડું, સમાલોચના તુલનાત્મક, ને અનુમાનો તર્કયુક્ત છે. આદ્ય શંકરાચાર્ય, શાક્ત સંપ્રદાય કે બૌદ્ધ ધર્મ સંબંધી ચાલતી આવેલી ઘણીએ અનૈતિહાસિક માન્યતાઓને ઉચ્છેદીને તેમણે સત્ય હકીકતોને અભ્યાસબળે પ્રકાશમાં આણી છે. તેમનાં મુંબઇ અને અમદાવાદનાં ભાપણો ધ્યાનમાં લેતાં આ હકીકતનું તથ્ય સમજાશે.

હવે તેમની રસિક વિનોદવૃત્તિને મારા અનુભવમાં આવેલા પ્રસંગથી જરા મૂર્ત સ્વરૂપ આપું. ઇ. સ. ૧૯૩૧ના મે માસમાં આચાર્ય આનંદશંકરભાઇએ શ્રી. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાના માનમાં આકાશેઠ કૂવાની પોળમાં પોતાના મકાન ઉપર રાત્રે નાનકડા સ્નેહી મિત્રમંડળને આમંત્ર્યું હતું, કે જ્યારે ચંદ્રશંકરભાઈ સ્વરચિત કાવ્યો જાતે જ ગાઈ બતાવનાર હતા. ગુરુવત્સલ શ્રી. નર્મદાશંકરભાઈ તો આ પ્રસંગે હોય જ. શ્રી. ચંદ્રશંકરે પોતાનાં કેટલાંક કાવ્યોને ગાઈ બતાવી અંતર્ગત ભાવ સમજાવ્યા, ને અંતમાં થોડાં પણ કવિત્વભરપુર ઉત્તમ કાવ્યોના સ્રષ્ટા તરીકે પોતે કવિ હોવાનો હક્ક રજુ કર્યો. ' રવિકિરણ પણ તેજઃપુંજ રવિ જેટલું જ ઉત્કૃષ્ટ હોઇને રવિથી કોઈ પણ રીતે ભિન્ન નથી, ' એ ઉદાહરણ આપી શ્રી. આનંદશંકરભાઇનો પોતાના કવિત્વ વિષેના

અનુકૂળ અભિપ્રાય તેમણે કહી બતાવ્યો. દી. બ. નર્મદાશંકર-ભાઈને પછી કંઈક બોલવા માટે વિનંતિ થઇ. આ આખી યે ચર્ચાને તેમણે રમુજી શૈલીથી અવનવું સ્વરૂપ આપી શ્રોતાજનને ખૂબ હસાવ્યા. આ રહ્યો તેમના શબ્દનો સારઃ—"રા. ચંદ્રશંકરને બનારસ વિદ્યાપીઠના 'વાઈસચેન્સેલર'ના હાથે કવિની પદવી મળી છે, તો આ પદવીદાનસમારંભ પ્રસંગે તેમને મારાં અભિનંદન." 'દ્વિરેફ' પણ ત્યાં હાજર હતા, તેમણે સ્વૈરવિહાર ન કર્યો, નહિ તો વળી આથી યે વિશેષ આનંદ આવત.

બીજા એક પ્રસંગ સાથે મારો છેક પ્રત્યક્ષ સંબંધ નથી; પણ જાણું છું એટલે જણાવી લેઉં. દેશી રાજ્યના કેળવણી ખાતાના એક વડા તેમના મિત્ર હતા. દેશી રાજ્યમાં દીવાનો આવે ને જાય, રાજકીય પક્ષો સ્થપાય ને તૂટે. જૂદા જૂદા ખાતાના અધિકારીઓને આવી ઉથલપાથલમાં બહુ સાંખવું પડેલું. પણ કેળવણીખાતાના ખટપટવિહીન, સ્થિતપ્રજ્ઞ સરખા આ મિત્રને તેમની નિર્દોષ ને પ્રમાણિક નીતિથી ઊની આંચ પણ નહોતી આવી. બંને મિત્રો મળતાં નર્મદાશંકરભાઈ આવું કૈંક બોલ્યાઃ—"ભાઈ, તમે તો બહુ જબરા. ઈંદ્ર ફરે, પણ ઇંદ્રાણી તો તેની તે જ." બધું વકતવ્ય સમાવી દેનાર આ વાક્ય કેટલું રસિક ને વ્યંજક છે!

હવે તેમની વિશિષ્ટ સાહિત્યસેવાઓ ઉપર આપણે આવીએ. સુજ્ઞ ગોકુળજી ઝાલા વેદાન્ત ઈનામ નિમિત્તે ઇંગ્રેજીમાં લખાયેલા 'વેદાન્તસિદ્ધાન્તભેદ' અને 'અદ્વૈતબ્રહ્મસિદ્ધિ' નામના ગ્રંથો તેમની તે વખતની ઊગતી વિદ્વત્તાને ઝેબ આપે તેવા છે. 'હિંદુ-પ્રજનન શાસ્ત્ર' તથા 'વેદાન્ત ઉપર બૌદ્ધ ધર્મની અસર' એ ઉપર ઇંગ્રેજીમાં લખેલા નિબંધોમાં તેમણે ઘણા ગહન ને પ્રેરક વિચારો

વ્યક્ત કર્યો છે. પ્રથમનું તો ગુજરાતી ભાષાંતર પણ થયું છે. ‘સતી નાટક’ (ભાષાંતર), ‘વૈરાગ્ય શતક’ ને ‘સંધ્યાકર્મ-વિવરણ’ તે તેમના પ્રખર પાંડિત્યને જાણવા માટે બહુ નોંધપાત્ર નથી. ‘પ્રણવ-વિચાર-વિકાસ’ એ ૐ અક્ષરની ઉત્પત્તિ ને રહસ્ય સમજાવવા માટે લખેલો તત્ત્વજ્ઞાનપૂર્ણ નાનો નિબંધ છે. ‘કવિ બાલ ને તેની સેવાઓ’ ઉપરનું તેમનું ભાષણ ઘણું કીમતી ગણાય; કારણકે આ ‘કલાન્ત’ કવિના કવન ને જીવન ઉપર સારામાં સારો પ્રકાશ કોઇ પાડી શકે તેમ હોય તો તેમની છાયામાં ઉછરનાર શ્રી. નર્મદશંકરભાઈ જ છે. સાહિત્યના ક્ષેત્રને સગાસંબંધીઓના પક્ષપાતથી મુક્ત રાખવા ઇચ્છતા ભાણેજે કોઇ પણ જાતની અતિશયોક્તિ વિના મામાના જીવનપ્રસંગો યથાયોગ્ય રજુ કરી તેમાં તેમના ગુણદોષોનું દર્શન કરાવ્યું છે. નિકટના સગાઓએ સ્વર્ગસ્થને આપેલી આવી નિષ્પક્ષપાત અંજલિઓ સાહિત્યક્ષેત્રમાં કેટલી વિરલ છે.

કવિ અખો વેદાન્તી હોઇને ગુજરાતી સાહિત્યમાં તેમનો માનીતો કવિ લાગે છે; કારણકે પ્રસંગ મળ્યે વારંવાર તેમણે તે કવિ ઉપર વ્યાખ્યાન કે ભાષણ રૂપે ઘણું કહ્યું છે. નડિઆદની નવમી સાહિત્ય પરિષદના ધર્મવિભાગના અધ્યક્ષ તરીકે તેમણે જે ભાષણ આપ્યું હતું, તે તેમના વિશાળ વાચન ને ઊંડા ચિંતનનું જ ફળ છે. ધર્મનું સ્વરૂપ રજુ કરી ધર્મ અને તત્ત્વજ્ઞાનનો સંબંધ સમજાવી, તેમણે ગુજરાતના તત્ત્વજ્ઞ-કવિઓને પણ યોગ્ય ન્યાય આપી, ગુજરાતના તત્ત્વજ્ઞાનના ઇતિહાસ તરફ અંગુલિનિર્દેશ કર્યો છે. આ ઉપરાંત તેમનાં ‘સર રમણભાઇની મ્યુનિસિપલ સેવાઓ,’ ‘સ્થાનિક સ્વરાજ્ય,’ ‘સંસ્કૃત સાહિત્ય’ વગેરે ઉપરનાં છૂટક ભાષણોનો તો નામનિર્દેશ કરી જ હું સંતોષ માનું છું.

'અખાકૃત કાવ્યો' નામના પુસ્તકને તેમણે સંશોધન કરી ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી છપાવ્યું છે. આ પુસ્તકમાં પ્રસ્તાવના દ્વારા તેમણે અખાના વખતની સામાજિક ને રાજકીય સ્થિતિનો ખ્યાલ આપી તેના જીવનપ્રસંગો, જીવનકાળ, તત્ત્વજ્ઞાન વગેરે ઉપર અભ્યાસપૂર્ણ માહિતી આપી ગુર્જર વાચકોને ઉપકૃત કર્યા છે. તેથી યે વિશેષ તો તેમણે 'અખેગીતા'નાં કડવાંનું પૃથક્કરણ કરી તેમનું રહસ્ય સમજાવ્યું છે, ને વેદાન્ત, ઇતર દર્શનો, જૈનધર્મ અને બૌદ્ધધર્મના સિદ્ધાંતોનો તુલનાત્મક દૃષ્ટિએ ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં પાછળ ટૂંકી નોંધ આપી તેમણે પુસ્તકની ઉપયોગિતામાં ખાસ ઉમેરો કર્યો છે.

હવે આપણે તેમના ત્રણ કીમતી ગ્રંથો ઉપર આવીએ. 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ—પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ,' 'ઉપનિષદ્-વિચારણા' ને શાક્ત સંપ્રદાય,' આ ગ્રંથત્રયી જો તેમણે ના આપી હોત તો તેમની વિદ્વત્તા બહુ સફળ ને ગૌરવવંતી ન બનત. આ ઉપયોગી ગ્રંથોની સવિસ્તર સમાલોચના આવા લઘુ લેખમાં શક્ય નહિ હોવાથી તેમનું સ્વલ્પ વિવેચન કરીને જ હું વિરમીશ.

'स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्' । એ આદેશને અનુસરીને તેઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' લખવા પ્રેરાયા. પુરોગામી તત્ત્વજ્ઞ લેખકનું ઋણ સ્વીકારી તેમણે પોતાનું દૃષ્ટિબિંદુ પ્રસ્તાવનામાં જ સ્પષ્ટ કર્યું છે. 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' તેમની તુલનાત્મક, ઐતિહાસિક ને સંશોધક દૃષ્ટિને સાંકળ નહિ, પણ અનેક નાની મોટી નદીઓના પ્રવાહોથી મિશ્રિત થઇ સમૃદ્ધ બનતા ગંગાપ્રવાહ સરખો જણાયો, ને પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો પ્રવાહ લુપ્ત—અલુપ્ત રીતે વહેતી સરસ્વતીના

જેવો ભાસ્યો. ગુજરાત કોલેજના પ્રો. ધ્રુવના આદેશથી તેમણે પશ્ચિમના તત્ત્વજ્ઞાનનાં સ્વરૂપ પણ નિરખ્યાં. બંનેના તુલનાત્મક અભ્યાસ પછી તેઓ ભારતીય તત્ત્વજ્ઞાનને આત્માની મુક્તિ ને શાંતિ આપનાર માને છે, જ્યારે યુરોપીય તત્ત્વજ્ઞાન તેમને બૌદ્ધિક સંતોષ આપનારૂં જ લાગે છે. તેમના આ વિશદ મંતવ્યને ઘણા તત્ત્વજ્ઞ વિદ્વાનોનો અવશ્ય ટેકો મળે.

આથી યે વિશેષ, જો તેમની તત્ત્વજ્ઞાન વિષેની રસિક ને સુંદર દૃષ્ટિનો વાચકને પરિચય કરવો હોય તો તેમનું પોતાનું જ નીચેનું વાક્ય બસ થશેઃ—

'તત્ત્વજ્ઞાનની ભિન્ન, પ્રસ્થાન શ્રેણીઓ તે ગંગા, યમુના ને સરસ્વતી વડે ઉત્પન્ન થયેલી ત્રિવેણી જેવી છે. જેવી રીતે, સુંદર સ્ત્રીની વેણી વળથી ગુંથાય છે, ત્યારે તેના મસ્તકને શોભા આપે છે, અને છૂટાં લટીઆં સૌંદર્યને લજાવે છે, તેમ બ્રાહ્મણોના, બૌદ્ધોના અને જૈનોના વિચારોનો જેઓ સમન્વય કરી જાણતા નથી, તેને મારી અલ્પ મતિ તત્ત્વજ્ઞ કહી શકતી નથી, પરંતુ ધર્માંધ કહે છે."

ધર્માંધતાથી ભિન્ન આવી ધાર્મિકતા ખીલવવી તે વિશાળ ને સત્યશોધક દૃષ્ટિ જ કરી શકે. આ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તેઓ ગુજરાતના તત્ત્વજ્ઞાનનાં કે ગુજરાતના તત્ત્વજ્ઞ કવિઓનાં મૂલ્ય આંકવાનું પણ વિસર્યા નથી, એ હકીકત આપણા ગુજરાતી સાહિત્યને ગૌરવ આપે તેવી છે; કારણકે ગુજરાતી સાહિત્યનો આ દૃષ્ટિએ વિગતવાર ઇતિહાસ નહિ જેવો જ છે. સાદી ને ચોકસાઇવાળી શૈલીવડે લેખકનો શ્રમ કઠિન વિષયને સહેલો બનાવવામાં, ને પારિભાષિક ગહન શબ્દોને સરળ રીતે

સમજાવવામાં સફળ નીવડયો છે. તેમાં તેમણે જ્ઞાન, કર્મ ને ભક્તિનો સમન્વય કર્યો છે; અને જુદા જુદા મતોને તથા દર્શનોને સમજાવ્યાં છે; એટલું જ નહિ, પણ ભારતીય ને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનું સાધર્મ્ય–વૈધર્મ્ય બતાવી આપ્યું છે. અંતમાં આપેલા સંદર્ભગ્રંથોની યાદી ( Bibliography ) તેમના વિશાળ વાચન ને ગહન વિદ્વત્તાની સાખ પૂરે છે.

'ઉપનિષદ્–વિચારણા' ગુજરાતી પ્રજામાં ઉપનિષદોના અભ્યાસની વિશેષ અભિરુચિ ઉત્પન્ન થાય એવા હેતુથી લખાયેલો ગ્રંથ છે. જગતભરના સાહિત્યમાં ભારતવર્ષના જે ઉપનિષદ્ સાહિત્યે અપૂર્વ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે તેમાંથી પ્રાચીન ને અર્વાચીન પદ્ધતિએ જાણવા યોગ્ય હોય તે સર્વ એકત્ર કરી વાચક સમક્ષ રજુ કરવાની લેખકની નેમ છે. મૌલિક ગ્રંથોનો અભ્યાસ કરી તેમણે ઉપનિષદોનો ઐતિહાસિક રીતે વેદ, દર્શનાદિ સાથેનો સંબંધ સમજાવી, તે વખતની સામાજિક સ્થિતિનો પણ ચિતાર આપ્યો છે. વળી યુરોપ અમેરિકામાં ઉપનિષદ્ સાહિત્યની અસર વર્ણવી તેમણે ઉપનિષદના તત્ત્વજ્ઞાન અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની તુલના કરી છે. વિશેષમાં, આ સાહિત્યના પ્રધાન પ્રવર્તકો, મુખ્ય રહસ્યમય સિદ્ધાંતો તથા કાળનિર્ણય જેવા પ્રશ્નોને પણ છેડી પુસ્તકને તેમણે વધુ કીમતી બનાવ્યું છે.

શક્તિ સંપ્રદાયના સંસ્કાર પણ તત્ત્વજ્ઞાનની જેમ માતામહ પાસેથી જ તેમને મળ્યા હતા, ને તે વર્ષો પછી વિકાસ પામી 'શાક્ત સંપ્રદાય' નામે પુસ્તકમાં પરિણમ્યા. બૌદ્ધધર્મનો ને તંત્ર શાસ્ત્રનો વિશેષ અભ્યાસ કર્યાં પછી આ પુસ્તક લખવાની પણ તેમને ઇચ્છા થઇ. વેદાન્ત ને શાક્ત સંપ્રદાય બંનેની દૃષ્ટિ મતાંધ હોઇ ભૂલભરેલી છે; ને તે બંનેનો સમન્વય કરતાં નહિ

આવડવાથી આપણા ધર્મનું સર્વાંગસુંદર સ્વરૂપ સમજવામાં તે તે પક્ષવાળાઓ નિષ્ફળ નિવડયા છે. આ ઉભયની મતાંધતાને વખોડી કર્તાએ શાક્ત સંપ્રદાયના છૂટક છૂટક વેરાયેલા કણોને, સંહિતામાંથી, બ્રાહ્મણોમાંથી, આરણ્યકો, ઉપનિષદો ને વ્યાકરણાદિ વેદાંગોમાંથી, સૂત્રો, આગમો, તંત્રો, નિબંધો ને પુરાણોમાંથી તથા જૈન ને બૌદ્ધ ધર્મોમાંથી વીણી વીણી એકઠા કર્યાં છે; તથા શાકત પૂજનના પ્રકારો, યંત્રો આદિ સમજાવ્યા છે. અહીં પણ કેવળ સંસ્કૃત સાહિત્યની સીમાઓમાં જ પૂરાઈ ના રહેતાં લેખકે ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલ શાકત સાહિત્યનો ઉલ્લેખ કર્યો છે, ને સ્ત્રી જાતિનું ગૌરવ વધારવામાં ગુજરાતી ભાષાદ્વારા ગુજરાતના મુખ્ય શાકત કવિઓએ આપેલો ફાળો પણ તારવી બતાવ્યો છે. આવી તુલનાત્મક ને ઐતિહાસિક દૃષ્ટિ, વિશાળ ને વિવિધ અભ્યાસ તથા સૂક્ષ્મ સંશોધનદૃષ્ટિ શું નથી આપતી? ગુજરાતી સાહિત્યના આવા અક્ષુણ્ણ જેવા થઇ રહેલા પ્રદેશમાં આ પુસ્તકે આમ પગદંડાનો પ્રશંસામાત્ર માર્ગ પાડયો છે.

આવા કીમતી ગ્રંથો આપી નર્મદાશંકરભાઇએ પોતાની વિદ્વત્તાને ફળવંતી કરી છે એટલું જ નહિ પણ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ ને ગૌરવવંતું કર્યું છે. આ ગ્રન્થત્રયી પરપ્રાન્તોમાં ને પરદેશોમાં પણ પ્રશંસા પામે તેવી વિદ્વત્તાથી સ્પષ્ટ રીતે અંકાયેલી છે.

આમ દી. બ. નર્મદાશંકરભાઇને રાજ્યતંત્રની અટપટી ભૂલભૂલાવણીએ ફસાવીને સાહિત્યપરાઙ્મુખ નથી બનાવ્યા, તે માટે મારાં તેમને હાર્દિક અભિનંદન છે. પણ આટઆટલા ગુણદર્શન પછી પ્રવૃત્તિમાંયે નિવૃત્તિ શોધતા આ પંડિતની

વિદ્વત્તા વિષે પ્રતિકૂળ પણ સત્ય બોલ કહ્યા વિના હું વિરમી જાઉં તો મારૂં કાર્ય અપૂર્ણ જ રહે.

અખાનાં કાવ્યોનું સંશોધન કરવામાં લેખકે જેવી વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના લખી, તેવી જ જો સંપૂર્ણ નોંધ આપી હોત તો અખાની વાણીને સામાન્ય જનસમૂહ વધુ સમજી શકત. નોંધમાં કેટલાક શબ્દો ઉપર ખૂબ સમજૂતી આપી છે, ત્યારે કેટલાક કઠિન શબ્દો તેમાં સ્થાન જ પામ્યા નથી. આ કારણે નથી પ્રમાણનું ઔચિત્ય સચવાયું, કે નથી અખાને સંપૂર્ણ ન્યાય મળ્યો. જોકે અખાની વાણી, ને તેમાં યે તેની 'અખેગીતા' કઠિન ને દુર્ગમ છે; પણ અખાની કૃતિઓ આવા ઉત્તમ વિદ્વાનના હાથે પદે પદે સરળ બને એ આશા શું વધારે પડતી છે? કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ જ્યારે તેઓ પોતાના જ્ઞાનબળે આપી શકે તેમ હોય ત્યારે પણ વ્યુત્પત્તિ તે અન્ય ભાષાશાસ્ત્ર-કોવિદોનો જ ઇજારો છે એમ દાખવી વ્યુત્પત્તિ કે અર્થ આપવાની ફરજમાંથી તેમણે બચી જવાનો અયોગ્ય પ્રયત્ન કર્યો છે. તેમણે કેટલાયે સ્થળે ભ્રષ્ટ પાઠ દાખલ કર્યાં છે. ને ક્વચિત્ અર્થહીન પાઠને પણ ટકાવી રાખ્યા છે. કેટલીક પાઠ–ભૂલો તો સામાન્ય સંશોધક પણ ન કરે તેવી છે. તો પછી નર્મદાશંકરભાઈ જેવા વિદ્વાનના હાથે સંશોધિત થયેલી આવૃત્તિમાં આપણને તે કેમ ન ખૂંચે? પ્રવૃત્તિમય જીવનમાં વખતનો અભાવ આવી ભૂલો માટે મુખ્યત્વે જવાબદાર હોવા છતાં તે માટે તેમને સંપૂર્ણ દોષમુક્ત તો ન જ ઠરાવી શકાય.

રેવન્યુ ને ન્યાયના અમલદાર તરીકે લોકજીવનના સમાગમમાં આવ્યા છતાં તેમની કલમે આમવર્ગના જટિલ પ્રશ્નોને સાહિત્ય દ્વારા ભાગ્યે જ છેડયા છે. જનસમૂહની

મુશ્કેલીઓ ને ત્રુટિઓને તેમણે વિચાર ને આચાર વડે લક્ષમાં લીધી છે, પણ કદી સાહિત્યની અમર વાણીમાં તો નથી જ વણી. ભૂખે મરતી પ્રજા ઐહિક જીવનના કૂટ પ્રશ્નોને ઉકેલે તો જ આધ્યાત્મિક જીવનને સ્પર્શતા તત્ત્વજ્ઞાનનો વિચાર કરી શકે. સુખમાં ઉછરેલા આ અમલદારે તેમની ભાવભીની વ્યવહારકુશળ દૃષ્ટિને સાહિત્યમાં જો કદી મૂર્ત સ્વરૂપ આપ્યું હોત, તો તેમની સાહિત્યસેવા વધુ જ્વલંત બનત. પણ તેમના સંસ્કાર, ઘડતર, વ્યવસાય ને સંયોગો જોતાં તો તેમણે સ્વીકારેલા સાહિત્ય–પ્રદેશો વિના અન્ય શું સંભવી શકે? વિશેષમાં, વ્યક્તિગત વલણ પણ આવાં કાર્યમાં મુખ્ય ભાગ ભજવે છે.

અંતમાં, શ્રી. નર્મદાશંકરભાઈએ કુટુંબની ને નોકરીની અનેકગણી વિટંબણાઓ વચ્ચે પણ સ્વાધ્યાયશીલ રહી સાચા દીલથી ગુજરાતી સાહિત્યની કીમતી સેવા કરી છે; પણ તેમની સંસ્કૃત સાહિત્યસેવા આગળ આ ગૌણ લાગે છે. સંસ્કૃત નહિ, પણ ગુર્જર સાહિત્યને જ મુખ્ય ધ્યેય બનાવી તેઓ ગુજરાતના તત્ત્વજ્ઞ કવિઓ ને તેમણે ભાખેલા તત્ત્વજ્ઞાન ઉપર ગુજરાતી ભાષામાં પ્રમાણભૂત સ્વતંત્ર ગ્રંથ લખે, ને ગુજરાતના વર્તમાન વિવિધ સંપ્રદાયો ઉપર જનસમાજને ઉપયોગી થાય તેવાં પુસ્તકો રચે એ આશા તેમની વિદ્વત્તા ને ઉત્સાહ જોતાં જરા યે વધારે પડતી નથી; પણ તેમની લકવાની બીમારીને કારણે આ આશા હવે કેવળ કલ્પના જ બની ગઈ છે. 'અખિલ ભારતવર્ષ તત્ત્વજ્ઞાન મહાસભા' પણ તેમને વિશેષ માન અર્પે એમ આપણે ઇચ્છીએ. ગુજરાત પણ તેના આ તત્ત્વજ્ઞાનના પ્રખર વિદ્વાનની સાહિત્યસેવાઓ અને વિદ્વત્તાની ખાસ કદર કરે એ અભિલાષા

શું અસ્થાને છે? પણ જીવનભર અતિશ્રમ કરવાથી ઉત્તરાવસ્થામાં કુદરતની શિક્ષાને આધીન બનેલા આ જ્ઞાન-વૃદ્ધ અધિકારી આજે આવા કાર્ય માટે પણ છેક અશક્ત ને અસહાય જ બની ગયા છે. સંક્ષેપમાં નીતિ[1] અને આન્વીક્ષિકી[2] ઉભયના આ વેત્તા નર્મદાશંકરભાઇને જગત્‌પિતા સુંદર સ્વાસ્થ્ય ને દીર્ઘ આયુષ્ય અર્પે એ જ અંતિમ પ્રભુપ્રાર્થના.*



૧. રાજનીતિ   ૨. અધ્યાત્મવિદ્યા

* દી. બ. નર્મદાશંકરભાઇનું તાજેતરમાંજ દુઃખદ અવસાન થયું છે તેની અહીં સખેદ નોંધ લેવામાં આવે છે.—કર્તા (બીજી આવૃત્તિ).

# શ્રી. રામનારાયણ વિ. પાઠક

સાહિત્ય-આલમની અમીરશાહીને ઉચ્છેદનાર અને સાહિત્યની ઝારશાહીનો પણ સામનો કરીને પ્રકાશમાં આવનાર એ રામનારાયણભાઈને કયો યુવાન વાચક નથી ઓળખતો ? સને ૧૯૨૦–૨૧માં અસહકારયુગે ગુજરાતને રામનારાયણભાઈ આપ્યા. વકીલાતને છોડી તેમણે સરસ્વતીનું શરણ શોધ્યું; અને વિદ્યાપીઠે તેમને પાળ્યા, પોષ્યા અને પ્રકાશમાં આણ્યા.

'કાવ્યસમુચ્ચય' એ તેમની સાહિત્યપ્રવૃત્તિનું તે યુગનું પ્રથમ મનોહર ફળ. અધ્યાપક રામનારાયણ વિદ્યાપીઠમાં વિવેચક તરીકે મિત્ર સમા શિષ્યો સાથે સમભાવે ચર્ચા કરતા; અને ત્યારથી માંડીને વકીલાત અને વનિતાનો સાથ છોડનાર એ રામનારાયણભાઈએ કવિતાદેવીનાં વિવિધ સ્વરૂપે દર્શન કર્યાં. તેમણે ન્યાયને નિરખ્યો, અલંકારને અપનાવ્યો, જૈન અને બૌદ્ધ ધર્મનો સમભાવે અભ્યાસ કર્યો, 'યુગધર્મ'માં સાહિત્યનો યુગ–મહિમા ગાયો, અને આમ ધીમે ધીમે શાંત પણ સ્થિર ગતિએ સાહિત્યની ઘણી દિશાઓ આવરી લીધી. ટૂંક સમયમાં જ તેઓ ભાષાશાસ્ત્રમાં રસ લેતા ને શબ્દકોશનાં સ્વપ્ન સેવતા થયા. 'કાન્ત'ને તેમણે પોતાની મર્મગ્રાહી સમાલોચનાથી વધુ કમનીય બનાવ્યો; અને પ્રાચીન વિદ્યાનો અભ્યાસ કરી તેમણે 'પુરાતત્ત્વ'માં પણ ફાળો આપવો શરૂ કર્યો. પણ તેટલાથી કાંઈ સંતોષ થાય ? તેમણે કાવ્યો અને વાર્તાઓ શરૂ કર્યાં, અને ગૂઢ રહેલી કેટલીયે ભાવનાઓને ભાષારૂપે વ્યક્ત કરી. અધ્યાપક પાઠક ત્યારે સાહિત્યની જેમ વ્યવહારમાં પણ પોતાના મિષ્ટ વિનોદ અને મર્માળા હાસ્યથી વિદ્યાપીઠના કેટલાયે વિદ્યાર્થીમિત્રોને મુગ્ધ કરતા.

કારણવશાત્ તેઓ વિદ્યાપીઠમાંથી છુટા થયા, પણ ત્હોગે તેમની વિદ્યાપીઠ તરફની મમતા તો એક ને અખંડિત જ રહી. અમદાવાદના કલાપ્રદર્શનથી કલારસિક જનતાને પણ રામનારાયણ-ભાઇની કેટલીયે રસવૃત્તિઓ ને અનેરી શક્તિઓની જાણ થઈ; અને એકાંતપ્રિય આ અધ્યાપક પોતે જ એક પ્રદર્શનનો વિષય થઈ પડ્યા. ત્યાર પછી તો તેમની ગુણપૂજાએ અને વિદ્વત્તાવર્ચસે કેટકેટલા સાહિત્યભક્તોને તેમની તરફ આકર્ષ્યા; ને શ્રી તથા સરસ્વતીના જેવો પરસ્પર વિરોધ રાખતા કેટલાયે સાહિત્યવીરો એકી સાથેજ રામનારાયણભાઈના પ્રશંસક બન્યા. તેવામાંજ 'યુગધર્મ'ને યુગબળોએ ઝડપ્યું; અને તેની ખોટ શ્રી. પાઠકે 'પ્રસ્થાન'થી પૂરી પાડી.

પણ આ બધી વિગતોનો અંત ક્યાં આવે? સદા સરળ લેબાસમાં ફરનાર એ અધ્યાપક પાઠકને અનેક નાના મોટા કોલેજ–વિદ્યાર્થીઓ ગુરુ તરીકે–વડીલ તરીકે–અનહદ માન આપતા થયા. સાહિત્યસૃષ્ટિમાં અર્ધદગ્ધ પ્રયત્ન કરનાર બિચારા યુવકની જ્યારે ઉગતી આશાઓ વિદ્વત્તાના તેજથી ડારતા અને પ્રચંડ, મહાકાય લાગતા એ સાહિત્યસાક્ષરો આગળ ચૂર્ણ થતી લાગે ત્યારે સ્હેજે તેની નજર રામનારાયણભાઈ તરફ ઢળે. અધ્યાપક રામનારાયણ એટલે રાષ્ટ્રીયતા અને સાહિત્યપ્રવૃત્તિનું રસાળું સંમિશ્રણ. લોકસેવા ને સાહિત્યસેવા, રાષ્ટ્રસેવા ને સરસ્વતીસેવા એ બંનેને જીવનમાં તેમણે એકઠી વણી દીધી; અને આ ભાવનાઓથી જ રંગાઈ તેમણે સમગ્ર શક્તિઓ રાષ્ટ્રપોષક સાહિત્ય પાછળ ખર્ચી. 'પ્રસ્થાન'ના તંત્રીપદે તેમની આકરી કસોટી કરી, અને તેમાં તેઓ વારંવાર 'સ્વૈરવિહારી' ને 'દ્વિરેફ', 'રા.' અને 'રામનારાયણ'ની વિવિધ સંજ્ઞાએ લેખક

તરીકે પ્રકાશતા. સાહિત્યપરિષદે અને 'ગુજરાત સાહિત્યસભા'એ પણ તેમનું સાહિત્યવર્ચસ્ પિછાણ્યું; અને તે તેજ મુંબઈ-યુનિવર્સિટીને પણ પરીક્ષકપદ માટે સ્વીકાર્ય થઈ પડયું. રામનારાયણભાઈ પુસ્તકાલયપ્રવૃત્તિના પણ તેટલા શોખીન; ને તેનાં કલ્યાણકારી તત્ત્વ તેમણે સોજીત્રાના પુસ્તકાલય સંમેલન વખતે જાહેર કર્યાં. આ બધી વિવિધ પ્રવૃત્તિઓને લીધે જનતાએ તેમને નડિઆદની સાહિત્યપરિષદ્ વખતે સાહિત્યવિભાગના પ્રમુખપદથી નવાજ્યા. અન્ય સાહિત્યવીરો જ્યારે વિદેશીય કે અવનવા ને ઝળહળતા દેશી પોષાકમાં સજ્જ થઈ સાહિત્યમંડપને દીપાવે, ત્યારે પણ પ્રમુખપદને વરેલા પાઠક તો સાદા ખાદીના પોષાકથી ત્યાં પોતાના નિરભિમાન વ્યક્તિત્વની નિરાળી ભાત પાડતા. કેટલાય જૂના યુવાન વિદ્યાર્થીઓની સાથે તેઓ ઘડીકમાં સસ્મિત મીઠો વાર્તાલાપ કરતા હોય, તો ઘડીકમાં તેઓ સાહિત્યની ઉમરાવશાહીના વાતાવરણમાં ફરતા હોય. સાહિત્યના આમવર્ગ અને ઉમરાવવર્ગના સેતુ જેવા અધ્યાપક પાઠક ત્યારે કેટકેટલાયનું હૃદય પારખતા અને મન સમજતા.

સાહિત્યવિભાગના સંમેલન વખતે શ્રી. પાઠકની લોકપ્રિયતા સ્હેજે જણાઈ આવી. ઇતિહાસ અને વિજ્ઞાનવિભાગના કરતાંયે સાહિત્યવિભાગમાં વધુ શ્રોતાઓ હતા; અને તે વિભાગની લોકશાહીનું (Democracy) તો પૂછવું જ શું ? દરેકને પોતાની દરખાસ્ત કે સુધારો મૂકવાની ને તે ઉપર ચર્ચા કરવાની સંપૂર્ણ તક મળતી; અને દરેકનું રામનારાયણભાઈ ધ્યાનપૂર્વક સાંભળી ઠરાવનું ચોક્કસ અને સર્વને સંતોષકારક સ્વરૂપ ઘડી કાઢી કામ આગળ ચલાવતા. પરિષદ્નો યુવકવર્ગ તો તેમને જ વધુ સન્માનતો. પણ આ બધાં રુચિકર તત્ત્વો વચ્ચે પ્રમુખપદેથી

રામનારાયણભાઈએ આપેલું શાસ્ત્રીય ભાષણ સામાન્ય શ્રોતાઓને તો નરી વિદ્વત્તાની નાદીરશાહીથી ભરપુર લાગ્યું.

રામનારાયણભાઈને યાસ્કનું નિરુકત ગમે, ભાષાશાસ્ત્રની નીરસ સૂક્ષ્મતાઓ પસંદ પડે, અને વ્યુત્પત્તિમાં પણ મઝા પડે; નવાં કાવ્યો વાંચે અને વિચારે, છતાંયે પ્રેમાનંદ અને દયારામ પણ તેમની નજર બહાર ન હતા. પ્રેમાનંદ ઉપર પોતાનો ઊંડો અભ્યાસ તેમણે વડોદરામાં વ્યક્ત કર્યો. અને કાવ્ય તો તેમના અભ્યાસનો ખાસ વિષય છે એમ તેમનાં જાહેર ભાષણો પણ પૂરવાર કરે છે. આમ આ સાહિત્યભકતે શું બાકી રાખ્યું છે ?

રામનારાયણભાઈ એટલે સાહિત્યફકીર. જરૂરીઆત પૂરતું દ્રવ્યોપાર્જન કરી તેઓ સાહિત્યસેવામાં જ મશગુલ રહેતા; અને આવી સાહિત્યોપાસના તેમને કેવળ એક અપ્રાપ્ય ભાવના જ ન હતી. સાહિત્ય એ જીવનનો એક વિભાગ, ને રાષ્ટ્રસેવા એ જૂદો વિભાગ, એમ તેમણે કદીયે જાણ્યું જ નથી. બારડોલીયુદ્ધની સમાપ્તિ પછી ત્યાં ખેડુતો તરફના પુરાવા એકઠા કરવામાં અને બીજાં રચનાત્મક કાર્યોમાં તેમનો સારો હિસ્સો હતો; અને આ રાષ્ટ્રસેવા કરતાં કરતાં જ તેમણે રાનીપરજની ભાષા, રીતરિવાજ, જીવનવ્યવસાય વગેરે ઉપર પ્રકાશ નાખે તેવો એક મનનીય લેખ લખ્યો. આમ સાહિત્યસેવામાં પણ રાષ્ટ્રસેવા એ જ તેમનું ધ્યેય હતું.

શ્રી. રામનારાયણભાઈની ‘ દ્વિરેફની વાતો ’ પ્રગટ થઈ, અને તેમની વિવિધ શક્તિઓ વ્યક્ત થતી ગઈ. વાર્તાલેખન તે તેમની ‘ મુખ્ય પ્રવૃત્તિ ’ કે ‘ઇષ્ટ પ્રવૃત્તિ’ નથી, ‘પણ માથે પડયું માણસ શું નથી કરતો ?’ સંસારનું અવલોકન, જનમાનસનું

નિરૂપણ, વિવિધ રૂપે વ્યક્ત થતું મર્માળું કે સોપદંશ હાસ્ય સચોટ ને સંક્ષિપ્ત પાત્રાલેખન, અને વાર્તાની પોતાની સજીવતા તથા સહેતુકતાઃ આ સૌ ગુજરાતી નવલિકાસાહિત્યમાં અનોખી ભાત પાડે છે. ગંભીર અને એકલવાયા, સાદા અને સાધુ સમા લાગતા રામનારાયણભાઈમાં આટલી ને આવી રસિકતા, હાસ્યવૃત્તિ કે અવલોકનશક્તિ કોણ કલ્પી શકે? તેઓ સમર્થ વિવેચક ને સુવિખ્યાત પત્રકાર છે; પુરાવિદ ને તર્કકોવિદ છે. તેઓ વિદ્યાર્થી-પ્રિય અધ્યાપક ને ભૂતપૂર્વ વકીલ છે, સમાજચિંતક ને રાષ્ટ્રસેવક છે, કેળવણીકાર ને આલંકારિક છે, તથા નિબંધકાર ને 'શેષ'-પદ-ધારી કવિ છે. તેમના એકાકી જીવનમાં કેવાં વિવિધ સ્થળો ને કેવા વિવિધ ભાવો રસ પૂરતાં હશે ને હૃદયને આર્દ્ર કરતાં હશે? વિશેષમાં, તેઓ સમર્થ વિચારક અને ધીર વક્તા છે. તેમની મૌલિકતા–વિચારની તેમજ લેખનની–સર્વત્ર ભાત પાડે તેવી હોય છે.

તેઓ અભ્યાસી અને અવલોકનકાર બંને છે. સાહિત્યસેવા અને જનસેવા ઉભયમાં તેઓ રાચે છે, ને સક્રિય સાથ આપે છે. તેઓ કેવળ વિદ્વાન જ નથી, પણ વિશિષ્ટ કાર્યકર્તા યે છે. 'પ્રસ્થાન'ની પ્રગતિમાં અને લોકપ્રિયતામાં શ્રી. પાઠકનો મહા-મૂલ્યવાન ફાળો છે. 'પ્રસ્થાન'ને તેમણે પોતે પ્રગટાવ્યું, પાંગરાવ્યું ને પ્રફુલ્લ કર્યું. તેમની ઘણીયે સાહિત્યશક્તિઓ ને વિચાર–વલણો આ સામયિક દ્વારાજ જનતાને જાહેર થયાં છે. વિશેષમાં, રાજકારણ, સમાજ, કેળવણી, ધર્મ ઈત્યાદિ ઉપરના તેમના લેખો ને ખાસ કરીને તો 'સ્વૈરવિહાર' માટે ગદ્ય–સાહિત્યમાં તેમનું સ્થાન ચિરકાળ ટકી રહેશે.

તેઓ ગાંધીજીના પરમભક્ત, પ્રશંસક ને અનુયાયી હતા, અને આજે પણ છે. રાષ્ટ્રના—માતૃભૂમિના—આહ્વાન સમયે સાહિત્ય-સુંદરી તેમને જેલમાં જતાં રોકી શકી નહિ. 'મા'ની હાકલને માન આપવું તે પણ તેમને મન સાહિત્યસેવા જ હતી. તેમને સાહિત્ય-સેવા ગમે છે, કારણકે તેમને રાષ્ટ્રસેવા પ્રિય છે; અને આમ રાષ્ટ્રભક્તિના ઉત્તમ સાધન તરીકે જ સાહિત્ય તેમને આકર્ષે છે.

કોઈ ભરવાડણ કે મારવાડણ પોતાના બુલંદ અવાજે ગીત રેલાવતી જતી હોય, કે કોઇ ભિખારૂ મનોહર સ્વરે લોકગીત લલકારતું આવે, તો રામનારાયણભાઈ તે સાંભળીને લખી લેવામાં પણ સાહિત્યસેવા જ નીરખે છે; અને આમ ઘણીયે વાર કેટલુંક લોકસાહિત્ય ટપકાવી લે છે. આડંબર વિનાની મૂકસેવા એ જ તેમનું જીવનવ્રત છે.

એવા મહાત્માજીના મહાન પ્રશંસકે એ ગાંધીયુગની પ્રેરણા ઝીલી અને તેમને અનેકશઃ પ્રગટાવી. એ સંત તરફના પોતાના અમાપ આદરભાવને લીધે તેમણે કવિ ન્હાનાલાલ અને બીજા કેટલાય સાથેના સ્નેહસંબંધ જતા કર્યા; કારણકે મોટાઓની નિંદા કરનાર એકલા જ નહિ, પણ તે નિંદાને સાંભળનાર પણ પાપી બને છે એમ તેઓ સારી રીતે સમજતા. સંક્ષેપમાં, આ યુગનાં પાન કરી તેમણે સાહિત્ય રાષ્ટ્રહિત—ઉપકારક બનાવ્યું. તેવા આ, હમણાં જ 'પ્રોફેસર'—પદ પામેલા, અને કરાંચીમાં સાહિત્યવિભાગના પ્રમુખ તરીકે ફરીથી ચુંટાયેલા, વિચાર અને વર્તનની એકતા સેવતા, સાહિત્ય અને રાજકારણની ભિન્નતાના પડદા ચીરતા, સાદા છતાં યે જ્યોતિ—ભર્યા, ગંભીર છતાં યે માર્મિક હાસ્યવાળા સાહિત્યભક્તને આપણાં વંદન હો !

# શ્રી. ચંદ્રશંકર ન. પંડયા

સુપ્રસિદ્ધ સાહિત્યસેવકોની તીર્થભૂમિ સમા નડિઆદમાં જન્મેલા, મુંબઈના વાતાવરણે રંગાયેલા, મુનશી કુટુંબમાં એક વખત મુરબ્બીપદ ભોગવતા, કવિ ન્હાનાલાલ આગળ નાના મિત્ર બનતા અને કેટલીક વખત સર પ્રભાશંકર પટ્ટણીની પાંખમાં લપાતા એ ચંદ્રશંકર પંડયા. તેઓ નવીનતાના આશક છે, વિવિધતાના ભક્ત છે ને ગુણના પૂજારી છે. તેમનો સિદ્ધાંત તો આપવાનો અને લેવાનો. જ્યાં જાય ત્યાંના વાતાવરણથી તેઓ રંગાય અને બદલામાં પોતાનો રંગ દેવા પ્રયત્ન કરે. તેઓ પોતે કહે છે તેમ લીંબુના રસ જેવો તેમનો સ્વભાવ કયાં નથી ભળી શકતો? તેમની વેતસ્ વૃત્તિ, તેમનો સહજ આનંદ ને તેમની ગુણગ્રાહકતા તેમને ગમે ત્યાં પણ અમુંઝણ વિના સ્વસ્થ અને શાંત રાખી શકે છે.

પિતામહ મણિશંકર પંડયાના પ્રેરક વાતાવરણમાં છ બ્હેનોનો આ વીર જોતજોતાંમાં જ ઘરલાડીલો ને નાતલાડીલો બન્યો, અને કુમાર અવસ્થામાં જ પ્રો. રમણલાલ યાજ્ઞિકના પિતા,—ચંદ્રશંકરના પોતાના જ ભાવિ વેવાઈ—કનૈયાલાલ યાજ્ઞિક, મનસુખરામ ત્રિપાઠી અને ગોવર્ધનરામે તેમને મહાભિલાષનાં જળપાન કરાવ્યાં. આ વિના બીજી એક વ્યક્તિની પણ અદીઠ અસર આપણા ચંદ્રશંકર ઉપર પડી. ઇ. સ. ૧૮૮૪માં તેમના પોતાના જન્મ પહેલાંજ સ્વ. છગનલાલ હરિભાઈ પંડ્યાનાં ભાવિ પુત્રી વસંતબા સાથે તેમનો ગર્ભવિવાહ થયેલો. આમ

જન્મથી જ વિવાહિત હોવાનો હક્ક બાલક ચંદ્રશંકર ધરાવતા થયા. તેમને ચાનક દેવા કવચિત્ માતપિતા પણ આ બાળકને કહેતાં: "તારા કરતાં તો તારી વહુ ઘણી હોંશીઆર છે."

નડિઆદની નજીક આવેલાં ફૂલબાઈ માતા ઉપરની શ્રદ્ધાને ચંદ્રશંકરના જન્મનું નિમિત્તકારણ માની નાનપણમાં–અને કુટુંબમાં તથા ખાનગી મિત્રમંડળમાં તો જીવનભર--તેમને સૌ કોઈ 'ફૂલીયો' કહેતા. આ ફૂલીયાભાઈ ન્હાનપણથી જ તેજસ્વી, તોફાની ને ટીખળી નાતમાં તેમજ ગામમાં ગણાવા લાગ્યા. એ તોફાન અને ટીખળ એવાં તો પ્રસિદ્ધિ પામ્યાં કે તેઓ 'ફૂલીયા જમાદાર'ના નામથી ઓળખાવા લાગ્યા. સ્વ. ફૂલચંદ બાપુજી શાહ, અને શ્રી. પરશુભાઈ શર્માના સહાધ્યાયી ચંદ્રશંકર પ્રાથમિક અને માધ્યમિક શાળામાં પણ વાચન, પઠન, નિબંધ કે વક્તૃત્વ માટે પ્રશંસા પામતા. હાઈસ્કૂલમાં સમર્થ સાક્ષર કમળાશંકર ત્રિવેદીના શિક્ષણનો પણ તેમને અનુપમ લાભ સંસ્કૃત પરત્વે મળેલો. કોલેજમાં પણ તેમના પ્રોફેસરો તેમના પ્રતિભાદર્શનને વખાણતા, અને તેમની વિચારસરણીને 'તાઝગી–ભરી' માનતા. બહુધા બહાઉદ્દીન કોલેજમાં જ ભણેલા આ ચાલાક કોલેજીઅનના શ્રી. અંબાલાલ જાની, સ્વ. નૃસિંહદાસ વિભાકર, પ્રો. કાન્તિલાલ પંડ્યા, અને શ્રી. જમનાદાસ માધવજી મહેતા જૂનાગઢમાં સમકાલીન વિદ્યાર્થીઓ હતા.

કોલેજના જુનીઅર બી. એ. વર્ગમાંથી જ અર્થાત્ ઇ. સ. ૧૯૦૫થી જ વસ્તુતઃ તેઓ 'સમાલોચક'ના તંત્રી હતા, અને 'સુમનસંચય' વિભાગમાં સંસ્કૃત શ્લોકોનું ભાવકથન કે રસાસ્વાદન 'તન્મય' ઉપનામથી લખતા. ઇ. સ. ૧૯૦૬માં લોજીક અને ફીલોસોફી લઇને બી. એ. ની પરીક્ષા તેમણે પાસ કરી. બીજે જ

વર્ષે તેમણે બે માનવંતા મુરબ્બીઓ, ગોવર્ધનરામ અને મનસુખરામ ત્રિપાઠી ગુમાવ્યા, અને તેથી પોતે એકલા પડ્યા હોય તેવો ખેદ અનુભવ્યો.

શ્રી. ચંદ્રશંકર એટલે વિવિધ વ્યક્તિઓનાં ને પચરંગી વાતાવરણનાં પ્રેરકબળોનો સમન્વય. ઇ. સ. ૧૯૦૫–૭માં પ્રાર્થના સમાજે તેમને આકર્ષ્યા, અને તેમને વક્તા થવાનું પ્રોત્સાહન આપ્યું. ઇ. સ. ૧૯૦૮માં સ્વદેશીની પ્રબળ પ્રવૃત્તિએ તેમને સ્વ. ત્રિભુવનદાસ ગજ્જરની પ્રેરણા ઝીલતા કર્યા, અને તેથી ઇ. સ. ૧૯૦૭થી ૧૯૧૧ સુધી તેમણે ગિરગામમાં ગજ્જરે સ્થાપેલી 'ટેકનો–કેમીકલ લેબોરેટરી'માં એમ. એ. થવા માટે પ્રયોગ–કાર્ય કર્યું; પણ નાદુરસ્ત પ્રકૃતિએ તેમના મનના મનોરથ મનમાં જ રહેવા દીધા. આ દરમ્યાન તેમણે રાસાયણિક ઉદ્યોગો ઉપર લેખો ને ભાષણો ચાલુ રાખ્યાં. મુંબઈમાં ભરાયેલી બીજી સાહિત્યપરિષદમાં તેમણે "વૈજ્ઞાનિક અભ્યાસનાં સાધનોનો વિચાર" નામે 'બહુ વખણાયેલો' નિબંધ વાંચ્યો; અને રાજકોટની ત્રીજી સાહિત્ય પરિષદ વખતે તેમણે 'યુનિવર્સિટીના અભ્યાસ-ક્રમમાં ગુજરાતીનું સ્થાન' નામે એક વિચારણીય મુદ્દાવાળો નિબંધ રજુ કર્યો. 'સમાલોચક'ના તેમના લેખોમાં સ્વ. ઉત્તમરામ ત્રિવેદીના મતે 'ગૌરવ અને ઓજસ્' બંને હતાં. ઇ. સ. ૧૯૦૭થી '૧૩ સુધી તેઓ અને શ્રી. અંબાલાલ જાની સમાલોચકનું તંત્રી-કાર્ય સંભાળવા લાગ્યા. વિશેષમાં, ચંદ્રશંકર પોતે સુંદરીસુબોધ, વસંત, ગુજરાતી અને પ્રજાબંધુમાં પણ અવારનવાર લેખો આપતા. આ સમયમાં તેમણે 'ધી યુનીઅન' નામે એક સભાનું મંત્રીપદ પણ સ્વીકાર્યું. પાછળથી આ સંસ્થા 'ગુર્જરસભા'માં પલટાઈ ગઈ, અને શ્રી. કનૈયાલાલ મુનશીનો સાથ મળતાં તેની

પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો. શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. મહાદેવભાઈ દેસાઈ, કીશોરીલાલ મશરૂવાળા, નરહરિ પરીખ, સ્વામી આનંદ: સૌ આમાં સક્રિય ભાગ લેતા. શ્રી. ચંદ્રશંકર ત્યારે તેમના ગૌરવયુક્ત ગુજરાતી માટે વખણાતા. તેઓ વ્યક્તિમાંથી સમષ્ટિ થવા મથતા, ને અણુમાંથી વિરાટ બનવાના કોડ ધરાવતા. એક સમય એવો હતો કે એકેય સામયિક ચંદ્રશંકરના લેખવિહોણું ન્હોતું, ને એકેય સંસ્થા તેમના ભાષણવિહોણી ન્હોતી. તેમનું ઘર અનેકનું સંકેતસ્થાન હતું. મોટા દેશનેતાથી માંડીને ઉગતા વિદ્યાર્થીઓ સુધી સૌનો તેમને ઘેર દાયરો મળતો. મ્હેમાનોની પણ ઠઠ જામતી; અને શ્રી. મુનશી તેમને ‘ સંયુક્ત કુટુંબના પિતા ’ તરીકે સંબોધતા. ઇ. સ. ૧૯૧૩માં, આ બધી પ્રવૃત્તિઓ સંભાળતાં સંભાળતાં તેઓ એલએલ. બી. થયા.

ઇ. સ. ૧૯૦૭થી '૧૭ સુધીનો દશકો તે ચંદ્રશંકરભાઈ માટે જાહેરજીવનનો અને નિઃસ્વાર્થ સેવાનો સમય છે. આ દશકામાં તેઓ મુંબઈ ઇલાકામાં માનવંતા બન્યા, અને ગુજરાત-ભરમાં કીર્તિ કમાયા. રાજકીય જાહેરજીવન પરત્વે રાનડે, તેલંગ, બદરૂદ્દીન તૈયબજી ને દાદાભાઈ નવરોજજીએ તેમની ઉપર ખાસ અસર કરી એમ તેઓ કહે છે. પૂનાની ‘સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટી’એ પણ તેમને આકર્ષ્યા, અને તેથી તેના આજીવન સભ્ય થયા વિના પણ સ્વ. ગોખલે અને દેવધરની પ્રેરણાથી તે સંસ્થા તરફથી હોલિકા સંમેલન, જુગારનિષેધ વગેરે પરત્વે તેમણે સામાજિક સુધારણાનું કાર્ય કરી બતાવ્યું.

સ્વામી વિવેકાનંદ, રામતીર્થ અને દયાનંદની પણ ચંદ્રશંકરના જીવન ઉપર ભારે અસર થઈ છે. આર્યસમાજ

તરફ શ્રી. પરશુભાઈની મૈત્રીને લીધે તેઓ વધુ આકર્ષાયા; અને તે રીતે તેમણે પંડિત 'ગુરુદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર' ગુજરાતીમાં આપ્યું. વળી ડો. એનિ બીસેન્ટવાળો થીઓસોફી પંથ તેની વિશુદ્ધિ અને ભ્રાતૃત્વના સંસ્કારને લીધે તેમને ખૂબ ગમી ગયો. સર્વધર્મ–સમન્વયના આ વાતાવરણમાં તેઓ એટલા બધા તો રસ લેતા થયા કે શ્રીમતી એનિ બીસેન્ટ સાથે ઇ. સ. ૧૯૧૪માં તેમના મહેમાન તરીકે અડ્યાર (મદ્રાસ) પણ જઈ આવ્યા.

રાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ શ્રી. ચંદ્રશંકર એક વખત અગ્રગણ્ય કાર્યકર્તા હતા. ઇ. સ. ૧૯૧૪ થી '૧૬ સુધીમાં કોન્ગ્રેસની ગિરગામ જીલ્લા સમિતિના તેઓ મંત્રી હતા, અને મુંબઇની પ્રાંતિક મહાસભા સમિતિમાં પણ સહ–કાર્યકર્તા હતા. ઇ. સ. ૧૯૧૬–૧૭થી ડો. એનિ બીસેન્ટની 'હોમરૂલ' પ્રવૃત્તિએ તેમને અતિશય આકર્ષ્યા. ચંદ્રશંકરે તેમાં ઝંપલાવ્યું ને ઝડપી કાર્ય કર્યું. ત્યારે તેમનામાં યૌવનનો ઉત્સાહ હતો, હૃદયની સ્નેહાર્દ્રતા હતી, સેવાની તમન્ના હતી, તીવ્ર કાર્યનિષ્ઠા હતી, અને સંસ્કારપૂર્ણ સજ્જનતા હતી. ઇ. સ. ૧૯૧૬માં મુંબઈ પ્રાંતિક સંસારસુધારા પરિષદ ડો. પરાંજપેના પ્રમુખપદે ભરાઈ; અને ત્યારે ગાંધીજીથી સ્હેજે અંજાયા વિના શ્રી. પંડ્યાએ તેમની વિરુદ્ધ પણ માન અને મમતાભરી રીતે બોલવાની હિંમત અને નિખાલસતા દાખવી. આ યુગમાં તેઓ 'સ્વરાજ્યગંગા ઘેરઘેર પહોંચાડનાર એક ભગીરથ' મનાતા. 'હૃદયે હૃદયે સ્વરાજ્યની દીપોત્સવી દેશમાં ઉજવવાના' ત્યારે તેમને હૈયે કોડ હતા. સ્વરાજ્યના તે સૈનિક ગણાયા, સાહિત્યના સેવક મનાયા, વક્તા તરીકે વખણાયા, ને પત્રકાર તરીકે પંકાયા. જાહેરજીવનનાં અનેક ક્ષેત્રો તેઓ સફળતાથી સ્વલ્પ સમયમાં સર કરતા.

ગામડે ગામડે ઘૂમીને હોમરૂલ પ્રવૃત્તિ ફેલાવવાનો તેમણે કાર્યક્રમ રચ્યો, અને મી. બી જી. હોર્નીમેન પણ તેમનો આમાં સાથ શોધવા લાગ્યા. શ્રી. ચંદ્રશંકર માટે આ ઉત્તમ કીર્તિકાળ હતો, ને પરમ પરાક્રમયુગ હતો. તેમની વાણી અનેક સ્થળે ઝીલાતી થઇ, અને તેમના લેખો શહેરો ને ગામડાંમાં રસથી વંચાવા લાગ્યા. નાનકડા નડિઆદનો આ નાગર અને નાગરિક સહજ પ્રતિભા અને કુશાગ્ર બુદ્ધિબળે અનેકને ત્યારે મહાન અને માનનીય લાગ્યો! પણ આ પછીનો ઇતિહાસ તે મંદતાનો, સ્થિરતાનો, પીછેહઠનો અને કરુણતાનો છે. કોણે આવું પરિવર્તન ઉપજાવ્યું ? કોણે આવા કાજળ-ઘેરા શ્યામ રંગો આવા તેજોમય જીવનમાં ઉત્પન્ન કર્યા ?

ચંદ્રશંકરભાઇનું આ નોંધપાત્ર ઘડતર ને આ પ્રતિષ્ઠિત જીવતર. યુગરંગ બદલાયા, અને તેમનું જાહેરજીવન સંકેલાતું ગયું. ઇ. સ. ૧૯૧૬માં પ્રથમ પત્ની વસંતબાનું અવસાન થયું, અને ઇ. સ. ૧૯૧૭માં પિતા પણ સ્વર્ગે સીધાવ્યા. ઇ. સ. ૧૯૧૮માં તેમને દમના દર્દની શરૂઆત થઇ; અને પછી તો મંચ ઉપર 'સિંહની માફક છલંગ મારી ભાષણ કરવા આવનાર આ અગ્રગણ્ય વક્તા' શિથિલ અને પરવશ થવા લાગ્યા. લગભગ બબ્બે દાયકાથી તેઓ દમને ય દમ ભિડાવી રહ્યા છે. આ રોગનું તેમની ઉપર અનેકવાર આક્રમણ થતાં તેમની શારીરિક શક્તિઓ છિન્નભિન્ન થઇ ગઇ, જાહેર પ્રવૃત્તિઓ છેક કોકરાઇ ગઇ, અને દમનો રોગ જ તેમના સ્નેહીઓ અને મિત્રવર્ગમાં તથા સમગ્ર ગુજરાતમાં તેમના સંબંધી ખૂબ જાણીતો થયો. આ રોગ કવચિત્ તેમની ત્રુટિઓની ઢાલ બને છે, કવચિત્ તેમના અહંભાવનું આશ્રયસ્થાન થાય છે, કવચિત્

તેમની મહત્ત્વાકાંક્ષાનો રાહુ મનાય છે ને ક્વચિત્ સ્નેહીઓની સાચી સહાનુભૂતિ પ્રગટાવે છે. પણ એ તો સત્ય જ છે કે દમના આક્રમણથી જ આ ગર્ભશ્રીમંત, પ્રતિભાશાળી તથા સેવાભાવી કાર્યકર્તા અને સાહિત્યસેવકની શારીરિક ને માનસિક શક્તિઓ ક્ષીણ થતી ગઈ; અને અકાળે તેમને પોતાનું જાહેરજીવન સંકુચિત કરી અંતે સંકેલી લેવું પડ્યું. જો ચંદ્રશંકરભાઈ આમ દમનો ભોગ ન બન્યા હોત તો રાજકારણ, સમાજસુધારો, સાહિત્ય તથા ધર્મના ક્ષેત્રોમાં તેમણે કેવી અને કેટલી આકર્ષક ભાત પાડી હોત! પણ સત્ય વસ્તુસ્થિતિ સામે આમ કલ્પનાના ઘોડા દોડાવવા તે નિરર્થક છે!

આમ ઇ. સ. ૧૯૧૮થી ચંદ્રશંકરભાઈનું જાહેરજીવન કરમાવા લાગ્યું; અને સાર્વજનિક પ્રવૃત્તિઓ સાથે સાહિત્યસેવા પણ સુકાવા લાગી. પણ આ બધું કાંઇ એકદમ નથી બન્યું. મંદમંદ ગતિએ ક્રમશઃ આ સૌ બનતું ગયું છે. જાહેરજીવન અને લોકકીર્તિ ચંદ્રશંકરથી પરાઙ્મુખ થઇ પરવરતાં જણાય છે, અને રોગગ્રસ્ત આ સેવક 'આકર્ષણવશ બની અહંભાવથી તેમનો પીછો પકડે છે. રોગને લીધે તેમની કાયિક, વાચિક અને માનસિક શક્તિઓ જ્યારે ઓસરતી ગઈ, ત્યારે પણ સેવાભાવના અને યશોવાંછા તો તેમની હતી તેવી ને તેવી જ રહી. અશક્તિમાન માનવી સમય ઓળખી કોઇ કાર્યમાંથી નિવૃત્ત થવા જેટલો સાધુ બને છે એમ શાણા સંસારીઓ કહે છે. રોગથી અશક્ત બનેલા ચંદ્રશંકરને આવા સાધુ બની જવાનો રાહ ન ગમ્યો; પણ શક્તિહીનતાએ તેમનામાં પરાક્રમનું ઝનૂન પ્રગટાવી તેમના અહંભાવને અને કીર્તિલોભને પોષણ આપ્યું. શક્તિથી વંચિત બનેલા પણ સેવા અને યશની ઝંખના કરતા

પુરુષો જેમ આત્મભાન ભૂલે, વિવેકની મર્યાદા ઓળંગે અને અહંભાવમાં લપસી પડે, તેમ જ કૈંક શ્રી. ચંદ્રશંકરભાઇ માટે થયું છે. છેલ્લા દશકામાં જનતાને મુખે બહુ ચઢેલા તેમના જાહેરજીવન માટે આ જ વાજબી ખુલાસો છે. ગાંધીજી સાથેનો તેમનો પત્રવ્યવહાર પણ આજ દૃષ્ટિએ વિચારવો ઘટે છે.

અને શ્રી. ચંદ્રશંકરે તેમની સર્વશક્તિઓ અનેક ક્ષેત્રોમાં વેરાઇ જવા ન દેતાં એક જ ક્ષેત્રમાં, સાહિત્યપ્રદેશે કેન્દ્રિત કરી હોત તો પણ તેમની સેવા નોંધપાત્ર બનત. પણ આ તેમના સ્વભાવમાં જ નહિ. ‘સર્વ થાઉં અને સર્વ કરૂં’ એ ભાવ તેમને સર્વદા આવરી લે છે, અને તેથી તેમનામાં ક્યાંયે સ્થિરતા નથી જણાતી. સંસ્થાઓ ને મંડળો સ્થાપવાં, પોષવાં, ને વિકસાવવાં એ તેમને બહુ ગમે છે; ને તેથી શ્રી. મુનશી તેમને આવા કાર્ય માટે એક વખત ‘વરના બાપ’ કહીને બોલાવતા.

ઇ. સ. ૧૯૧૮માં દમના પ્રારંભ પછી યે ચંદ્રશંકરભાઇના શ્યામઘેરા થતા જીવનમાં પણ અનેક ઝળહળતાં તેજ-બિંદુઓ છે. છેલ્લા દાયકામાં જનતાએ તેમને અમુક ભાવથી જ નિરખ્યા છે ને ઓળખ્યા છે, અને તેમની ઊજળી બાજુથી તે અપરિચિત રહી છે. તેથી જ આ તેજ–બિંદુઓની સવિશેષ આવશ્યકતા ઊભી થાય છે. તેમનામાં હૃદયની ઉદારતા સાથે વિચારની વિશાળતા છે, નાગરની સમયજ્ઞતા સાથે નાગરિકની સંસ્કારિતા છે, વતનવ્હાલ સાથે વિશ્વગ્રાહી દર્શન છે, અને અન્યના માનીતા થવાની અને તેને પોતાનો કરી લેવા કે પ્રસન્ન રાખવા જેટલો તેમનામાં સદ્‌ભાવ ને સ્નેહ છે. પણ આજે તેમના આ બધા લાક્ષણિક ગુણો અણ–પ્રીછ્યા રહી સંયોગબળે અન્યથા ભાસે છે. દમ પહેલાં અને પછીયે જ્યારે જ્યારે તેઓ સ્વસ્થ

હોય ત્યારે તેઓ શાંત રહી શકતા જ નાહ. તેમણે મનસુખરામની વિદ્વત્તા અને મુત્સદ્દીગીરી જોઇ છે, તેમને ગોવર્ધનરામની સાહિત્યસેવા અને સંસ્કારિતા સુપરિચિત છે, અને મણિલાલ દ્વિવેદીની આધ્યાત્મિકતા, કાદંબરી–ભાષાંતરકાર છગનલાલભાઈની રસિકતા ને ઝવેરીલાલ યાજ્ઞિકની રાજકારણ–પ્રીતિ પણ તેમને સુવિદિત છે. આમ તેમના વિવિધતાપ્રિય સ્વભાવે કયું ક્ષેત્ર અણદીઠ રાખ્યું છે?

'ગુજરાતી' સાપ્તાહિકમાં તેઓ ગૌરવભરી રીતે લખે છે, 'સમાલોચક' સામયિકમાં શાંત રીતે સમીક્ષા કરે છે, અને 'પ્રગતિ'માં લેખ આપી શ્રી. પરધુભાઇને પ્રસન્ન રાખે છે! તેઓ પ્રાચીન તેમજ અર્વાચીન સાહિત્યને ઉડતી નજરથી નિરખે છે; તે નરસિંહ મહેતાને નમન કરે છે, મીરાંને માન આપે છે, પ્રેમાનંદને પૂજે છે, નર્મદની નોબત સૂણાવે છે, ગોવર્ધનરામનાં ગૌરવ ગાય છે, અને મણિલાલની મહત્તામાં રાચે છે. મોહમયી મુંબઈના વિવિધ રંગ તેમનામાં ઉતર્યા, ને તેઓ સર્વત્ર વિચરવા લાગ્યા. તેઓ સંસ્કૃત ભાષાના ભક્ત છે, સાહિત્યના શોખીન છે, વિજ્ઞાનના વેત્તા છે, તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થી છે, સમાજસેવામાં રસ લે છે, ને રાજકારણને અપનાવે છે. તેઓ સંગીતને ચાહે છે, ચિત્રકલાથી પરિચિત છે, ને નૃત્યના પ્રશંસક છે. તેઓ સર્વક્ષેત્રોને અને સર્વ વિદ્યાર્થીઓને અપનાવવા પ્રયત્નશીલ છે, તેઓ સ્વામી દયાનંદની જયંતીમાં ભાગ લેઈ આર્યસમાજને આવકાર આપે છે, શંકરાચાર્ય ઉપર ભાષણ કરી તેઓ સનાતની બને છે, રામાનુજ અને વલ્લભાચાર્યને પણ વખાણે છે, અને શક્તિ સંપ્રદાયનેય ગુણભાવે સ્તવે છે. તેઓ સાહિત્યસેવકોનો સંપર્ક સાધે છે, રાષ્ટ્રનેતાઓને સન્માને છે, સરકારી અમલદારોનાં મન જીતે છે, સમાજસુધારકોમાં ભળે છે,

વૃદ્ધોને વડિલભાવે વંદે છે, સમવયસ્કોને સખાભાવે સત્કારે છે, ને નાનેરા યુવકોને મિત્રભાવે ઉત્તેજે છે. તેઓ સાહિત્યસેવકોમાં સાહિત્યભક્ત બને છે, નાટ્યકારોમાં નાટયવિદ્ થાય છે ને કલાકારોમાં કલાકોવિદ બને છે.

તેમનામાં રાષ્ટ્રસેવકનો ઉત્સાહ છે, વીરનો જુસ્સો છે, ને સર્વવિદ્ બનવાની ઇચ્છા છે. શ્રી. મુનશીના તેઓ એક વખત સ્નેહાળ સખા અને માનનીય મિત્ર હતા. એકની મહત્ત્વાકાંક્ષા ને શક્તિઓ વણપાંગરી રહી, અન્યની આજે પ્રફુલ્લ થઈ સમગ્ર ગુજરાતને, બલ્કે અખિલ હિંદને સુપરિચિત થઇ છે. સર્જનશીલ પ્રતિભાની ઉણપે કે સર્વદેશીય સ્વભાવને લીધે અથવા દમના કારણે ચંદ્રશંકરભાઇને ન એકકેય ધ્યેય રહ્યું, કે ન એકકે લક્ષ્યસિદ્ધિ થઇ. એ ગહનતાના અભાવે ને તલસ્પર્શી અભ્યાસની ઓછપે તેઓ ન બન્યા પ્રખર પંડિત કે સમર્થ સાહિત્યવાર, ને ન થયા વિખ્યાત વકીલ કે સુપ્રસિદ્ધ લોકસેવક; અને તેથીજ જનતા તેમના મિલનસાર સ્વભાવને અયોગ્ય અંતરાય ધારે છે, ગુણપૂજાને ખુશામત ગણે છે, ને શબ્દ–માધુર્યને માખણ માને છે. ગમે તે સભા હોય કે ગમે તે વિષય હોય, ત્યાં ને તે વિષય ઉપર ચંદ્રશંકરભાઈ આકર્ષક રીતે બોલી કે લખી શકે છેઃ આ જેટલું આશ્ચર્યકારક છે, તેટલું જ ખેદજનક છે. કારણકે તેથી તેમનું સ્વતંત્ર વ્યક્તિત્વ કયાંયે વ્યક્ત ન થયું, ને તેમણે કયાંયે નિરાળી ભાત ના પાડી. સર્વના થવા જતાં તેઓ પોતાના મટી ગયા ને પોતાપણું ગુમાવ્યું.

ચંદ્રશંકરભાઈ કવિ ન્હાનાલાલ સાથે સદ્ભાવ રાખે છે, પ્રો. ઠાકોરના સ્નેહી છે, ને નરસિંહરાવના પ્રીતિપાત્ર હતા. આમ કેટલાયે પરસ્પર વિરોધી સાહિત્યભક્તોનું તેઓ સંગમ-સ્થાન છે, અને તે પણ તેમની સહજ સ્નેહવૃત્તિ અને સહનશીલ

સ્વભાવને લીધે. સાહિત્યના ક્ષેત્રે સાઠમારી મીટાવવા તેઓ એક વખત બોલેલા: "પરસ્પર ન લઢતાં સાહિત્યવીરો ને સાક્ષરો ભલે મને ભાંડે, પ્રહાર કરે; હું સર્વ સ્હેવા તૈયાર છું." તેમની આ શહીદવૃત્તિ (martyrdom) માટે 'કૌમુદી'માં શ્રી. વિજયરાયે તેમને 'સાહિત્યક્ષેત્રના ઈશુ' કહેલા.

શ્રી. ચંદ્રશંકર એટલે વિવિધતા, ગુણપૂજા અને રસિકતાનો ત્રિવેણીસંગમ. તેમની વિવિધતા તેમને સર્વત્ર વિચરાવે છે, તેમની ગુણપૂજા ઘણાયનાં વેરઝેર ઓગળાવી દે છે, ને તેમની રસિકતા તેમને સુંદરીઓના સંઘમાં યે લાડીલા ને માનીતા બનાવે છે. વિશાળ મન અને સ્નેહાર્દ્ર હૃદય શું શું ન સાધી શકે? પણ ઢાલની બીજી બાજુયે છે. કેટલાયને મન તેમની વિવિધતા તે અસ્થિરતા લાગે છે, તેમની ગુણપૂજા તે ખુશામત મનાય છે, ને તેમની રસિકતા તે પ્રૌઢ જનોને ન શોભે તેવી ઉપહાસપાત્ર બાલિશતા સમી ભાસે છે. પણ આ મતે ય કાંઇ સંપૂર્ણ સાચો કે દોષવિહોણો નથી.

તેમનું ગુણદર્શન એક વખત પ્રશંસાપાત્ર અને પાવન હતું, આજે તે અન્યથા બન્યું છે. તેમની એ ગુણજ્ઞતાએ ને ગુણપૂજાએ જયશંકર સુંદરી ને બાપુલાલ નાયકની નાટ્યકલાને વધુ બહાર આણી, ચારણી સાહિત્યવાળા ઓધવજીભાઇ અને ગઢવી મેઘાનંદને વધુ પ્રકાશમાં આણ્યા, ને કિંજવડેકર શાસ્ત્રી સમા સમર્થ મીમાંસા–વિદ્વાનનો ગુજરાતને પરિચય કરાવ્યો. તેમની ગુણપૂજા કેવળ શબ્દોની જ નહિ, પણ તન, મન અને ધનની પણ હતી. ઉદાર આતિથ્ય ને ખર્ચાળ આદરસત્કાર તેમના સ્નેહ સાથે સંકળાઈ જતાં, અને કેટલાયે મ્હેમાનો તેથી ઉપકારવશ બનતા.

ચંદ્રશંકરભાઈ લાંબી ફલંગે મુંબઈથી ગુજરાત અને કચ્છ--કાઠીઆવાડ સુધીનો પ્રવાસ ખેડે છે. માર્ગમાં સુરત, વડોદરા, નડિઆદ, અમદાવાદ, ભાવનગર વગેરે સ્થળોએ તેઓ સભાઓ યોજાવે છે, ને વ્યાખ્યાન કરે છે. તેઓ પ્રાચીનતાના પૂજારી છે, તેટલા જ અર્વાચીનતાના આશક છે. તેઓ વૃદ્ધ અને યુવકોના સેતુ બની બંનેને સહકાર આપે છે. તેમને સાહિત્યતીર્થ સમા વતન નડિઆદને ઉચ્ચ ને ઉજ્જવળ બનાવવું છે. તેઓ જ્યારે નડિઆદમાં હોય ત્યારે સભાઓ ભરાય, સંમેલનો થાય, સાહિત્યસભામાં જોમ આવે, ને જયંતીઓ ઉજવાય. તેમણે નડિઆદનો મહત્તાકાળ નિરખ્યો છે, ને તેથી જ તેઓ નડિઆદન ઊંચી ડોકે સ્થિર રાખવા ઇચ્છે છે. પણ તેમને આ કાર્યમાં સહકાર આપનાર કોણ? સ્વ. ઇન્દ્રશંકર પંડ્યા, કવચિત્ પ્રો. કાન્તિલાલ પંડ્યા, તો કવચિત્ શ્રી. અંબાલાલ જાની; અને વિશેષમાં તો નડિઆદમાં જ વસતા કવિચિત્રકાર ફૂલચંદભાઈ, શ્રી. જયંતીલાલ મોરારજી, 'મસ્તમયૂર' અને એસ. એસ. ઠાકર. ચંદ્રશંકરભાઈની નડિઆદના શિષ્ટ વર્ગોમાં--સમાજમાં ને નાતમાં--આણ વર્તતી હોય તેમ ત્યાંનો નાગરિક વર્ગ તેમનો પડતો બોલ ઝીલે છે, ને અપૂર્ણને પૂર્ણતાએ પહોંચાડે છે. તેમની પ્રેરણા અને પીઠબળ વિના નડિઆદમાં રાજકીય પરિષદ કે સાહિત્ય પરિષદ ભરાત કે કેમ તે સંદિગ્ધ સવાલ છે; ને આ પરિષદો વખતે નડિઆદના આતિથ્યે તેમાં શી મણા રાખી? ત્યાંના દેસાઈકુટુંબે, ત્યાંની નાગરકોમે ને વણિક વર્ગે મ્હેમાનોને કેટકેટલાં ભાવભીનાં આતિથ્ય દીધાં? ત્હોયે કહેવું જોઇએ કે શ્રી. ચન્દ્રશંકરની નડિઆદને સંપૂર્ણ પિછાન નથી; નહિતો નાનકડા નડિઆદમાં યે તેમની આગળ યુવાનોનો સંઘ ઉભરાતો હોય ને સ્વયંસેવકોની સેના ટોળે મળે.

અને આ ઉપરાંત શ્રી. ચંદ્રશંકરમાં કેટલાક વિશિષ્ટ અને પ્રશસ્ય ગુણો છે. ચંદ્રશંકર એટલે ઉભરાતો આનંદ અને મર્માળું હાસ્ય; પછી ભલે તેઓ સ્વજનોના સમુદાયમાં હોય કે મિત્રમંડળમાં હોય. કુટુંબમાં શોક હોય કે પ્રકૃતિ અસ્વસ્થ હોય. તો પણ તેમના મુખ ઉપર ભાગ્યેજ અપ્રસન્નતા કે ખિન્નતા હોય. આવા સ્વભાવને લીધે જ તેઓ વર્ષો થયાં દમનો પણ સામનો કરી શકે છે. વિશેષમાં તેઓ એક સંભાષણ--પટુ પુરુષ (conversationalist) છે. તેમની વાતચિતમાં કુનેહ, કુશળતા, માર્મિક હાસ્ય અને રસિકતા ઉભરાતી હોય છે. તેમની સાથે બે ઘડી વાતચિત કરવી એટલે આનંદમાં સંક્રાંત થવું, ને રસ-લ્હાણ લૂંટવી. તેઓ એક સુંદર પત્ર--લેખક (letter-writer) પણ છે. 'મોતીના દાણા જેવા અક્ષરે' અને કલાયુક્ત રીતે લખેલો તેમનો પત્ર ખૂબ ભાવવાહી નિવડે છે. આપણા ગુજરાતમાં આમ સુંદર અક્ષરથી, કલાયુક્ત, મુદ્દાસર તથા મધુર રીતે પત્રલેખન કરનારા વિરલ પુરુષોમાં શ્રી. ચંદ્રશંકરનું સ્થાન બેશક બહુ ઊંચું ગણી શકાય. તેઓ સાક્ષરમંડળમાં ભલે 'ઉદ્દ્બાહુ વામન' લાગતા હોય, પણ યુવાનોના સંઘમાં તો તેઓ વિશાળ વટરાજ સમા શોભે છે. નડિઆદની સાચી નાગરી સંસ્કારતા અને વિદ્વત્તાના તેઓ એકના એક બહુમાન્ય પ્રતિનિધિ હોય તેમ નડિઆદની નાગર કોમ પણ તેમના જેવાને લીધે વધુ વિખ્યાત બને છે. આવા અગ્રગણ્ય નડિઆદી, પ્રતિષ્ઠિત નાગર ને સ્નેહાર્દ્ર નાગરિકને કોણ ન વખાણે ?

'સ્નેહ અને સેવા' (Love and Serve) એ તેમનો મુખ્ય મુદ્રાલેખ છે. તેઓ કહે છે:–" હું નથી એવો સ્વાર્થી કે તમને એમ કહું કે 'મ્હને ચાહો;' એ તો તમારી મુનસફીનો

સવાલ છે. પણ હું એટલી તો વિજ્ઞપ્તિ કરી શકું ને કે 'મ્હને તો તમને સહુને ચ્હાવા દો?'" બ્લેવેટ્સ્કી લોજમાં શ્રી. જયકરના પ્રમુખપદે ઉજવાયલા તેમના વનપ્રવેશ સમારંભ વખતના આ ઉદ્‌ગાર છે. સાહિત્યસેવા તેમજ સાર્વજનિકસેવા એ તેમની જીંદગીનું ધ્યેય છે. વિવેચન તે તેમને મન 'વાઙ્મય તપ' છે; અને તેમાં કોઈનીયે અપ્રસન્નતા વહોરવી કે કોઈનું ય મન દૂભાવવું તેમને પસંદ જ નથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના **अनुद्वेगकरं वाक्यं**ના નિયમને તેઓ દૃઢતાથી પાળતા આવ્યા છે. વિવેચન-ક્ષેત્રમાં સદ્‌ગત નવલરામ તેમના આદર્શ છે. તેઓ એક 'રાગ-દ્વેષવિહીન' પ્રચારક છે. દી. બ. કૃષ્ણલાલ ઝવેરીના મતે તેઓ પ્રથમ પંક્તિના લેખક, વક્તા ને કાર્યકર્તા છે, સ્વ. ઉત્તમરામ ત્રિવેદી તેમને 'સિદ્ધ વક્તા' કહેતા, મનસુખરામ ત્રિપાઠી તેમના લખાણને 'સિદ્ધ સાક્ષરના જેવું' ગણતા, અને આચાર્ય આનંદશંકર ધ્રુવ તેમને 'વગર તૈયારીએ સારૂં બોલી શકનાર વક્તા' તરીકે ઓળખે છે.

ચંદ્રશંકરભાઈ આમ વિવિધ સ્વરૂપે દેખાય છે: કાર્યકર્તા, વક્તા અને લેખક તરીકે. જાહેર કાર્યકર્તા તરીકે તેમને માટે અગાઉ પૂરતું કહેવાઈ ગયું છે. વક્તા તરીકે તેમનામાં સચોટ ચિંતન, ચોક્કસ વિચારો, જોરદાર ભાષા, અને સમય તથા પ્રસંગ ને ઓળખવાની આવડત છે. વિષય પરત્વે તેમની દૃષ્ટિ અને રજુઆત તેમના અભ્યાસ કરતાં વધુ આકર્ષક હોય છે. તેઓ ભાષણ કરે છે ત્યારે અવાજ બુલંદ બને છે, વાણી મંદ ને ગંભીર વહે છે, ઉપાડ આકર્ષક ને રમુજી હોય છે, અને શૈલી છટાભરી ને મોહક બને છે. પ્રસ્તુત વિષય ઉપર મુદ્દાસર બોલતાં તેઓ પોતાના સિદ્ધ વકતૃત્વથી શ્રોતાઓને મંત્રમુગ્ધ કરે છે, અને પોતાના જ મતના બનાવી દે છે.

અને લેખક તરીકે પણ તેમની વિવિધતા ક્યાં ઓછી છે? સાહિત્યને ઓવારેથી મુખ્યત્વે તો તેમને સાહિત્યસેવક તરીકે જ આ લેખકે નિરખવા રહ્યા. પણ 'ઓવારેથી' નિરખતાં નિરખતાં ચંદ્રશંકરના વ્યક્તિત્વનાં ને ઘડતરનાં અનેક અંગો પણ દૃષ્ટિમર્યાદામાં આવી ગયાં. તેઓ નિબંધકાર ને રેખાચિત્ર-કાર છે, કવિ અને વિવેચક છે, પત્રકાર અને નવલિકાકાર છે. તેમના લેખોમાં મનસુખરામની પાંડિત્યયુક્ત ભાષાની અને ગોવર્ધનરામની 'બલવતી અને શિષ્ટ' શૈલીની ઝાંખી થાય છે. તેમાં પ્રસાદ અને ઓજસ્ હોય છે, તથા માધુર્ય અને મનોહારિતા હોય છે. તેમનું લખાણ ' સિદ્ધ સાક્ષરના જેવું ' લાગે છે; ને સહૃદયતા, ગુણગ્રાહિતા અને પ્રસન્નતાથી અંકિત હોય છે.

તેમની કવિતા મુખ્યત્વે પ્રચલિત રાગોમાં–દેશીમાં કે માત્રાબંધમાં–જ હોય છે, છતાં તે ' પ્રસાદ અને માધુર્ય ' થી વાચકને મુગ્ધ કરે છે. પ્રભુશ્રદ્ધા, પ્રકૃતિપ્રેમ, સ્નેહભાવના અને રાષ્ટ્રભક્તિ તેના મુખ્ય વિષયો છે. તેમનાં પ્રખ્યાત સ્નેહગીતો 'દંપતી-જીવનનાં પ્રેરિત અને પ્રેરક' છે. તેમનાં આ છુટાંછવાયાં કાવ્યોનો ' સ્નેહાંકુર ' અને 'કાવ્યકુસુમાંજલિ ' નામે કૃતિઓમાં સંગ્રહ થયેલો છે. ' એક રવિકિરણ પણ તેજઃપુંજ રવિ જેટલું જ ઉત્કૃષ્ટ છે ' એ માન્યતાએ તેમનાં અલ્પસંખ્યાંક કાવ્યો પણ બહુધા સાચા કવિત્વથી અંકિત છે. તેમાં દલપતરામની સરળતા ને પ્રવાહિતા છે, અને કલાપીની ભાવમયતા ને ઊર્મિલતા છે. તેમનાં સાદાં અને મીઠાં કાવ્યો ખરેખર મનોરંજક અને હૃદય-સ્પર્શી છે; અને તેથી ખૂબ પ્રચાર પામે છે. ઇ. સ. ૧૯૩૦–'૩૨ના સત્યાગ્રહ સમયમાં તેમનાં કેટલાંક રાષ્ટ્રગીતો ખૂબ લોકાદર પામ્યાં હતાં, અને વ્યાપક રીતે કંઠસ્થ પણ થયાં હતાં.

પણ શ્રી. ચંદ્રશંકરના પોતાના મતે તો તેમની કલમ કાવ્ય કરતાં ગદ્યમાં વધારે તેજસ્વી છે. નિબંધ હોય કે વિવેચન હોય, તેમની શૈલી ગદ્યમાં ઠરેલ અને પ્રૌઢ, તથા સંસ્કારી અને સંયમવતી હોય છે. ક્વચિત્ તે ઉલ્લાસ અને ઉન્મેષ દર્શાવે છે, પણ ક્યારે ય તે ઉન્માદ કે આવેશમાં તો નથી જ સરી પડતી. 'સમાલોચક'માં અને અન્ય સામયિકોમાં તેમણે લખેલા લેખોમાંથી આજે પણ એક સારો લેખસંગ્રહ તૈયાર થઈ શકે. ધર્મ કે તત્ત્વજ્ઞાન, સાહિત્ય કે રાજકારણ: સૌ ઉપર તે મોહક રીતે લખી શકે છે. વેદ–મીમાંસા–પ્રચાર હોય કે સરસ્વતીચંદ્ર-સ્વાધ્યાય–સત્ર હોય, ગમે તે ઉપર અને ગમે ત્યારે તેઓ મુદ્દાસર લખી શકે છે. પત્રકાર ને રેખાચિત્રકાર તરીકે પણ તેઓ ઠીક ઠીક જાણીતા છે. નિબંધ અને વિવેચનમાં પણ ગહનતા અને ગુણગ્રાહિતાથી તેઓએ પોતાની કલમ આકર્ષક રીતે ચલાવેલી. પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર અને બીજા કેટલાક શાસ્ત્રીય લેખોદ્વારા તેમણે ગુજરાતી ભાષાને કેટલાયે પારિભાષિક અને સુયોગ્ય શબ્દો આપ્યા છે. મૂળ 'બે પ્રેમકથાઓ'માંથી વિકાસ પામેલી 'પાંચ પ્રેમકથાઓ' તેમના જ વ્યક્તિત્વનું પ્રતિબિંબ છે. આ વાર્તાઓમાં પણ સાક્ષરતા, ધીરતા ને શિષ્ટતા જ નજરે પડે છે. ઉન્માદ, આવેશ કે તોફાન બહુ જ થોડાં; અને હોય ત્યાંયે મર્યાદિત અને સંયમયુક્ત. ભાષા પરત્વે તેમના ગદ્યલેખોનાં કેટલાંક લક્ષણો આ વાર્તાઓમાં યે આવે છે. 'સર્જક રાજપુરુષ ગગા ઓઝા: એક અંજલિ' અને આવા કેટલાક પ્રકીર્ણ લેખોની શૈલી પ્રમાણમાં વધુ વિશદ ને મનોરંજક લાગે છે.

આ તેમની સાહિત્યસેવાનો મુખ્ય સમુચ્ચય. તેમના જાહેરજીવનના રંગ પ્રમાણે તેમના લેખોના પણ રંગ બદલાતા

ગયા છે. તેમનાં સ્નેહ ને સેવા, રસિકતા ને ગુણગ્રાહિતા ઇ. સ. ૧૯૧૮ સુધી અને ત્યાર પછીયે લગભગ દશકા સુધી મર્યાદિત ને પ્રશંસાપાત્ર હતાં, તેમના વ્યક્તિત્વમાં તેમજ લેખોમાં. પરપ્રશંસાનો અતિરેક નહિ, ગુણદર્શનમાં મર્યાદાભંગ નહિ, કલ્પનામાં સુરુચિનો ત્યાગ નહિ, અને આત્મશ્લાઘાનો ઉદ્‌ગાર નહિ. પણ પૂર્વે કહ્યું છે તેમ દમના રોગથી તેમની શક્તિઓ ક્ષીણ થવા લાગી, છતાં જાહેરજીવનનો શોખ અને યશોવાંછા તો તેમનામાં હતાં તેનાં તે જ રહ્યાં. પરિણામે તેઓ વાણીથી, કલમથી અને કાર્યથી બંનેની પાછળ ઘસડાવા લાગ્યા. આજ લક્ષણ તેમના છેલ્લા દશકાની સર્વ પ્રવૃત્તિઓનું રહસ્ય બને છે.

સામાન્ય માનવી માત્રમાં અમુક ગુણો ઈશ્વરદત્ત હોય છે જ; તેના સામાન્ય ગુણોની કથા કરવી કે આખ્યાન રચવું તેમાં શું ઔચિત્ય હશે ને શી સાહિત્યસેવા હશે? અસામાન્ય ને અનુકરણીય ગુણોનું દર્શન એ જ સાચું ગુણગ્રાહિત્વ છે; બાકી બીજું બધું તો અનુચિત પ્રશંસામાં, અતિશયોક્તિમાં કે ભાટાઇમાં સરી પડે છે. “ હું તો સર્વ દેવોને નમસ્કાર કરીને કૃતકૃત્ય થનારો ગુણગ્રાહી વિવેચક છું, ” એમ કહેનાર ચંદ્રશંકરભાઈએ સાચા દેવત્વને જ વખાણવાની વિવેકદૃષ્ટિ દાખવી હોત તો? તેઓ ચતુરાઇથી આ હકીકત વેળાસર સમજી શક્યા હોત તો? તેમના પરપ્રશંસાના મોહમાં કાળબળે પ્રચ્છન્ન અહંભાવ દેખાવા લાગ્યો, અને અહંભાવમાંથી દુરાગ્રહ ને સંકુચિત દૃષ્ટિ ઉદ્‌ભવ્યાં. ઔદાર્ય ઓસરતું ગયું, ને વિચાર વિશાળતા ઘટતી ગઇ. અંતે, નર્મદની, ગોવર્ધનરામની, ખબરદારની, ન્હાનાલાલની, અને એવા અનેકની જયંતીઓનું નિમિત્તકારણ બનનાર પોતે અસ્મિતાના કર્દમમાં કળી ગયા. તેમની અર્ધ-

શતાબ્દીના વાતાવરણે વિરોધના સૂર જગાવ્યા, ને તેમનો ‘વન–પ્રવેશ’ તે પંડયાજીના ‘જંગલ–પ્રવેશ’ તરીકે ઉપહાસપાત્ર બન્યો. આથી તેમના સ્નેહીઓ સાશ્ચર્ય ખેદ અનુભવે છે, અને પ્રશંસકો વિષાદ–વિહ્વળ બને છે. એક વખતના ઉન્નત માનવીની આ પ્રત્યાઘાતી મનોદશા! કેટલેક સ્થળે તેમને માન અપાયાં ને તેમની યશોગાથા રચાઈ. સંસ્કૃત ભાષામાં પણ તેમની પુષ્કળ પ્રશંસા થઇ. પણ બહુધા તો આ પ્રસંગે પ્રેક્ષકોમાં ગંભીરતા કરતાં તમાશા–વૃત્તિ વધુ બળવાન હતી. તેમના ‘વન–પ્રવેશ’નો આનંદ પ્રસંગ આમ વિરોધીઓના હાથે ‘વિવાદ–વિષથી કલુષિત’ થયો. જેવી તેમની ઇચ્છા અને પરમાત્માની પ્રેરણા!

“મોકલ મોકલ પ્રભુ કો વ્યક્તિ ગુજરાતી જગવાણી કરે,
મોકલ મોકલ કો એ જ્યોતિ જગત તિમિર તો તૂર્ત હરે,
સારસ્વત સન્દેશ એ મોકલ સૈકાં કેરી સુસ્તી હરે,
સ્થાન સ્થાનમાં સ્ફુર્તિ સ્ફુર્તિ પ્રેરી પ્રેરી સજીવ કરે.

× × ×

માતૃભાષા એવી કરશું જગમાં ફરતી મદમાતી.”

ઉપરની પ્રેરક પંક્તિઓના સર્જક શ્રી. ચંદ્રશંકર તેમની શિથિલ પ્રકૃતિને લીધે અનેકધા ન વિચરતાં કેવળ સંગીન સાહિત્યસેવા ય કરી શક્યા હોત તો કેવું સરસ! વારંવાર મહીનાઓ સુધી તેઓ ભાવ–ભીના ભાવનગરમાં પટ્ટણી સાહેબના મોંઘેરા મ્હેમાન કે રાજ–અતિથિ તરીકે રહ્યા, પણ છતાંયે ત્યાંના મર્હુમ મહારાજા ભાવસિંહજીનું જીવનચરિત્ર તેઓ ન આપી શક્યા; અને આ મુખ્ય કાર્ય ખોળંબે પડતાં જન–પ્રવાદનું પંખીરૂં તેમને માટે કૈં કૈં બોલવા લાગ્યું. અમદાવાદમાં સદ્દગત

સર લલ્લુભાઇ આશારામ શાહનું જીવનચરિત્ર લખવા તેમના બંધુ શ્રી. મૂળચંદભાઇને ત્યાં તેઓ મ્હેમાન તરીકે રોકાયા, પણ ત્હોયે તે હેતુ બર ન આવી શક્યો. તબિઅત જોઇને જ તેમણે આ કાર્ય માથે લીધાં હોત, અથવા તો પ્રથમથી જ તે વિષે સ્પષ્ટ ઇનકાર કર્યો હોત તો તેઓ આપણા વધુ માનપાત્ર બનત. સત્યાગ્રહસમયે તેઓ મુંબઇના સરમુખત્યારોનાં રેખાચિત્રો 'વીસમી સદી' કે 'એ ઘડી મોજ'માં પ્રસિદ્ધ કરવા લાગ્યા, ને તેમાં જનતાને અતિશયોક્તિ થતી લાગી. આવું એક રેખાચિત્ર 'વીસમી સદી'માં તાજુંજ પ્રસિદ્ધ થયું હતું. અમદાવાદ, સાંકડી શેરીમાં આવેલી સાર્વજનિક લાયબ્રેરીમાં પ્રાતઃકાળે હું છાપું વાંચતો બેઠો હતો. એક ભાઈ તે સમયે આ રેખાચિત્ર વાંચતાં વાંચતાં પાસે થઇને જ પસાર થતા એક લારીવાળાને જોઇને, અન્ય વાચકને કહેવા લાગ્યા: " અરે, ચંદ્રશંકર તો આવતી કાલે આ લારીવાળાનું ય રેખાચિત્ર આપશે!" તેમના વિષેના લોકમતનો આ એક નમુનો છે; મારો અંગત અભિપ્રાય બાજુએ રહ્યો.

અને તેમની શૈલીમાં અતિશયોક્તિ ઉપરાંત અસ્મિતા પણ વધતી જ જાય છે. તેમની ભાષામાં અનુપ્રાસ માટે ઉભરાતો શોખ ઘણી વખત મધુરતા અને મનોહરતા સાધે છે, તો કવચિત્ તે પંડિતાઈ, કૃત્રિમતા કે કઠોરતાનો ભોગ થઇ પડે છે. 'સરસ્વતીચંદ્ર–સ્વાધ્યાય–સત્ર,' 'પુરાણ–પારાયણ–પ્રારંભ,' 'પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય–પ્રદર્શન પતવીને,' ઇત્યાદિ તેનાં સારાં ખોટાં ઉદાહરણો છે. સ્વાભાવિકતા ને સરલતાના ભોગે માધુર્ય સાધવાની આ મનોવૃત્તિ કેટલે અંશે પ્રશસ્ય હોઈ શકે?

ગાંધીજીને ય તેમની ત્રુટિઓ માટે પડકાર દેનાર, ને તેમના ગુણોને પૂજ્યભાવ કે મર્માળા હાસ્ય વડે અલૌકિક ને

આકર્ષક માનનાર ચંદ્રશંકરભાઈ સત્યાગ્રહ સમયે કેવળ રેખાચિત્રો ને થોડાંક કાવ્યોની સાહિત્યસેવાથી જ કેમ સંતુષ્ટ રહ્યા હશે? રાજકારણ માટેનો તેમનો રસ ત્યારે સાહિત્યમાં જ શું અંતર્ગત થઈ ગયો, ને તેને વ્યક્ત થવાના અન્ય માર્ગ જ ન મળ્યા? લોકવાણી ભલે આવો સંશય ધરાવે, પણ તેમની શિથિલ પ્રકૃતિ જોતાં આ વિના અન્ય શું સંભવી શકે? પણ એટલું તો ખરૂં જ કે દેશના સાર્વજનિક યજ્ઞમાં જ્યારે અનેક કીમતી આહુતિઓ અપાતી હોય ત્યારે તેમને માટે જીવનચરિત્રો લખવાનો કે સર પ્રભાશંકર સમા મુત્સદ્દી મંત્રીની મીઠી મૈત્રી સેવવાનો તો અવસર ન જ હોય! પણ બીમારી એ કેટકેટલી પરવશતા, અમુંઝણ, અને હૃદયવ્યથા ઉત્પન્ન કરે છે, તેનો વાચક જો ખ્યાલ કરે તો આ રોગગ્રસ્ત માનવી તરફ તે સાચી સહાનુભૂતિ દાખવવા પ્રેરાશે, ને તેમને અન્યાય નહિ કરે. લોકમત એ હંમેશાં કાંઈ સાચું હોકાયંત્ર નથી, ને લોકવાણી તે કાંઈ ન્યાયમંદિરનો નિર્મળ ચૂકાદો નથી. ચંદ્રશંકરભાઇનો દમિયેલ દેહ, તેમની પરવશ સ્થિતિ ને તેમની કૌટુંબિક ચિંતાઓ ધ્યાનમાં લેતાં હરકોઈ સહૃદય માનવીને તેમના તરફ કેવળ અનુકંપા જ ઉપજે! તેમનાં સંસ્કારી અને સંગીત–કુશળ પત્ની શ્રીમતી સુધા બ્હેન પણ પોતાના આ સૌભાગ્યચંદ્રને કેટલીયે સુધાથી હર્ષ-પ્રફુલ્લ રાખે છે. જગતમાં સુધાવિહોણો ચંદ્ર કેટલો નિસ્તેજ ને નિર્માલ્ય લાગે?

અને દર્દથી ઘેરાયેલો અને દુઃખમાં ડૂબેલો પુરુષ શું શું અનિષ્ટ નથી કરતો? એક વખતના ઉદાર યજમાનનું આજે અન્યની મ્હેમાનગીરી માણતાં સ્વમાન જોખમાય છે, ને તે વિષેની કિંવદન્તી ફેલાય છે. જાહેરજીવનમાં અનેકનાં આમંત્રણ

મેળવનારને નડિઆદમાં સરસ્વતીચંદ્ર–સ્વાધ્યાય–સત્રના પ્રવચન–પ્રસંગે અનેક જણ પ્રમુખપદ લેવા ઇનકાર કરે છે; એક વખતના પ્રસિદ્ધ પત્રકાર અને પત્રકાર–મિત્રને હાથે વેદ–મીમાંસા-પ્રચાર–પ્રવૃત્તિ વિષે લખાયેલાં નિવેદનો વર્તમાનપત્રોમાં પ્રગટ પણ નથી થતાં; અને અનેક સાક્ષરોનો મમતાપત્ર બનેલો માનવી તે તે સાક્ષરોના હાથે જ ગૂઢ ઉપેક્ષા અને અનાદર પામે છે! આવી અપ્રિય ઘટનાઓનાં ઉદાહરણો ઇષ્ટ નથી. આ બધી સમયની બલિહારી છે; ને વિધિનાં નહિ, પણ વ્યાધિનાં વિધાન છે!

શ્રીયુત પંડ્યા તેમની સ્વાભાવિક 'પટુતા' વડે હજુ એટલેથી યે ચેતે, અને દર્દનો આનંદથી સામનો કરવામાં તથા પ્રકૃતિ સુધારવામાં જ સર્વ શક્તિઓ કેન્દ્રિત કરે. એક વખતનો પાણીદાર ને પ્રતિભાશાલી પુરુષ રોગગ્રસ્ત બનતાં આજ અહં-ભાવી બનતો જાય છે, ને અશક્ત થતાં તેમની ભૂતપૂર્વ સેવા ને શક્તિઓથી અપરિચિત રહેલી જનતાના ઉપહાસને પાત્ર બને છે. તન, મન અને ધનથી ઘસાતા જતા ચંદ્રશંકરભાઈ આજે લોકસંઘના પ્રહારને કે પત્રકારોના પરિહાસને પાત્ર નથી. કેવળ અનુકંપા અને સંપૂર્ણ સહાનુભૂતિ જ બતાવી વાચક કૃતકૃત્ય બનશે. કેવી ભૂતપૂર્વ મહત્તા ને કેવી આધુનિક અધોગતિ? પરમાત્મા તેમને તેમની સહજ શક્તિઓ પુનઃ સંપૂર્ણ પ્રગટાવવા જેટલું સુખદ સ્વાસ્થ્ય અને દીર્ઘ આયુષ્ય અર્પે? * પણ આ આશા વિધિની દુઃખદ ઘટના આગળ આજે નિષ્ફળ નિવડી છે.

---

* આ લેખની કેટલીક હકીકતો રૂબરૂ પૂરી પાડનાર ચંદ્રશંકરભાઈના અવસાનની આજે સખેદ નોંધ લેવી પડે છે. પ્રસ્તુત લેખની શાહી જ્યારે સુકાઈ પણ નથી, અને લેખ જ્યારે તાજો જ મુદ્રણયંત્ર ઉપર જવાની તૈયારીમાં છે, ત્યારે

આ લેખનાયકના અવસાનના સમાચાર સાંભળી લેખક પણ એકાએક શોકગ્રસ્ત થાય છે, વિશેષે તો તેના પોતાના સદ્‌ગત સાથેના અંગત ગાઢ સ્નેહસંબંધને લીધે. ચંદ્રશંકરભાઈ પોતે આ લેખ વાંચશે, એમ મારી તીવ્ર ઇચ્છા હતી. પણ સર્વભક્ષક કાળની સત્તા આગળ આજે આ હવે અશકય બન્યું છે. લેખમાં, છેલ્લા વાકયના ઉમેરા વિના, આ અવસાનપ્રસંગ પછી યે કોઈપણ જાતનો ફેરફાર કરવો મને જરૂરી નથી જણાયો; કારણકે લેખ ચંદ્રશંકરભાઈની હયાતીમાં જ લખાયો હોવા છતાં, વિવેક, સંયમ, સદ્‌ભાવ અને ગુણદર્શનનાં તત્ત્વોથી અંકિત થયેલો મને લાગે છે. તેથી પ્રસંગોચિત કે ઉપચારયુક્ત વધુ સહાનુભૂતિ દર્શાવ્યા વિના લેખને તેના સ્વાભાવિક સ્વરૂપે જ અત્ર પ્રસિદ્ધ કર્યો છે; અને આમ તેને ‘અર્ઘ્ય’ના બીજા ખંડમાં ન ખસેડતાં તેના અસલ સ્વરૂપે ‘અવલોકન ’માંજ રાખ્યો છે.—કર્તા

# સાહિત્ય પરિષદ:

## તેની સિદ્ધિઓ ને શક્યતાઓ

સાહિત્યને ઓવારેથી જોનારને સાહિત્યજળમાં સ્નાન કરનારાઓ જ દેખાય છે તેમ નથી; એ ઓવારેથી તો જડ અને ચેતન, સર્વ મૂર્ત પદાર્થો પણ દશ્યમાન થાય જ. ઓવારેથી ઊભા રહી દ્રષ્ટિ નાખનારને તો પોતાના ઓવારા ઉપરથી સામી પારના ઓવારા ઉપર આવેલાં અનેક દહેરાં ને દહેરીઓ પણ નજરે પડે છે. આમ પોતાને ઓવારેથી નિરખનાર આ લેખકને સામી પાર આવેલું એક વિશાળ અને મનોહર મંદિર વર્ષોથી દેખાયા જ કરે છે, અને વર્ષો સુધી તેને તેણે બહાર અને અંદરથી નિહાળ્યા કર્યું છે. સાહિત્યપરિષદના એ શાંત અને સુશોભિત મંદિરને સૂક્ષ્મ રીતે અવલોકીને, તે પોતાના સંસ્કાર અને સંસ્મરણોને તાજાં કરે છે, અને અવલોકન તથા મનોરથ સ્પષ્ટ કરે છે. ટુંકમાં, એ મંદિરનો મહિમા વ્યક્ત કરવાને તથા તેનાં યથાયોગ્ય મૂલ્ય આંકવાને આજે તે શબ્દોનું શરણ શોધે છે.

સાહિત્યપરિષદના આ ભવ્ય મંદિરની સ્થાપના થયે પા સદી તો ક્યારની યે વહી ગઈ છે. મંદિરની અંદર મનશ્ચક્ષુને જ મૂર્ત થતી પરિષદની એક પ્રતિમા ત્યાં પધરાવવામાં આવી છે. સાહિત્યજળમાં સ્નાન કરીને શુદ્ધ થયેલાઓને જ ત્યાં પ્રવેશવાનો અધિકાર છે. 'સ્વર્ગકામ પુરુષે યજ્ઞ કરવો' એવું મીમાંસાશાસ્ત્રનું વિધિવાક્ય છે; તેમ સાહિત્યના સ્વર્ગવાંછુએ સાહિત્યપરિષદની દેવીને ભક્તિયજ્ઞથી પ્રસન્ન કરવી જોઈએ, એ પણ આજનું ન ઉલ્લંઘી શકાય તેવું શાસન મનાય છે.

આ દેવીમંદિરનો યશ સમગ્ર ગુજરાતમાં વ્યાપી રહ્યો છે. કચ્છકાઠિયાવાડમાં પણ તેની કીર્તિ ફેલાઈ છે; બૃહદ્ ગુજરાતમાં યે તેની પ્રતિષ્ઠા પહોંચી ગઈ છે. ઠામઠામથી સાહિત્ય-જળના સ્પર્શથી શુદ્ધ થયેલા અનેક માનવીઓ ત્યાં ઊભરાય છે. સાહિત્યના પ્રદેશમાં આ દેવીની પ્રચંડ હાક દૂર...સુદૂર પણ સંભળાય છે. ક્વચિત્ પ્રણત મુખે હાથ જોડતા યાત્રાળુઓ તેના મંદિરની મુલાકાતે આવે છે, તો ક્વચિત્ અનેક ભક્ત હૃદયો ત્યાં ઊભરાય છે. કેટલાક તો ત્યાં વર્ષો સુધી અગ્રગણ્ય પૂજારીનો અધિકાર પચાવી પડે છે, અને અન્યજનોને અવગણે છે. પ્રથમ હક્કના આ પૂજારીઓ દેવીના ગર્ભદ્વારમાં તેનું સાન્નિધ્ય માણતા, ને પવિત્રતા દાખવતા નજરે ચઢે છે. અને પછી દેખાય છે કોઈ મોટો માનવસમુદાય. શિર ઢાળતા, હાથ જોડતા કેટલાયે ત્યાં આંખો મીંચી ધ્યાનમાં લીન થાય છે; કોઇ ત્યાં ચપટી ચોખા મૂકે છે, કોઈ સ્તુતિ લલકારે છે, તો કોઈ વળી મૂક પ્રાર્થના કરે છે. અને આ ભવ્ય આડંબરમાં અમુક અમુક વર્ગ તરી આવી સૌનું ધ્યાન ખેંચે છે. સાહિત્ય-જળમાં સ્નાન કર્યા વિના, કેવળ તેનાં બે બિંદુઓથી શુદ્ધિનો આગ્રહ ધરાવનાર પણ આ મંદિરમાં દ્રષ્ટિએ પડે છે; તો અન્ય કોઈ વળી આવી શુદ્ધિ માત્રનેજ અવગણતા ને સુવર્ણસ્પર્શથી જ શુદ્ધિ સાધતા એક ખૂણામાં અગ્રિમ સ્થાન ભોગવી રહ્યા છે. ક્યાં મંદિરનું પાવન ને પ્રેરક આદર્શ વાતાવરણ ને ક્યાં આ પૂજારીઓ ને ભક્તજનોની અસ્મિતા!

અને આ મંદિર કેટકેટલાં વિશિષ્ટ લક્ષણો ધરાવે છે! તેની કલ્પના સુંદર, તેના આદર્શો ઉચ્ચ, તેની ભાવના ભવ્ય, ને તેનાં સ્વપ્ન અસામાન્ય છે. મોટી પાઘડીઓ ને ફેંટાઓ,

ટોપીઓ ને ટોપાઓ સૌ અહીં સાહિત્યપરિષદના નામે–તેનાથી અનેકગણી સત્તા ધરાવતી સામ્રાજ્ઞી સરસ્વતીને નામે–ટોળે મળે છે. તેઓ અહીં પૂજાના પ્રકારની અને અર્ધ્યનાં લક્ષણોની ચર્ચા કરે છે. પરિષદની ઉપાસનાના ઓઠા હેઠળ કોઈ અહંભાવ દાખવે છે, તો કોઈ આત્મગૌરવને ભજે છે, અને અન્યને અવગણે છે, પાડે છે, પછાડે છે. પૂજાની ચર્ચા કરતાં કરતાં વાદવિવાદ થાય છે, ને તે સાઠમારીનું સ્વરૂપ લે છે. પણ તેના ભક્તો અહિંસાવાદી ગુજરાતના કીર્તિસ્તંભો હોવાથી પાઘડીઓ ને ફેંટાઓ ઉછળતા થોભી જાય છે; ટોપીઓ ને ટોપાઓ અન્યોન્ય અથડાતાં અટકી જાય છે; અને લાકડીઓ ને ઉપાનો પણ અહિંસક રહે છે. આશાભર્યા અનેક તરુણો આ તીર્થધામમાં શ્રદ્ધાભર હૃદયે ઊમટે છે, અને આવાં સંકુચિત દશ્યો ને કલહો જોઇ કંપી ઊઠે છે. લઢનારા લઢે છે, ને શોક આ તરુણોને થાય છે; લાજ પરિષદની ઘટે છે, ને લોક તેને નિંદે છે. કોનો વાંક ? ઊગતી જુવાનીનો ? કે અન્ય કોઇનો ?

આ દેવીની પ્રત્યે ભક્તિની ભરતી માત્ર બે ચાર વર્ષે જ આવે છે. ચાર દિવસ તે ચૈતન્ય દાખવતી, શાસન કરતી, પ્રેરણા અર્પતી જનસમુદાય ઉપર સત્તા ચલાવે છે. વર્ષના બાકીના દિવસોમાં તે અનહદ આરામ માણે છે; ને ચાર દિવસના કાર્યથી ચઢેલો થાક જાણે ઉતારે છે ! સાહિત્યપરિષદનું આ મંદિર જ એવા ગ્રહયોગમાં બંધાયું છે કે આજે ૨૫–૩૦ વર્ષ થયાં, ત્હોયે તેને નિત્ય નિત્ય તેના મંદિરે જનારા ઉપાસકો નથી મળતા, અને ભક્તજનો પ્રતિદિન તેનાં દર્શન માટે ટોળે નથી મળતા. તેના ૩–૪ તહેવારો બે ચાર વર્ષે આવે છે, અને ત્યારે તે મહિમાવંતી બને છે. વર્ષનો સરેરાસ લગભગ એક

દિવસ! આજે આ મંદિર નિસ્તેજ ને નિર્માલ્ય થતું જાય છે. તેની દેવીની કીર્તિ ઓસરતી જાય છે, ને તેની ભક્તમંડળી કમી થાય છે. દેવીના પ્રતાપ અને પરચા આજે મંદ થાય છે, અને સત્તાથી વંચિત થતી તે દીન હીન બને છે. કોઈ તેને નિષ્પ્રાણ ધારે છે, કોઈ તેને મરણોન્મુખ કલ્પે છે, તો કોઈ તેને નિવાર્ય માને છે. નિષ્ક્રિયતા ને શૂન્યતા એ મંદિરના વાતાવરણમાં સભર ભરાતાં લાગે છે.

પરિષદને કોઈ ભેખધારી સામર્થ્યવાન પૂજારી નથી મળતો, તો પછી તેનો પ્રતાપ ક્યાંથી વિસ્તરે? તેને કોઈ સાચા દીલના ભક્તજનો નથી જડતા, તો પછી તેની ખ્યાતિ શી રીતે ટકે? દુર્ભાગી ને દયાપાત્ર દીસતી આ પરિષદ આજે સૌનું ધ્યાન ખેંચે છે, નહિ કે તેના યશ ઉચ્ચારવા માટે-પણ ટીકાના વજ્રપ્રહારો માટે, મર્મવેધી શબ્દબાણો માટે.

પણ આ સાહિત્યપરિષદને આમ અલંકારથી જ નવાજ્યા કરીએ, તો તેમાં તેને તથા આપણને અન્યાય થાય છે. તે મિત્રોની ને અમિત્રોની સંગમભૂમિ છે, વ્હાલેરાં ને વિરોધીઓનું મિલનસ્થાન છે. તેની જમા બાજુએ છે અમૂર્ત રહેલી ભાવનાઓ, કેટલાક પ્રતાપી પ્રમુખોનાં વિદ્વત્તાભર્યાં ભાષણો, અસંખ્ય નિબંધો, થોડાંક પ્રકાશનો, સ્વલ્પ માર્ગદર્શન અને નર્મદની નોંધપાત્ર શતાબ્દી જયંતી. વિશેષમાં દેખાય છે તેના અધુરા કે અફળ રહેલા, શબ્દસુંદર ને સિદ્ધિવિહોણા અગણિત ઠરાવો, લોક-સાહિત્યના જલસાઓ અને કલાપીમંદિર જેવાં નિષ્પ્રાણ અને નિર્માલ્ય તત્ત્વોનો ઠઠારો. તેની ઉધાર બાજુ આજે અનેકને અનંત લાગે છે, તેની વિપુલ પ્રશંસા આજે અસહ્ય બને છે, ને તેની હયાતી માત્ર જ કેટલાકને અક્ષમ્ય લાગે છે.

વર્ષોજૂની અને વરેણ્ય વર્ચસનો દાવો દાખવતી એ પરિષદ આજે આપણાં કેટલાં માનની ને પ્રશંસાની અધિકારિણી છે? દ્વિજની જેમ તે બબ્બે જન્મો ધરાવતી થઈ: સાહિત્યપરિષદ, અને સાહિત્યપરિષદ સંમેલન રૂપે. ત્હોયે તેનામાં ન આવ્યું દ્વિજત્વ; ન લાધ્યા તેને દ્વિજના સંસ્કાર કે ન મળી દ્વિજની પ્રેરક પાંખો. કેટલાકને મન તો તે હાડપિંજર સમી, વર્ષોથી હડધૂત થતી જ હસ્તી ધરાવે છે. ગરીબ બિચારી એ સાહિત્યપરિષદ !

પરિષદના સૂત્રધારો, સલાહકારો ને સહાયકો સ્વભાવિક જ સવાલ પૂછે છે કે પરિષદ શું કર્યું નથી, ને શું કરવું જોઇએ? હવામાં સૂર સંભળાય છે કે પરિષદે કરવા જેવું કાંઇ જ કર્યું નથી, ને જે કર્યું છે તે મહામૂલ્યવંતું નથી. સૂક્ષ્મ ને સર્વગ્રાહી વિચાર કરતાં તેની ઘોર કર્તવ્યક્ષતિ કેટલાયને આજે દીવા જેવી સ્પષ્ટ જણાય છે.

૧ ત્યારે શું પરિષદની આ કર્તવ્યક્ષતિની ફરિયાદો રજૂ કરવી? ત્રીસ ત્રીસ વર્ષો સુધી તેણે પોતાની યશોગાથાઓ ગાયા કરી, છતાં તેનાથી ન અપાયો એક શબ્દકોષ કે જ્ઞાનકોષ, કે ન થઇ શકયો જોડણીનો આખરી ઉકેલ. એકલે હાથે વીર નર્મદે કોષ રચ્યો, ને 'ગરવી ગુજરાત'ને અર્પણ કર્યો. કેવી નિ:સ્વાર્થ ને મૂલ્યવાન સેવા! વર્ષો વીત્યાં; વ્યક્તિઓ, પ્રકાશકો, વર્નાકયુલર સોસાયટી ને ગુજરાત વિદ્યાપીઠ સમી સંસ્થાઓ યથાશક્તિ નવા કોષ તૈયાર કરે છે, ને જોડણીની એકતા સાધવા મથે છે, ત્યારે સાહિત્યપરિષદની અસ્મિતા શું આમ વંધ્યા જ રહી? પૂનાના વિદ્વાન કેતકરે ગુજરાતી જ્ઞાનકોષ આપવાના અભિલાષ દાખવ્યા, ને તે માટે આ મહારાષ્ટ્રીય કોષકારે ગુજરાતના

સાક્ષરો ને સાહિત્યકારોનો સહકાર મેળવ્યો; માસિક પત્રિકા આરંભી, ને કાર્યનું મંગળાચરણ કર્યું. છતાં યે પરિષદે આ દિશામાં ન કરી કોઈ સંગીન પ્રવૃત્તિ, કે ન ધરી કોઈ વ્યવસ્થિત યોજના. નિરાળી ને નિદ્રાશીલ પરિષદ આમ પરપ્રાંતીય વિદ્વાનની પ્રેરણાથી યે ન હાલી કે ન જાગી! તો પછી એક પ્રમાણભૂત વ્યાકરણગ્રંથના કે અભ્યાસીઓનો માર્ગ સરળ કરે તેવા અધ્યયનગ્રંથોના (Reference Books) પ્રકાશનની તો વાત જ શી કરવી!

૨ અને પરિષદ્, તારા ગુજરાતનો કવિતાપ્રદેશ તો જો. નાનાં કાવ્યો ને નાનકડા કવિઓ! એક દાયકાથી આ પ્રદેશ વધુ ફળદ્રુપ બની રહ્યો છે. કોયલડીનાં ગીત કે વસંતને વધામણાં વિસારે પડે છે, અને પ્રજાજીવનની વાસ્તવિકતાઓ ને પીડિતોની હાયવરાળ આગળ આવે છે. આ સત્ય હકીકત સંતોષજનક છે, તો યે કાળને કાંઠે તો આજના તરુણ કવિઓ વામનો ને વેંતિયાઓ દીસે છે. જાગૃતિયુગનો સર્જનાર, નવ-ઉત્થાનની પ્રેરણા પાનાર, લોકજીવનને ઉજાળનાર, ગાઢ તિમિરમાંથી જ્યોતિના પંથે દોરનાર, એક જ ચિનગારીથી સમગ્ર ગુજરાતને પ્રકાશમય કરનાર 'મહાનલ' સરખો મહાકવિ આજે ગુજરાતમાં ક્યાં છે? નાના કવિઓમાં આજે કવિ ન્હાનાલાલ 'નાના' છતાં મોટા બની ગુજરાતનું પાણી સાચવે છે, ને મહાકાવ્યો સમાં નાટકોથી ને અદ્‌ભુતસુંદર કવનોથી કાવ્યપ્રદેશની સરસતા ટકાવે છે. મહાભારત અને રામાયણ સમાં વિપુલ વીરકાવ્યો બાજુએ રાખીએ, તો યે રઘુવંશ ને કુમાર-સંભવ જેવાં ય મહાકાવ્યો ગુજરાતમાં કયાં છે ને કેટલાં છે? કિસાનો ને કારીગરોનું ડિંડિમ પીટાવતાં, ગુજરાત, તને ભાવિના

સંદેશવાહક સમા પ્રેરક અને સર્વજિત્ મહાકવિનાં દર્શન ક્યારે થશે? આવો કવિ તો ઇશ્વરની કૃપા વિના ન મળે; પરિષદ તેમાં શું કરે? આવા મહાકવિને જન્માવવવાને અનુકૂળ સંયોગો ને અનુરૂપ ભૂમિકા તૈયાર કરવામાં પરિષદ ઘણો ઘણો ફાળો આપી શકે. અને આજે તો વર્તમાન નાના કવિઓને યે આ વિત્તવિહોણી પરિષદ શું ઉત્તેજન આપે છે કે અપાવે છે? એકલે હાથે ઓગણીસમી સદીના નર્મદે જે કર્યું. ને વીસમી સદીના ન્હાનાલાલ જે કરે છે, તેને વેગ આપવા જેટલું યે જો સામર્થ્ય ન હોય, તો પરિષદ પછી કઈ પ્રગતિ કરવાની છે?

૩ આજે નવલકથાઓ, નવલિકાઓ ને નાટકો યંત્રવેગે વધતાં જ જાય છે. તેમને દિશાસૂચન કે માર્ગદર્શન—કેવળ શબ્દોથી નહિ, પણ સર્વ શક્ય પ્રકારે—પરિષદ ન કરાવી શકે? અને નિબંધ, જીવનચરિત્ર, પત્રલેખન, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનઃ સ. પરિષદના પોષણની રાહ જુએ છે. આ શાખાઓને પુષ્ટ ને પ્રફુલ્લ કરવાનો તથા તેમને વિકસાવવાનો પરિષદે કદી વિચાર પણ કર્યો છે? 'ગુજરાતી ભાષાની અને સાહિત્યની સર્વ શાખાઓ સંરક્ષવી, વિકસાવવી, વિસ્તારવી ને ફેલાવવી,' એ અગ્રભાવના પરિષદ ક્યારે મૂર્ત કરશે?

૪ 'ઇતિહાસની અભિવૃદ્ધિ' માટે તથા તેના 'પ્રચાર માટે જે કોઈ વિશેષ કાર્યો કરવાની જરૂર માલૂમ પડે તે કરવાં,' એમ તેના બંધારણના કલમ કહે છે. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ઊજળો ને ગૌરવવંતો છે. તેમાં યે તેના સોલંકીવંશના સમયમાં ( ઇ. સ. ૯૬૧–૧૨૦૦ ) તો 'ગુર્જરી' સત્તાનો સૂર્ય મધ્યાહ્ને હતો; અને 'કુકકુટધ્વજધારી' ને 'બર્બરકજિષ્ણુ' સિદ્ધરાજનો શાસનસમય (ઇ. સ. ૧૦૯૪–૧૧૪૩) તો ગુજરાતનો

સુવર્ણયુગ કહી શકાય. ગુજરાત ત્યારે સ્વતંત્ર ને સત્તાશીલ હતું, સમૃદ્ધ અને સરસ્વતીભક્ત હતું. ત્યારની તેની જાહોજલાલી ને તેની વિદ્વત્તા કોઈ પ્રતિભાશાલી કવિને કલ્પનાની પાંખે ઊડતો કરી દે, કોઈ સમભાવશીલ ઇતિહાસકારને ગૌવરભીનો બનાવે, ને કોઈ સમર્થ પુરાવિદને હર્ષપ્રફુલ્લ કરે. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં કોઈ પણ રાજવંશ માટે જો સૌથી વધુ વિપુલ ને વિશ્વાસપાત્ર સાધનો આજે મળતાં હોય તો તે સોલંકીવંશ માટે જ છે એમ ડૉ. બ્યુહ્લરે પણ કહ્યું છે. મુનિશ્રી જિનવિજયજીએ જાતઅનુભવથી જણાવ્યું છે કે "ગુજરાતની અમૂલ્ય ગ્રંથસંપત્તિ મહારાષ્ટ્રના પાટનગર પૂનામાં 'ભંડારકર ઓરિએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ'ની ભીંતોથી ઘેરાયલી કેદ પડી છે. પચીસેક હજાર જેટલી સંખ્યાવાળા એ મહાન ગ્રંથરાશિમાં લગભગ વીસહજાર ગ્રંથો ગુજરાતમાંથી ગયેલા છે!" આ હકીકત કેટલી શરમ ને ખિન્નતા ઉપજાવે છે? ગુજરાત તેના ઇતિહાસ ને પુરાતત્ત્વ તરફ જે ઘોર ઉદાસીનતા દાખવે છે તેનો આ પુરાવો છે. ગુજરાતના ઇતિહાસના કણો એકઠા કરવાના પ્રયાસો પ્રેરણાબળે ગતિમાન થાય તે હેતુથી મુનિશ્રીએ ઐતિહાસિક પ્રકાશ ફેંકતા અનેક આધારગ્રંથોનું ભાષણ દ્વારા દિગ્દર્શન પણ કરાવ્યું છે. વીસમી સદીના ગુજરાતમાં જ્યાં થોડીશી વિદ્વત્તાથી વધુ વિખ્યાત થવાતું હોય, ને સ્વલ્પ સર્જન—પ્રકાશનથી સાહિત્યકાર બનાતું હોય, ત્યાં કઈ વ્યક્તિ કે કઈ સાહિત્યસંસ્થા આ દિશામાં શ્રમ લે ? આપણી સાહિત્યપરિષદનું પણ તેમ જ.

અને હજુ યે એક વિશેષ વિગત જણાવી લઉં ? જરા સૌરાષ્ટ્ર તરફ નજર તો કરો; ને તેની પ્રાચીનતા, ભવ્યતા ને ભયાનકતા નિહાળો ! તેના ડુંગરે ડુંગરે રસકથાઓ છે, ને તેના સીમાડાઓ

શૌર્યસોહામણા છે. તેનું પ્રત્યેક ગામડું કોઈ સંયુક્તાની પ્રેમ-કથાથી, કોઈ સાધુભક્તનાં સંસ્મરણોથી, કે કોઈ રુધિર ટપકતા વીરત્વથી ઉજ્જવલ બનેલું છે. કોઈ વીરની વાર્તા, કોઈ 'સતીની શીલગાથા,' કોઇ બહારવટિયાની પડકારકથા, કે કોઈ પાળિયા રૂપે અમરતાને વરેલા પ્રાકૃત જનની પ્રશંસાથી આ કૃષ્ણની નિવાસભૂમિ અદ્દભુત લાગે છે. અર્વાચીન દયાનંદો ને ગાંધીઓ તથા મહામાત્યો ને મુત્સદ્દાઓ માટે આ મુલક આજે પણ મશહૂર છે. તેનાં જૂનાગઢ, સોમનાથપાટણ કે પોરબંદર જેવાં પ્રાચીન ને ઐતિહાસિક સ્થળો આજે સમગ્ર જગતમાં પણ અતિ વિરલ છે. સૌરાષ્ટ્રનો એ પ્રદેશ કેટકેટલા રાજવિપર્યયોનો, કેટકેટલી ધર્મક્રાંતિઓનો, ને કેટકેટલા ઐતિહાસિક ને અદ્દભુત પ્રસંગોનો સાક્ષી છે? આજે પણ સંભવ છે કે તેમાંથી પ્રાચીનતાના મૂલ્યવાન કણ મળે, ને અવનવા પ્રકાશપરમાણુઓ લાધે. પણ કોને જોવું છે ને કોને જાણવું છે? મહાન પૂર્વજોને ઉવેખીને, જાહોજલાલીભર્યો ભૂતકાળ ભૂલીને, અને પ્રાચ્યવિદ્યાનો પ્રેમ મિટાવીને, ગુજરાત તેનો વર્તમાનકાળ વિચારી શકશે નહિ, તેનું ઉજ્જવળ ભાવી ઘડી શકશે નહિ, ને સાંસ્કૃતિક એકતા સાચવી શકશે નહિ. આજના નવજુવાનો ક્રાન્તિના હિમાયતીઓ બની પુકારે છે કે પરિષદે હવે પ્રાચીનતા તરફ, તેના પ્રાચીન ઇતિહાસ ને સાહિત્ય તરફ નજર ન નાખવી, પણ પ્રશ્ન તો એ ઊઠે છે કે પરિષદે પહેલાં ય કદી આ પ્રદેશમાં નજર નાખી કોઈ સિદ્ધિ મેળવી છે ખરી?

૫ વિત્ત પાછળ વલખાં મારતા, ને લક્ષ્મીની જ ઉપાસના કરતા ગુજરાતને કે તેની સાહિત્યપરિષદને વિશેષ વિચાર કરવાની યે ક્યાં ફુરસદ છે? તેના ભૂતપૂર્વ કવિઓ ને ગ્રંથ-

કારોની છૂટક છૂટક કૃતિઓ સસ્તા મૂલ્યે મળે, તો અગણિત વિદ્યાર્થીઓને રાહત મળે, ને અસંખ્ય વાચકોને ઉત્તેજન મળે. આજે જો કોઈ કૃતિ જોઇતી હોય તો તે છૂટક મળવાનાં વલખાં છે; ને નિરુપાયે વિદ્યાર્થીગણને અને વાચક વર્ગને સમગ્ર સંગ્રહ ખરીદવો પડે છે, 'Men of Letters Series'જેવી, તે તે કવિઓ ને લેખકોનાં પ્રસ્તાવના રૂપે જીવનચરિત્ર તથા દુર્બોધ શબ્દોની ટીપ્પણી આપતી સસ્તી ગ્રંથમાળા છપાય તો ગુજરાતના અક્ષરજ્ઞાનને અને સાહિત્યના વાતાવરણને કેટલો વેગ મળે?

૬ વિશેષમાં, સ્વતંત્ર વિવેચનાના–યુગેયુગની, સદીએ સદીની, શાખાએ શાખાની, ને મહાકવિએ મહાકવિની સ્વતંત્ર સમાલોચના કરતા વિવેચનગ્રંથો ય કયાં છે? પરિષદને પૂછીએ કે આજસુધીમાં તેં આ દિશામાં શું કર્યું છે? આજનું આપણું વિવેચન કેટલું ગોળગોળ, અચોક્કસ ને અપૂર્ણ છે? પ્રાચીન અલંકારશાસ્ત્રોના ગ્રંથોનો અને પશ્ચિમની પ્રમાણભૂત વિવેચનશાસ્ત્રની કૃતિઓનો સમન્વય કરી નવા વિવેચનશાસ્ત્રના ગ્રંથો રચાવા જોઇએ. વળી, સંસ્કૃત, ફારસી જેવી પ્રાચીન ભાષાઓની, અને જીવંત દેશી ભાષાઓની સુંદર કૃતિઓનાં ભાષાંતરો ને અનુવાદો પણ નિરર્થક કે નિષ્ફળ નથી હોતાં; અમુક પ્રમાણમાં તો તેઓ આવશ્યક ને આવકારપાત્ર છે.

૭ અને કેવળ કવિતા કે પ્રાચીનતા માટે જ નહિ, પણ સંસ્કૃતિની રક્ષા કાજે ય કદી સાહિત્યપરિષદે આપણાં અમર વીરકાવ્યો તરફ દૃષ્ટિપાત કર્યો છે? રામાયણ ને મહાભારતના એ વિપુલ ગ્રંથોએ ભારતવર્ષ ઉપર જે અસર દાખવી છે ને જે ઉપકાર કર્યો છે, તે આજે પણ વિસરાય તેમ નથી. તેના

વાલ્મીકિ ને વ્યાસ જેવા કવિઓએ કાલના કરાલ પંજામાંથી બચી જઇને, યુગેયુગે પ્રાંતેપ્રાંતની જનતાને પ્રેરણા પાઈ છે, ને આર્યસંસ્કૃતિને સાચવી રાખી છે. મુનિશ્રી જિનવિજયજી સાચુંજ કહે છે કે 'એના જ આધારે પ્રજાજીવનનું નાવ વિકરાળ કાળસમુદ્રમાં અથડાતું પછડાતું પણ પોતાનું દિશાભાન ટકાવી શકે છે. આર્યપ્રજાની સંસ્કૃતિના સાચા રક્ષકો રામ કે યુધિષ્ઠિર નથી, પણ વાલ્મીકિ ને વેદવ્યાસ છે.' આ વીરકાવ્યોમાંથી આજે પણ ભારતવર્ષના પ્રજાજીવનને પોષણ મળે છે. આજનાં સાહિત્ય, રંગભૂમિ, સમાજ, ધર્મ, સંસ્કૃતિ ને તત્ત્વજ્ઞાન : સૌમાં તેમના જ પડછંદા સંભળાય છે. કોઈ પણ સાહિત્યસંસ્થા આવી મોંઘી મૂડીને કેમ ઉવેખી શકે? વેદ, ઉપનિષદ જેવા ઉચ્ચતમ ગ્રંથો કરતાં આ વીરકાવ્યોએ વધુ વ્યાપક અસર કરી છે. વેદ, ઉપનિષદોની અગત્ય ભલે હમણાં ધ્યાનમાં ન લેવાય; પણ પ્રેરણા, સંસ્કૃતિ ને જ્ઞાનના સંગમસ્થાન સરિખાં રામાયણ, મહાભારતનો અનાદર ભારતીય પ્રજાને અને ભારતીય સાહિત્યને અવશ્ય હાનિકર્તા જ થઈ પડશે.

૮ અમદાવાદની સાહિત્યપરિષદ વખતે કવિશ્રી નરસિંહરાવને ગાંધીજીએ જે ટકોર કરી હતી તે આજે પણ આવશ્યક લાગે છે. કોશિયાને ઉપયોગી થાય તેવું સાહિત્ય આજે કયાં છે? કોસ ફેરવતો ખેડૂત લલકારી શકે, ટોપલા ઉપાડતી ને ઊચકતી મજૂરણ ગાઈ શકે, ઘંટી ફેરવતી ઘરરખુ ડોશીમા યે રેલાવી શકે, ને સંચા સાથે જીવન જડી દેતો કારીગર પણ બુલંદ અવાજે બોલી શકે, તેવાં કાવ્યો આજે ગુજરાતી સાહિત્યમાં કયાં છે? ને હોય તો યે કેટલાં વિરલ છે? 'લોકજીવનને સ્પર્શે ને પલટે તે જ ખરી ભાષા, ને ખરૂં સાહિત્ય,' એમ પરિષદના

એક પ્રમુખ ભાખી ગયા છે. કવિતા કેવળ ગગનગામી કલ્પના નથી, કે શિક્ષિતોને જ ઇજારે અપાયેલી વસ્તુ નથી. સાહિત્ય-પરિષદે આ નવા વાતાવરણને વેગ આપવા ને જાગૃતિનાં આંદોલનોને વિસ્તારવા આજ સુધીમાં કશુંય કર્યું છે ખરું ? પણ આ સિદ્ધાંતનો અતિરેક હાનિકારક ન થાય તે માટે સાવ-ચેતીના બે બોલની અત્ર જરૂર છે. આમવર્ગમાં વ્યાપક થાય ને પીડિતોને પ્રેરક બને તે જ સાચું સાહિત્ય; ને ઇતર બધું અનાવશ્યક ને અવગણનાપાત્ર છેઃ એવી માન્યતા જો ઊભી થાય તો તેને દાબી દેવા જેવી છે. સાહિત્ય ને જનરુચિના પ્રદેશ સંપૂર્ણતઃ સમાન કે એકરૂપ નથી. શુદ્ધ સાહિત્ય જનતાને પ્રેરે છે, પોષે છે ને પ્રફુલ્લ કરે છે. પણ જનરુચિ જો મલિન કે વિકૃત હોય તો સાહિત્ય કાંઈ તેની ખુશામત ન કરે અને પોતાનો આદર્શ ન તજે. લોકપ્રિયતાના ભોગે પણ સાહિત્યે સાચું જ માર્ગદર્શન કરાવવું જોઇએ; કારણ કે સાહિત્યનું કામ કેવળ જન-મનરંજન કરવાનું નથી, પણ લોકહૃદયને ઊજાળવાનું ને પ્રકાશને પંથે પાડવાનું છે. વિશેષમાં, મર્યાદિત વાચકોને જ ઉપયોગી થતું ને વિદ્વદ્‌ભોગ્ય તરીકે ઓળખાતું ઉચ્ચ સાહિત્ય તેની સંકુચિત સીમાઓને લીધે જ કાંઈ ઉપેક્ષાપાત્ર નથી. આવા સાહિત્ય વિષે કવિવર ટાગોર તેને વરાળનું રૂપક આપતાં કહે છે કેઃ

'આપણા વિદ્વાનો જનસમાજનો અનુભવ મેળવી, નિરીક્ષણ અને ચિંતન દ્વારા, અભ્યાસ અને અધ્યયન કરીને જે કાંઈ સત્ત્વ ખેંચે છે, તે વરાળ જેવું સૂક્ષ્મ તત્ત્વ હોય છે. અને તે વરાળમાંથી પછી વાદળાં બંધાઈ, તે પૃથ્વી પર પાછળથી વરસાદ રૂપે વરસે છે.' આશા છે કે સાહિત્ય પરિષદના આગામી સંમેલનમાં આ દષ્ટિબિંદુ ધ્યાનમાં લેવાશે.

૯ ગુજરાતનું વ્યક્તિત્વ જેવું નિરાળું છે તેવું જ સાપેક્ષ છે. ગુજરાત કોઈ પ્રગતિ કરે તે ભારતવર્ષની સાંસ્કૃતિક એકતામાં પોતાનો ફાળો આપવા, ને સમગ્ર ભારતદેશને મહિમાવંતો કરવા. ઇતર પ્રાંતની સાહિત્યસંસ્થાઓ સાથે સહકાર સાધી તે તે પ્રાંતની વિશિષ્ટતાઓ જાણી, તેમાંથી શક્ય હોય તેટલી તેણે અપનાવવી જોઇએ. પરપ્રાંતો સાથે સમાનભૂમિનો સહકાર સાહિત્યની સર્વદેશીય પ્રગતિ સાધવા આજે ખૂબ આવશ્યક છે. બંગાળ, ઉત્તરહિંદુસ્તાન ને મહારાષ્ટ્ર ઇત્યાદિ પ્રાંતોનો સંસર્ગ ને સહકાર ઉવેખવાથી ગુજરાતી સાહિત્યનું નવસર્જન અધુરૂં જ રહેશે; અને સાર્વત્રિક જાગૃતિ ઇચ્છતા ગુજરાતને આવું એકલપણું પાલવશે પણ નહિ. લાઠીના સાહિત્ય પરિષદ્ સંમેલનમાં ગુજરાતી સંસ્કૃતિના રક્ષણ અર્થે બૃહદ્ ગુજરાતમાં પ્રચારકાર્ય કરવા માટે રીતસર ઠરાવ કરવામાં આવ્યો હતો. પણ ઇતર પ્રાંતોના આવસ્યક સાહિત્ય-વિષયક સહકાર માટે પરિષદ કે તેનું સંમેલન ક્યારે જાગૃત થશે? કેવળ ઠરાવોથી કે 'હંસ' જેવાં સામયિકોથી આ કાર્ય નહિ ઉકેલાય.

૧૦ અને નિરક્ષરતાના નિવારણની, માતૃભાષાના પ્રચારની, ગુજરાતી યુનિવર્સિટીની ઇત્યાદિ ઇત્યાદિની અનેક વાતો આજે કર્ણોપકર્ણ સંભળાય છે. પણ ગુજરાતમાં આજે આવાં કાર્યો માટે સંગઠન ને સંયુક્ત પ્રયાસો જ ક્યાં છે? ગુજરાત કાંઈ નિવાર્ય નથી, તેનું સાહિત્ય સત્ત્વવિહોણું નથી, ને તેના સાહિત્યકારો નિસ્તેજ નથી, ગુજરાતી સાહિત્ય આજે તેના અપ્રતિમ ગાંધીજીથી, તેના ધ્રુવો ને દીવેટીઆથી, તેના ન્હાનાલાલ ને ખબરદારોથી, તેના મુનશી ને રમણલાલોથી, તેના કાલેલકર, ઠાકોર, પાઠક ને મેઘાણીથી પર પ્રાંતમાં યે ઉન્નત મુખે ઊભું

રહે તેવું સમર્થ છે; પણ તેના સાહિત્યકારોના સંકુચિત વાડાઓ ને તેના ઉદ્દામ, ઉગ્ર ને એકલપંથી સાહિત્યકારો આજે તેમાં વિઘ્નરૂપ છે. નાના મુદ્દાઓ ઉપર, ને સૂક્ષ્મ મતભેદો ઉપર તેના સાક્ષરો આજે સાઠમારી જગાવે છે, તેના કવિઓ કલમ ખેંચે છે, ને તેના વિવેચકો વાગ્યુદ્ધો આરંભે છે, ત્યારે સાહિત્યપ્રદેશ ફળદ્રૂપ ને રસકસવાળો શી રીતે બને? પરિષદના બંધારણની કલમો જરા શિથિલ થાય, આત્મપ્રતિષ્ઠાના ઊંચા ખ્યાલ જરા નીચે આવે, વ્યક્તિ કરતાં સંસ્થાઓ મોટી મનાય, સંસ્થાઓ પોતે નિષ્પક્ષપાત ને ન્યાયી બને, અને ગુજરાતી સાહિત્યનું સાચું હિત સૌ સાહિત્યસેવકોને હૈડે વસે, તો ગુજરાતના ઉન્નત સાહિત્યનાં, લોકજાગૃતિનાં, વર્ચસ્વંતી વિદ્વત્તાનાં અને ગુજરાતી વિદ્યાપીઠનાં અનેક સ્વપ્ન શીઘ્ર સિદ્ધ થાય. સાહિત્ય પરિષદના કોઈ પણ પ્રમુખે આ વેરઝેર ને પક્ષાપક્ષી મિટાવવાના ને સક્રિય સહકાર સાધવાના આજ સુધીમાં શા પ્રયત્નો કર્યા? પરિષદના આગામી સંમેલનના સમર્થ ને વિભૂતિવંતા પ્રમુખ આ દિશામાં ધ્યાન આપી સાહિત્યપ્રદેશના કલહો દૂર કરે, ભૂતકાળનાં વેરઝેર મિટાવે, ને કવિ ન્હાનાલાલ જેવા નીડર, અણનમ ને સમર્થ સાહિત્યસેવકની ફરિયાદ સાંભળી તેમને સંસ્થા તરફથી નિર્મળ ન્યાય આપે, એવું સૂચન શું અસ્થાને છે? પણ સંયોગોની ગહનતા આજે કોણ ઉકેલી શકે?

૧૧ હજુ એક ઉપયોગી વિષય છણવાનો બાકી રહે છે. સાહિત્ય લોકજીવનને સ્પર્શે છે ને પલટે છે એ સિદ્ધાંત સ્વીકારીએ, તો પછી દેશની વિરલ પળોમાં, તેના દુઃખની ઘડીએ લેખકો ને કવિઓનું સ્થાન ક્યાં? ધરતીકંપમાં, રેલસંકટમાં, ખેડૂતના સર્વ આશાને ચૂર્ણ કરી નાખતા હિમસંકટમાં, અને

અનાવૃષ્ટિના દુકાળમાં આપણા સાહિત્યભક્તો કયાં ગયા હોય છે? સમગ્રદેશ જ્યારે રાષ્ટ્રીય જાગૃતિ માટે તૈયાર થતો હોય ને અહિંસક યુદ્ધના સૂરો દિગન્તમાં વ્યાપી જતા હોય, જ્યારે ચુનંદા સ્વયં-સેવકો શુદ્ધ બલિદાન દેતા 'માતની આઝાદી' ગાતા હોય, જ્યારે શુદ્ધ અહિંસક યજ્ઞથી વિરોધીઓને જીતવાને, ને સ્વરાજ્ય ઘેર કરવાને પ્રાણ પાથરવાની મુખ્ય સેનાપતિ હાક દેતો હોય, ત્યારે આપણા કવિઓ ને લેખકો પ્રજાથી અતડા ને શાંત કેમ રહે? જ્યારે 'રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે,' ત્યારે આપણા સાહિત્યકારોની ભાવનાઓ શું સૂકાઈ જતી હશે, કે તેમનાં હૃદય થીજી જતાં હશે? કેળવણી, સાહિત્ય અને રાજકારણનો સાચો ને સ્થાયી સંબંધ કયો? રાજકારણની વાંસળીએ સાહિત્યે નાચવું જોઇએ, કે સાહિત્યને સ્વતંત્ર ને વિશાળ હકુમત છે ખરી? કવિઓ ને લેખકો યુદ્ધની, બલિદાનની, અને માનવતાના દુઃખનિવારણની પળે નિર્લેપ તો ન જ રહી શકે. સાચો કવિ ને સાચો લેખક સમભાવશીલ હૃદય ને સૂક્ષ્મ અંતર્દર્શી વૃત્તિ ધરાવે છે. તે દેશનું દર્દ પ્રીછે છે, ને જનસમુદાયને જગાડે છે. તે પ્રજાના દેહને નહિ પણ પ્રજાના હૃદયને તૈયાર કરે છે. તેના શરીર કરતાં તેના હૃદય વડે, તેની કલમમાંથી ટપકતી એ ઉજમાળી ભાવનાઓ વડે તે દેશની ને વિશ્વની વધુ સંગીન સેવાઓ બજાવે છે. વિશેષમાં, સાહિત્યનો હેતુ રાષ્ટ્ર કરતાં વધુ વ્યાપક ને ઉચ્ચ છે; કારણ કે જગતકલ્યાણ તે દેશહિત કરતાં યે મોંઘેરૂં ને માનાર્હ છે. તો પછી સાહિત્યસેવક ઉપર અમુકજ ભાવનાઓને કે અમુક જ રુચિઓને ઘડવાની શિરજોરી કરવામાં કયું સાચું હિત સધાતું હશે? છતાં સાહિત્યસેવક તે લોક-જીવનથી, સામુદાયિક જાગૃતિથી પર ન રહી શકે, ને અતડાઈ

ન દાખવી શકે; કારણ કે તે પોતે પણ રાષ્ટ્રનો, પ્રજાનો, માનવતાનો એક અંશ છે. વાસ્તવિક જગતના નિરીક્ષણ ને અનુભવમાંથી તેને સાચી દ્રષ્ટિ લાધે છે, ને સ્વકર્તવ્ય પ્રાપ્ત થાય છે. તો રાજકારણમાં રસ લઈ જેલ ભોગવનાર સાહિત્યસેવકોને સાહિત્યસંસ્થાઓએ જેલની વિદાય વખતે ને જેલમાંથી મુક્તિના પ્રસંગે અભિનંદનો અર્પવાં જોઇએ, ને માનપત્રો દેવાં જોઇએ કે કેમ? સાહિત્યપરિષદનું કર્તવ્ય જ્યાં જ્યાં તે સાહિત્ય વર્ચસ્ દેખે ત્યાં દોડી જઈ તેને પારખવાનું ને સન્માનવાનું છે; અને તેમ કરતાં પણ તેણે માનવતા–મિશ્રિત શુદ્ધ સાહિત્યદ્રષ્ટિ જ સેવવાની છે. આ દ્રષ્ટિ ઇતર પ્રશ્નોના રંગથી કે અન્ય વિચારણાના પાશથી વિકૃત થવી ન જોઇએ. રાષ્ટ્રભાવના ને સાહિત્યભાવના વચ્ચેનો વિશુદ્ધ સંબંધ જો સ્ફુટ ને સુસ્થાપિત થાય તો સહકારીઓ ને અસહકારીઓ, સરકારી નોકરો ને પ્રજાસેવકો: સૌ સાહિત્યપ્રદેશમાં સાચા હૃદયથી કાર્ય કરવા સહકાર સાધે. આજે તો આપણી સાહિત્યસંસ્થાઓ ને સાહિત્યપરિષદ પણ અંગત બાબતો ધ્યાનમાં લેતી થઈ ગઈ છે; અને વ્યક્તિનાં વિત્ત, વર્ચસ્ કે વૈભવથી અંજાઈ તેને સન્માને છે, ને તેની ખુશામત કરે છે. આના વ્યક્તિગત ઉલ્લેખો આજે અસ્થાને છે. સાહિત્યપરિષદ સાહિત્યવીરને જ, સાહિત્યસેવકનાં જ વર્ચસ્‌ને સ્વીકારે, ને તેમ કરવામાં અન્ય દ્રષ્ટિબિંદુઓ ને ગણતરીઓ બાજુએ રાખે, તો જ સાચી પ્રગતિ થાય. આગામી સંમેલનના સમર્થ પ્રમુખ આ દિશામાં સાચું માર્ગદર્શન કરાવે એમ સહુ કોઈ ઇચ્છે છે.

૧૨ અંતમાં, રાષ્ટ્રીય જાગૃતિ પરત્વે ત્યાગ અને કુરબાનીથી સર્વ પ્રાંતોમાં અગ્રસ્થાન ભોગવનાર ગુજરાત સાહિત્યપ્રદેશમાં

શાને પાછળ રહે ? ઇતિહાસની માહીતી, પુરાતત્ત્વનાં સંશોધનો અને સ્થાનિક લોકજીવન, સ્થાનિક પુસ્તકપ્રકાશનો ને સ્થાનિક સંયોગો ઇત્યાદિની સંપૂર્ણ વિગતો મેળવવા માટે દરેક તાલુકામાં નહિ તો છેવટે જીલ્લા દીઠ સાહિત્યનાં કેન્દ્રો સ્થાપવાં જોઇએ. ત્યારે જ સાહિત્ય લોકજીવનમાં વધુ વ્યાપક ને સાધક થશે. પ્રાંતિક સમિતિની માફક કોઈ વ્યવસ્થિત યોજનાથી જો સાચું પ્રચારકાર્ય થાય, તો સાહિત્યને કેટલી યે ઇષ્ટ સિદ્ધિઓ સાંપડે. મુનિશ્રી જિનવિજયજી જણાવે છે કે 'બંગપ્રદેશમાં બંગ પ્રજાની જાતીય સંસ્કૃતિનાં અન્વેષણ, સંશોધનાદિ કાર્ય કરનારી પ્રાંત વાર જ નહિ, પણ જીલ્લા વાર સંસ્થાઓ, સમિતિઓ ને પત્રિકાઓ અસ્તિત્વમાં આવતી જાય છે, ત્યારે આપણે ત્યાં માત્ર સમ ખાવા માટે પણ કોઈ સંસ્થા કે પત્રિકા વિદ્યમાન નથી !' સાહિત્યની ભાવના વિકસાવવા માટે પ્રથમ તો સાહિત્ય-સેવકોમાં કાર્ય કરવાની તીવ્ર તમન્ના જોઇએ. સાહિત્યપરિષદનું પ્રમુખપદ એ આજે તો ચાર દિવસ માટેનું પ્રતિષ્ઠા અને ગૌરવનું સ્થાન બન્યું છે. આ પ્રથા જો પલટો પામે, અને પ્રમુખ જો સંપૂર્ણ કર્તવ્યપરાયણ બને, તો તેણે સમગ્ર ગુજરાત કાઠિયાવાડમાં પોતાની હકુમત દરમ્યાન સાહિત્યનાં આંદોલનોને વેગ આપવો જોઇએ, ને ગુજરાતી વાઙ્મયને વિસ્તારવાના અને વ્યાપક કરવાના સર્વ શક્ય પ્રયત્નો કરવા જોઇએ. શ્રમ વિના સિદ્ધિ નથી; અને આ વીસમી સદીમાં જાહેર કાર્યમાં ય વસુ વિના વિજય નથી. તેથી પ્રથમ તો ભારે ભંડોળ એકઠું કરી, સાહિત્યપરિષદે તેના સેવકો મારફતે પોતાની સિદ્ધિઓ ને શક્યતાઓનો પ્રજામાં વ્યાપક પ્રચાર કરવો જોઇએ. તેના મુખપત્ર સમું કોઈ સામયિક નિયમિત પ્રગટ થાય ને સાચા

કાર્યકરો સહકાર અને સેવાની શુદ્ધભાવનાથી કર્તવ્ય બજાવે તો થોડાં જ વર્ષોમાં ગુજરાત તેની સાહિત્યસિદ્ધિઓ માટે, અને તેની વિદ્વત્તા ને સંસ્કારસમૃદ્ધિ માટે ગૌરવ અનુભવતું સૌ પ્રાંતોમાં નિરાળી ભાત પાડે! ગાંધીજીના ગુજરાતમાં સાચી સેવા કદી વિત્તસહાયથી વંચિત નથી રહી; અને સેવાપરાયણ નવજુવાનોની પણ ખામી નથી. માત્ર સાહિત્યોત્કર્ષના દ્રષ્ટિબિંદુની અને તેના સર્વોદય માટે આવશ્યક વ્યવસ્થિત પ્રયત્નોની જ જરૂર છે. ગુજરાતી સાહિત્ય ત્યારે સાહમારીનું સ્થાન નહિ હોય, કે કેવળ આનંદપ્રાપ્તિનું સાધન નહિ હોય; પણ લોકજીવનની રગેરગમાં વ્યાપી જતું, તેને પ્રેરતું ને ઉજાળતું અપ્રતિમ સત્ત્વ હશે. ત્યારે સાહિત્યપરિષદ આટલી પામર, પંગુ ને પ્રત્યાઘાતી નહિ હોય, પણ પ્રજાનાં હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવતી સમૃદ્ધ અને સન્માનપાત્ર સંસ્થા હશે. વિભાગીય પ્રમુખોની યોજના, શ્રી. કાલેલકર કહે છે તેમ, વહેલી મોડી તો આવશ્યક જ છે; પણ સાહિત્યનાં ઇતર વધુ અગત્યનાં કાર્યો જોતાં, ને તેની મર્યાદિત ભૂમિ જોતાં હાલ તે યોજનાને ભાવિ વિકાસયુગ ઉપર ભલે મુલતવી રખાય. આજે તો પરિષદ તેના બંધારણના હેતુ બર લાવે, અને બંધારણનાં બંધનોને શિથિલ કરી પોતાને વધુ વિશાળ અને પ્રગતિશાલ બનાવે એ જ આપણી ઇચ્છા હોય.

મહાનલ સમા જ્વલંત અને ભેખધારી પ્રમુખ માટે તેનો અદમ્ય ઉત્સાહ જોતાં આ શકયતાઓ આજે અશક્ય નથી. રાષ્ટ્રીયતાના પ્રદેશમાં અને હરિજનપ્રવૃત્તિમાં, તેણે તેની કર્તવ્યપરાયણતાથી, વિશુદ્ધ વ્યક્તિત્વથી, ને જલદ સેવાભાવનાથી અનેરી ભાત પાડી છે; તો તે જ વ્યકિત સાહિત્યપ્રદેશે પણ શું ન સાધી શકે? આશા છે કે પરિષદના આગામી સંમેલનના પ્રમુખપદેથી ગાંધીજી

સાહિત્યોત્કર્ષ તરફ જ પ્રધાન દૃષ્ટિ રાખે, ને પોતાના પ્રમુખપદ દરમ્યાન તેને જ ખૂબ અગત્ય આપી સાહિત્યભાવનાને વ્યાપક કરે, તો ગુજરાતી સાહિત્ય ને તેનું શિરચ્છત્ર ગણાતી સાહિત્ય-પરિષદ તેથી વધુ તેજસ્વી બનશે. વીર નર્મદની ગરવી ગુજરાતને તેની સાહિત્યસિદ્ધિઓ માટે ગાંધીયુગની ભાવનાઓ સાંપડે, ને ગાંધીજી પોતે પ્રમુખ તરીકે મળે, તો પછી સાહિત્યની સુષુપ્તિ ટળે ને સર્વદેશીય પ્રગતિ થાય તેમાં શું આશ્ચર્ય છે? ગુજરાતી સાહિત્યના સૂર જો હિંદી ભાષાના ડિંડિમમાં ડૂબી ન જાય ને સાહિત્ય જો રાજકારણનું રમકડું ના બને, તો આજના સંયોગો સર્વથા અનુકૂળ છે. સત્ય અને અહિંસાના એ પૂજારી ઉપર સરસ્વતીની અમીદૃષ્ટિ ઊતરે તો ગુજરાતી સાહિત્યના અને તેની પરિષદના સર્વત્ર જયરંગ ગાજે, અને સાહિત્ય અપ્રતિમ જીવનભાવના તરીકે મૂર્ત બને. ગુજરાતી સાહિત્યનો સર્વાંગ અભ્યુદય ઇચ્છનારાઓ આજે સાહિત્યપરિષદના આગામી સંમેલનના એ વરાયલા પ્રમુખ તરફ આતુરતાથી મીંટ માંડી રહ્યા છે; તો પછી સાબરમતીના સંત વિના અન્ય કોણ એ શક્યતાઓને મૂર્ત બનાવશે?

---

# શ્રી. મોતીભાઈ ન. અમીન

'પ્રસ્થાન' ને પાને દી. બ. નર્મદાશંકરભાઈનું છેલ્લું રેખાચિત્ર આપ્યા પછી આજે લગભગ ત્રણ વર્ષે વળી 'સાહિત્યને ઓવારે'થી નિરખવાની બળવાન અને પ્રોદ્દીપ્ત ભાવના આ લેખનું નિમિત્તકારણ બને છે. પ્રસ્તુત લેખનો વિષય બનનાર શ્રી. મોતીભાઈ અમીન કોઈ લબ્ધપ્રતિષ્ઠ લેખક નથી, કોઈ કીર્તિવંતા કવિ નથી, કે કોઈ સુવિખ્યાત સાહિત્યકાર નથી; તો પછી સાહિત્યને ઓવારેથી નિરખનારની દૃષ્ટિ–મર્યાદામાં આવવાનો તેમને અધિકાર શો છે, એવી કુતૂહલયુક્ત શંકા ઘણા વાચકોનાં વિચારશીલ માનસને પણ મૂંઝવી નાખે તે સંભવિત છે. આવા અધિકારનો અમીન સાહેબે કોઈ દિવસ હક્કદાવો નથી કર્યો તે તેમનું સૌજન્ય છે; પણ 'સાહિત્યના ઓવારે'થી નિરખતાં સામે કિનારે દૃષ્ટિગોચર થતા સરસ્વતી–મંદિરમાં તેઓ કોઇ અસામાન્ય અને વિશિષ્ટ સ્થાન ભોગવે છે તે નિર્વિવાદ છે.

સાહિત્યજળમાં તેમણે ભાગ્યે જ ડૂબકીઓ મારી છે. તેઓ સરસ્વતીદેવીનું સતત સાન્નિધ્ય સેવતા અધિકૃત પૂજારી નથી, કે પ્રસંગવશાત્ સરસ્વતીની પૂજાર્થે આવી ચપટી ચોખા મૂકી જનાર શ્રદ્ધાળુ યાત્રાળુ નથી; પણ તેઓ અહર્નિશ જાગૃત સરસ્વતીમંદિરના દ્વારપાળ તો છે જ. આવા ચકોર ને વફાદાર દ્વારપાળ વિના સરસ્વતીના ધામમાં કેટલાંયે અનિષ્ટો વધ્યાં હોત, ને કેટલોય અંધકાર વ્યાપ્યો હોત. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના મુખ્ય સંચાલકના પદેથી તેમણે કૈં કૈં ઉગતા લેખકોને ઉત્તેજન આપ્યું છે, ને કૈં કૈં પ્રતિષ્ઠિત સાહિત્યસેવકોને ' ભગ્ન-

મનોરથ' થતા અટકાવ્યા છે. આવી વિવિધ હકીકત જાણનાર જન જ આ દ્વારપાળનાં યથાયોગ્ય મૂલ્ય આંકી શકે. વળી, શ્રી. મોતીભાઈએ લોકસેવાની ભાવનાથી પ્રેરાઇને નિર્મળ લેખો દ્વારા અજાણતાં યે સ્વલ્પ સાહિત્યસેવા તો કરી છે જ. આમ તેઓ સાહિત્યસેવા અને લોકસેવાને જોડી દેનાર સેતુ સમાન છે. સાહિત્યકાર અને લોકસેવક, બંનેનું ધ્યેય જનતાને ઊર્ધ્વગામી કરવાનું છે. 'સાહિત્ય પોતે પણ સંસારપ્રશ્નોની જ પર્યેષણા છે.' અંગ્રેજ કવિ મેથ્યુ એરનોલ્ડ પણ કાવ્યને 'જીવનની સમીક્ષા' કહે છે. આપણા માનનીય મોતીભાઈએ સાહિત્ય વડે અને પ્રત્યક્ષ અનુભવથી માનવ જીવનના જટિલ પ્રશ્નોની વિચારણા કરી છે, અને સાહિત્યના આદર્શોને શબ્દથી નહિ, પણ કાર્યથી પ્રજાની અનેકવિધ ઉન્નતિનું નિમિત્તકારણ બનાવ્યા છે. આવાં સબળ કારણો જ શ્રીયુત મોતીભાઇને—નજીકના સાહિત્યજળમાં સ્નાન કરતા નહિ, પણ સામે કિનારે ક્ષિતિજ આગળ આવેલા સરસ્વતીમંદિરનાં પગથીઆં ઉપર દ્વારપાળ તરીકે ઉભા રહેતા મોતીભાઈને—ઓવારેથી અવલોકતા આ લેખકની દૃષ્ટિમર્યાદામાં લાવે છે, ને આ લેખમાળાનો મણકો બનાવે છે.

શ્રીયુત મોતીભાઇની બાલ્યાવસ્થા વખતે દેશમાં કોઇક અવનવું વાતાવરણ પ્રસરતું હતું. વિવિધ પ્રદેશોમાં વિચરતા વીર નર્મદની વીરહાક ત્યારે સમગ્ર ગુજરાતમાં સંભળાતી હતી. ગુજરાત ત્યારે ધર્મમાં, સમાજમાં, સાહિત્યમાં ને રાજકારણમાં નવીન જાગૃતિ દાખવતું હતું. બ્રિટિશ અમલ સુસ્થાપિત થયા પછી ઇંગ્રેજી સંસ્કૃતિ ને ઈંગ્રેજી સાહિત્યનાં બલિષ્ટ તત્ત્વો સૌને આંજી દેતાં હતાં. સુધારા અને પ્રગતિના સૂરો હવામાં ગુંજતા હતા. રચનાત્મક કે ખંડનાત્મક, ગમે તે પ્રકારે ગુજરાત તે

વખતની નિશ્ચેતન પરિસ્થિતિમાંથી મુક્ત થઈ પ્રગતિમાન થવા ઇચ્છતું હતું. નર્મદ આવ્યો ને ગયો; સુધારક ને ઉચ્છેદક થયો, અને જોરા પ્રત્યાઘાતી પણ બન્યો. પછી ગોવર્ધનરામની સાહિત્યગાથા શરૂ થઈ ગઈ. અર્વાચીન યુગના પુરાણ સરિખડા એ સરસ્વતી-ચંદ્રમાં ગોવર્ધનરામે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિને પરખી બંનેને સંવાદી કરવા પ્રયત્ન આદર્યો. વિચ્છેદ કે રચના, વિનાશ કે વિચારણા, ખંડન કે સુધારોઃ આવા વિવિધ તર્કવિતર્કો પ્રાકૃત જનોનાં હૃદયને હચમચાવતા. ગુજરાત ત્યારે નિષ્ક્રિયતા, નિર્માલ્યતા ને નિરાશાની ગાઢ નિદ્રા તજી આંખો ચોળતું ધીમે ધીમે જાગ્રત થતું હતું–તેના નર્મદ, દલપત, અને ગોવર્ધનરામથી; તેના દાદાભાઈ, દયાનંદ અને ભોળાનાથથી.

નવીન વાતાવરણ આમ સૌને આમંત્રતું, મુગ્ધ કરતું સર્વત્ર વ્યાપક બનતું હતું. અપૂર્વ વિચાર સૌને આંજી દેતા ને વિહ્વળ કરતા હતા. તંદ્રા અને સુષુપ્તિ તે જાગૃતિ અને પ્રવૃત્તિને માર્ગ આપતી હતી. અનુકૂળ ક્ષેત્રમાં નવાં વિચાર–બીજો વિકાસ પામી વૃક્ષ રૂપે સુંદર ફૂલ અને ફળની આશા આપતાં હતાં.

આવા નવીન યુગના આરંભે આપણા મૂગા સેવક મોતીભાઈ નરસિંહભાઈ અમીનનો દરબાર ગોપાળદાસથી વિખ્યાત બનેલા વસોમાં જન્મ થયો. વડોદરા રાજ્યના પેટલાદ તાલુકાનું આ ગામ નડિઆદથી ૮–૯ માઇલ દૂર છે, અને ગુજરાતના ચરોતર નામે ફળદ્રુપ પ્રદેશમાં આવેલું છે. નડિઆદ જેમ તેની પાટીદાર કોમનાં દેસાઈ કુળનાં ખાનદાન કુટુંબોથી જાણીતું છે, તેમ વસો પણ તેના અમીનોથી સુવિખ્યાત છે. જો કે આવી દેસાઇગીરી ને અમીનગીરીનો અતિરેક પણ થતો જાય છે, છતાં આ કુટુંબના સંસ્કાર ને ખાનદાની હજુ સારા પ્રમાણમાં ટકી

રહ્યાં છે. આપણા મોતીભાઈ સાહેબ પણ વસોના આવા એક અમીન કુટુંબના જ નબીરા છે.

શરમાળ ને શાંત, મૂગા અને મિતભાષી શ્રી. મોતીભાઈ અતિશય નિરભિમાની હોઇને આ જમાનાના જાહેરખબરીઆ જશને હંમેશાં ધૂતકારે છે. આવા લેખો કે રેખાચિત્રો દ્વારા જાહેર કીર્તિ તેમને શોધતી ને પજવતી આવે તે તેમને જરાયે પસંદ નથી. તેમના ઘડતરના નિરૂપણ માટે અને તેમના જીવનના સીમાચિહ્ન સરખા મહત્ત્વના પ્રસંગોના જ્ઞાન માટે, તેમના સ્થૂલ અને સૂક્ષ્મ જીવનની કેટલીયે ઐતિહાસિક અને ઝીણવટભરી વિગતો સ્હેજે આવશ્યક છે. આ લેખકે આવી વિગતો મેળવવા આજસુધીમાં પ્રત્યક્ષ ને પરોક્ષ પ્રયત્નો અનેકવાર કર્યાં છે. પણ એ દૃઢ સંકલ્પવાળા માનવીને જીતવાનું અશક્ય થઈ પડયું છે, ને તેથી કેટલીયે બારીક વિગતો અપ્રાપ્ય જ રહી છે. છતાં સદ્‌ભાગ્યે આ રેખાચિત્રમાં અમીન સાહેબ સાથેના મારા પ્રસંગો ને સંસ્મરણો આધારભૂત થાય તેમ છે. બે દાયકાથી તેમનું સેવાપરાયણ જીવન મારા જેવા સેંકડો યુવકો અવલોકતા આવ્યા છે; ને આવું અવલોકન પણ આ કાર્યમાં મારો સહાયક બની આશ્વાસન દે છે.

હિંદુસ્થાનમાં ગાંધીજીના આગમન પછી અહિંસક વિચારો ને સેવાના આદર્શો ગુજરાતમાં પણ ઘર કરતા થયા છે. હજારો યુવકો ત્યારે પ્રેરણા ને પ્રબોધની મૂર્તિ સરખા મહાત્માજીને કાયાથી, મનથી ને વાણીથી વિચારતા ને તેથી મુગ્ધ થતા હતા. નાનકડા ચરોતરમાં પણ આ રાષ્ટ્રીય ને સામાજિક જાગૃતિના પડઘા પડતા હતા. આવા જાગૃતિકાળની યે પહેલાં આપણા અમીન સાહેબનું હૃદય મર્યાદિત માર્ગે સેવાપરાયણ બન્યું હતું; ને તેથી જ

ચરોતરના અસંખ્ય બાળવિદ્યાર્થીઓ ઉપર ગાંધીયુગના આરંભે શ્રી. અમીનની સેવાભાવના કોઇ અકલ્પ્ય ને અનુપમ વાતાવરણ જમાવતી હતી. આ કર્મવીરે કેળવણી ખાતાના ગ્રેજ્યુએટ શિક્ષક તરીકે પોતાની કારકિર્દીનો આરંભ કર્યો, ને શિક્ષણના પ્રદેશે આ ઉત્સાહી યુવકને સ્વાભાવિક રીતે જ છાત્રાલય ને પુસ્તકાલયમાં પણ રસ લેતા કર્યા. પેટલાદનું બોર્ડિંગ હાઉસ ને પુસ્તકાલય આજે પણ શ્રી. અમીન સાહેબનું કેટલુંયે ઋણી છે. નોકરીને તેમણે કોઇ દિવસ ન માની રસવિહીન વેઠ કે ન દીઠો તેમાં શુષ્ક કર્તવ્યભાર; ને તેથીજ નોકરીનાં બંધન તેમને કોઇ દિવસ ન અટકાવી શક્યાં, કે ન મુંઝવી શક્યાં. નોકરીના શોખે તેમને કદીયે આળસુ ને આરામપ્રિય ન બનાવ્યા, ને નોકરીની સત્તાએ તેમને કદી તોછડા કે તુંડમિજાજી ન કર્યા. પુસ્તકાલયના અધિકારીપદેથી વડોદરા રાજ્યની નોકરીમાં તેમને જાહેરસેવાના પરમાણુ લાધ્યા, ને લોકોન્નતિનાં દર્શન થયાં. સાદા ને સરળ, નીડર અને નિખાલસ, શાંત અને સત્યપ્રિય, મૂક અને મિતભાષી મોતીભાઈ સાહેબ નોકરી દરમ્યાન અને વર્તમાન નિવૃત્તિસમયે સેવાભાવનામાં ને સેવાકાર્યમાં આજે પણ એકધારી રીતે અટલ અને અવિચળ રહ્યા છે.

વડોદરાના શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે તેમની રૈયત માટે જે અનેક કલ્યાણકારી પ્રવૃત્તિઓ પોતાના આખાય રાજ્યમાં વ્યાપક કરી છે, તેમાંની બે સૌથી પ્રશંસાપાત્ર છે: સમગ્ર રાજ્યમાં વ્યાપક બનેલી (૧) ફરજીઆત કેળવણી, અને (૨) પુસ્તકાલય પ્રવૃત્તિ. પ્રથમ નિરક્ષરતા નિવારવા માટે આવશ્યક છે, તો બીજી તે પ્રાપ્ત કરેલા અક્ષરજ્ઞાનને ટકાવવા માટે ઉપયોગી છે. શ્રીમંત મહારાજા સાહેબે વડોદરા રાજ્યમાં આવી પુસ્તકાલય પ્રવૃત્તિ

વ્યવસ્થિત ખાતું ખોલી શરૂ કરી, ને અઢી દાયકા ઉપર શ્રી. અમીન શિક્ષણખાતામાંથી ત્યાં નિમાયા. પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ સરખા શ્રી. મોતીભાઇએ તેમાં લોકોદ્ધારનાં બીજ દીઠાં ને સરસ્વતીની સેવા જોઈ. આમ પચીસ પચીસ વર્ષ સુધી રાજ્યની અને માતૃભૂમિની પુસ્તકાલય દ્વારા સંગીન સેવા કરતા કરતા વડોદરા રાજ્યના એસિ. ક્યુરેટરના પદેથી તેઓ આશરે બે વર્ષ ઉપર જ નિવૃત્ત થયા છે. આ મૂલ્યવાન સેવાને લીધે અમીન સાહેબને ચરોતરના ને તેથીયે વિશાળ પ્રદેશના મૂગા ને કાર્યનિષ્ઠ, શાંત અને શરમાળ સેવક કહેવામાં નથી કોઈ અનીતિયુક્ત અસત્ય કે નથી કોઈ કલ્પનાજન્ય અતિશયોક્તિ.

વડોદરા રાજ્યની નોકરશાહીનાં બંધનો સ્વીકારીને, ને વડોદરા સરકાર સાથે વધુમાં વધુ સહકાર સાધીને શ્રી. મોતીભાઇએ કેટલીયે લોક-ઉપયોગી પ્રવૃત્તિઓને વેગ આપ્યો છે, કેટલાંય અનિષ્ટોને ક્ષીણ કર્યાં છે, કેટલીયે નવી ભાવનાઓને પોષી છે, ને કેટલાંયે જાહેરકાર્યોને વિશિષ્ટ ને વ્યાપક બનાવ્યાં છે. રાજકારણના પ્રબળ ઝંઝાવાતથી અંજાઈ તેમણે કદીયે રાજસેવકની મર્યાદા ઓળંગી નથી, અને લોકસેવા કરતાં તેમણે કદીયે રાજસેવકનું ગુલામી માનસ દાખવ્યું નથી. રાજકારણથી અલિપ્ત રહી ચરોતરનાં, ને વિશેષતઃ વડોદરા રાજ્યનાં અને રાજ્ય બહારનાં છાત્રાલય, પુસ્તકાલય, ઔષધાલય, હરિજન-પ્રવૃત્તિ અને કેળવણી સંસ્થાઓને તેમણે ભગીરથ પ્રયત્ને અને પ્રફુલ્લ હૃદયે પોષી છે, પાંગરાવી છે, ને પગભર કરી છે. તેમણે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગવંતી કરી; ગ્રામ, કસબા ને પ્રાંત પુસ્તકાલયનું સંગઠન સાધ્યું; અને દીર્ઘ દૃષ્ટિએ નાનાં નાનાં પુસ્તકાલયોને પણ ફરજીઆત બચતના

નિયમથી સદ્ધર ને સહીસલામત બનાવ્યાં છે. પુસ્તક–વ્યવસ્થા વિષેના વિચારોએ તેમને આઠ હજાર ને ચાર હજાર પુસ્તકોની કર્તાવારી, નામવારી ને વિષયવારી વર્ગીકરણના નિમિત્ત બનાવ્યા; ને સંપૂર્ણ કાર્યનિષ્ઠાએ તેમને પુસ્તકાલયના સિદ્ધાંતો વિષે, પુસ્તકોના પ્રકાશન વિષે, ને પુસ્તકોની બાંધણી વિષે વિચાર કરતા કર્યા. વડોદરા સરકારની તાલુકા, પ્રાંત અને રાજ્યની, તથા સમગ્ર ગુજરાતની પુસ્તકાલય પરિષદ તે મોતીભાઈ સાહેબની જ વિશાળ યોજના ને અવિરત પ્રયત્નોનું પરિણામ કહી શકાય. તેમને પુસ્તકાલયપ્રવૃત્તિને આ રીતે ગુજરાત ભરમાં વ્યાપક ને આકર્ષક કરવી છે, પુસ્તકોના લેખકોની મુશ્કેલી દૂર કરવી છે, ને પ્રકાશકો તથા ગ્રંથવિક્રેતાઓ (બુકસેલર)ની ચૂસણનીતિ મિટાવવી છે. પુસ્તકાલયની પવિત્ર પ્રવૃત્તિના વિચારોથી જ તેમનું હૃદય જ્યાં ઉભરાતું હોય ત્યાં તેને લગતો કયો પ્રશ્ન અણુચિંતવ્યો રહે? વડોદરાનું પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. આવી ચિંતામાંથી જ ઉદ્‌ભવ્યું છે. આ મંડળ આજે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની અને લેખક–પ્રકાશકોની પ્રમાણિક ને પ્રશસ્ય સેવા કરી રહ્યું છે; અને અમીન સાહેબ તેમની નિવૃત્તિ પછી તરત જ તેનું પ્રમુખપદ શોભાવી પ્રત્યક્ષ રીતે તેનું સુકાન સંભાળી રહ્યા છે.

વિદ્યાર્થીઓમાં ને વિદ્યાર્થીમાનસમાં શ્રી. મોતીભાઈને અજબ શ્રદ્ધા છે. સ્વજનની જેમ વિદ્યાર્થીઓને તેઓ બોલાવે છે, સ્હાય દે છે, માર્ગ દર્શાવે છે, ને હૈયાના હેતથી નવાજે છે. વિદ્યાર્થીઓ તરફનું વિશિષ્ટ વ્હાલ તેમને વિદ્યાર્થીજીવનના વિવિધ પ્રશ્નોની માર્મિક સમીક્ષા કરવા પ્રેરે છે. છાત્રાલય પ્રવૃત્તિ, ચરોતર વિદ્યાર્થી–સહાયક સહકારી મંડળ લિ., વડોદરા રામજી

મંદિરનું ચરોતર વિદ્યાર્થી વસતિગૃહ, ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતું વિદ્યાર્થી–સહાયક સહકારી મંડળ, સ્વયંપાકી વિદ્યાર્થી છાત્રાલય, વિદ્યાર્થીપ્રવાસો ને વ્યાયામપ્રયોગો, વસો કેળવણી મંડળ અને તેની વિવિધ ગૌણ સંસ્થાઓ: આ અને આવી નાની મોટી કેટલીયે પ્રવૃત્તિઓ બહુધા વિદ્યાર્થીજીવનની સર્વદેશીય પ્રગતિ માટે ઉત્સુક રહેતા શ્રી. મોતીભાઈનાં મનોમંથન સાથેજ સંકળાયેલી છે.

અને ચરોતર એજ્યુકેશન સોસાયટી પોતે પણ શ્રી. મોતીભાઈ સાહેબની ચરોતર પ્રદેશની સેવાભાવનાનું જ મૂર્ત સ્વરૂપ છે ને ! પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે આ સોસાયટીનું હિત સાધવામાં, તેને માતબર કરવામાં, અને વિવિધ રીતે સવિશેષ ઉપયોગી બનાવવામાં તેમનો સદ્ધર ફાળો છે. પિતાના હેતથી આ સંસ્થાને તેમણે પાળી–પોષી છે, અને પ્રગતિના પંથે કૂચ કરતી બનાવી છે. ચરોતરની આ અગ્રગણ્ય સંસ્થા અને તેના કાર્યકર્તાઓને આજે પણ અતિકુશળ ને સુપ્રતિષ્ઠિત આગેવાનોની હૂંફ છે. મહાત્માજીએ પણ તેમની ઐતિહાસિક કૂચ વખતે શ્રી. 'મોતીભાઈના ચરોતર'માંથી પોતે પસાર થતા હોવાનું કહ્યું હતું, તેમ આ લેખકને યાદ છે. સોસાયટીનું મુખપત્ર 'ચરોતર' તેના અગ્રજન્મા 'જ્ઞાનપ્રચાર'નું જ ધ્યેય સાધતું સર્વત્ર તેની સુવાસ ફેલાવી રહ્યું છે. 'ચરોતર'નો કોઇ પણ અંક વાંચતાં વાચકને આનો વિશિષ્ટ ખ્યાલ આવશે. કોઇ જાહેર ફંડ કે ન્યાસ, દાદાભાઇ વાચનાલય, વડોદરા રાજ્યનાં કસબા કે ગ્રામ પુસ્તકાલયો ને ગ્રામ ઔષધાલયો, કોઈ પરોપકારી કે દાનવીર સજ્જનનું જીવનચરિત્ર, કોઇ સેવાભાવથી ઓપતો લોકોપયોગી પ્રસંગ, સમાજના સુધારા, ખેતીવિષયક નોંધ, કેળવણી

સંસ્થાઓનાં નિવેદનો કે કોઈ અનુકરણીય સભાનો હેવાલ: કોઇ ને કોઈ પરત્વે અમીન સાહેબ લેખક તરીકે દેખા દેછે. આમ તેઓ 'ચરોતર' ની પ્રજાનું કલ્યાણ સાધવા સેવાભાવનાં બીજ સર્વત્ર વાવે છે. રાજકીય ક્ષેત્ર બાદ કરીને કહી શકાય કે ચરોતર એટલે શ્રી. મોતીભાઈ અમીન. પણ તેથી ઊલટું સમીકરણ સાચું નથી; કારણ કે શ્રી. મોતીભાઈ તો ચરોતરના નાનકડા પ્રદેશમાંથી ઊભરાઈ જઇને વિશાળ ગુજરાતમાં પણ નજરે પડે છે. વડોદરાનું 'પુસ્તકાલય' અને આણંદનાં 'ચરોતર' તથા 'બાળમિત્ર' નામે સામયિકો પણ અમીન સાહેબનું જ માર્ગદર્શન સ્વીકારી સમાન આદર્શો સાધે છે.

ગ્રામપુસ્તકાલયોના નિરીક્ષણ માટે શ્રી. મોતીભાઈ રાજ્યના ગામડે ગામડે ફરે છે. અમલદારશાહીનો ભપકો ફગાવી દેનાર આ ઉત્સાહી લોકસેવક ખડતલ જીવન ગાળે છે, પળેપળનો સદુપયોગ કરે છે, ને લોકજીવનનાં વિવિધ પાસાં નિરખે છે. ગામનું પુસ્તકાલય, ગામની નિશાળ, ગામની જાહેર સંસ્થાઓ, ગામના કૂવા, તળાવો, ચોતરા ને પરબડીઓ, ઔષધાલયો ને મંદિરો, પછાત કોમોની સ્થિતિ ને હરિજનોની હાડમારીઓ: સૌ તેમની સંભાળ ને મમતાનો વિષય બને છે. સૌને તેઓ યથાશક્તિ સાથ દે છે, અને લોકજીવનને આમ પ્રગતિમાન કરે છે.

આવી અમલદારી ફરજ બજાવતાં, ને સરકારી રાહે કામ કરતાં પણ શ્રી. મોતીભાઈએ ભાગ્યેજ અમલદારી માનસ દાખવ્યું હોય. ક્યાંયે બોજારૂપ ન થતાં, નિરુપાયે જ તેઓ કોઈનું આતિથ્ય સ્વીકારતા; અને કામ સમેટ્યા પછી આગળ કૂચ કરતા. ગામડાંમાં પણ અમલદારી ન દાખવતાં સ્થાનિક પ્રગતિપ્રિય

કાર્યકર્તાઓ ને કેળવાયલા યુવકોમાં તેઓ વધુ શ્રદ્ધા ધરાવતા, ને તેમને જ વિશ્વાસમાં લેઇ પોતે આરંભેલું કાર્ય આગળ ધપાવતા. તેથી તો આજે ચરોતર શું, ગુજરાત શું, ભારત દેશ શું કે પરદેશ શું: સર્વ સ્થળોએથી ચરોતરના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ નોકરીધંધામાં સુવ્યવસ્થિત થયે આ સેવાપરાયણ અને માનનીય અમીન સાહેબનો પત્રો દ્વારાયે વધુને વધુ સક્રિય પરિચય સાધી રહ્યા છે.

શ્રી. મોતીભાઈની કાર્યપદ્ધતિ પણ વિલક્ષણ જ છે. માનસશાસ્ત્રના તેઓ અભ્યાસી છે, અને ચતુર નજરે અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોની તુલના કરે છે. રજપુતોની આંધળાં કેસરીઆં કરવાની રીત કે ખતમ થતાં સુધી ઝઝુમવાની પદ્ધતિ તેમને માન્ય નથી. ખંડનમાં પરિણમતો કલહ તેમને અરુચિકર લાગે છે, પક્ષાપક્ષી તેમને પ્રિય નથી, ને ભાગલાથી તેઓ દૂર ભાગે છે. મનુષ્યસ્વભાવની નાડ પરખતા, શક્તિ પ્રમાણે જ કાર્ય ઉપાડતા તેઓ અનુકૂળ માર્ગ જ સ્વીકારે છે, ને શક્તિઓ વૃથા વેડફી ન નાખતાં તેમને વિશેષ કાર્યસાધક બનાવે છે. છતાં તેમનું ઉપાડેલું કાર્ય એટલું વિવિધ ને વિશાળ છે કે સામાન્ય મનુષ્ય તો આશ્ચર્ય જ પામે. તેઓ પોતે પણ કહે છે કે મારૂં આરંભેલું કાર્ય હું આ જન્મમાં તો નહિ, પણ બે જન્મમાંય ભાગ્યે જ પૂરૂં કરી શકું. સાઠીએ પહોંચ્યા છતાં તેમની બુદ્ધિ નાઠી નથી, ને કાળનાં કરવતે તેમને આ ઉંમરે પણ નિરુત્સાહી નથી કર્યા. વૃદ્ધનો અનુભવ અને તરુણનો ઉત્સાહ દાખવતા આ લોકસેવક પોતાના કાર્ય માટે ગમે ત્યારેય ગમે તેટલો શારીરિક શ્રમ ઉઠાવવા તૈયાર જ હોય છે.

રાત્રે સાડાનવ વાગ્યે એક વખત તેમના વતન વસોમાં

હું તેમના આમંત્રણને વશ થઈ મળવા ગયો. પણ અમીન સાહેબ તો ઘેર ન મળે! લગભગ કલાક-દોઢ કલાક પછી તેઓ પેટલાદના એક કાર્યકર્તા સાથે ઘેર પાછા ફર્યાઃ અને વાતચીત ઉપરથી ખબર પડી કે તેઓ બંને એટલી મોડી રાત્રે પણ હરિજનશાળા અને રાત્રિશાળા જોવા તથા એક જાહેરસભામાં હાજરી આપવા રોકાયા હતા. છતાં સવારમાં પાંચ વાગે તેઓ ફરવા જવા માટે તૈયારજ હતા! યુવકો જ્યારે ઉનાળાની ગુલાબી ઉંઘ સેવતા હોય છે, ત્યારે આ વૃદ્ધ કાર્યકર જુવાનને શરમાવે તેવા ઉત્સાહથી સેવાકાર્યમાં કે સ્વકાર્યમાં આગળ કૂચ કરે છે.

સને ૧૯૨૭ના વર્ષમાં રેલસંકટ વખતની શ્રી. મોતીભાઈની સેવાઓ તો અતિ નોંધપાત્ર ને પ્રશંસાપાત્ર છે. રેલથી મૂર્છિત બનેલી પેટલાદ તાલુકાની પ્રજાને આશ્વાસન દેવા ને સહાય આપવા વડોદરા સરકારની સંમતિથી પોતે પેટલાદ તાલુકાના રેલ-વહીવટદાર બની ગયા. ગામડે ગામડે બબ્બે ત્રણ ત્રણ વખત ફરી રેલથી થયેલું નુકશાન, લોકોની જરૂરિઆત ને રાહતના માર્ગો જાણી લીધા; અને યથાશકિત સંગીન અને ઝડપી કાર્ય કરી બતાવ્યું. રેલ સંકટના નિવારણમાં તેમણે વડોદરા રાજ્યનો, પ્રાંતિક સમિતિનો, ઇતર જાહેર સંસ્થાઓનો ને ધનાઢ્ય વ્યકિતઓનો સહકાર મેળવી પ્રજાને બને તેટલી રાહત અપાવી હતી. છતાં એ દિવસોમાં પણ તેઓ પોતાનાં પ્રિય પુસ્તકાલયોને કે હરિજનોની હાડમારીઓને વિસર્યા ન હતા. ઠક્કર બાપા જેવા સુવિખ્યાત આજીવન સેવકને પેટલાદ તાલુકાનાં ગામડાંમાં પોતે ફેરવ્યા, તેમને કુદરતે કરેલા કરેલા નુકશાનનો અને લોકોના સંકટનો ખ્યાલ આપ્યો, તથા 'સર્વન્ટ્સ ઓફ઼ ઇન્ડીઆ સોસાયટી'ની તેમની દ્વારા ઉત્તમમોતમ સક્રિય સહાનુભૂતિ મેળવી.

આમ બીનરાજકીય ક્ષેત્રોમાં સદા–તૈયાર સ્વયંસેવક સરખા આજે પણ શ્રી. મોતીભાઈ ઉત્સાહથી ઊભા છે.

અને નાનકડું તેમનું વસો સદાય તેમને મન વ્હાલું વતન જ રહ્યું છે. અધિકારી હતા ત્યારે પણ સત્તાવાર, અર્ધ–સત્તાવાર કે બીનસત્તાવાર જે કાંઇ સેવા વસોની થઈ શકે, તે કરવાનું તેઓ કદી ચૂકયા નથી. વસો આજે તેના આ પનોતા પુત્રને લીધે બાલમંદિર, સાર્વજનિક પુસ્તકાલય, બાળ પુસ્તકાલય મહીલાપુસ્તકાલય, સ્વતંત્ર ઇંગ્રેજી હાઇસ્કુલ, હુન્નરઉદ્યોગ ને કારીગરીના વર્ગોઃ આ અને આવી અનેક સગવડો ભોગવી રહ્યું છે. આજે નિવૃત્તિના સમયમાં પણ આજ સ્થળ શ્રી. અમીન સાહેબની કાર્યભૂમિ બન્યું છે. વસો તેમને લીધે આજે પણ વધુ વર્ચસ્ દાખવે છે, અને વિશિષ્ટ ગૌરવ અનુભવે છે. વસોના કેળવણીના પ્રયોગો, કારીગરવર્ગો, અને વ્યાયામમંદિરોઃ સૌ આ પ્રેરણામૂર્તિના પ્રયત્નોને લીધે જ પ્રગતિમાન લાગે છે.

જાહેર સંસ્થાઓમાં ધનસંચય થવા દેવો એ અનેક અનર્થોનું મૂળ છે, એવો મત મહાત્માજીની માફક શ્રી. મોતીભાઈ પણ ધરાવે છે. એકજ વ્યકિત પાસે જો સાર્વજનિક નાણાં પડી રહે તો તેનો દુરુપયોગ થવાનો સંભવ રહે છે, ને તેથી કરીને છેલ્લાં થોડાં વર્ષોથી આવાં નાણાંના હિસાબો છપાવીને જાહેરમાં મૂકવા માટે તેઓ એક વ્યવસ્થિત યોજનાને શ્રમભર્યા પ્રયત્નો વડે પણ વ્યાપક અને સર્વસ્વીકાર્ય બનાવતા રહ્યા છે.

શ્રી. મોતીભાઈ કેળવણીના પ્રશ્નોમાં વર્ષોથી રસ લેતા આવ્યા છે, અને એક કેળવણીકારને શોભે તેવી રીતે તેના કેટલાયે ફૂટ પ્રશ્નોનો પોતાની રીતે ઉકેલ શોધી લે છે. કેળવણીની તેમની કલ્પના ગાંધીજીના વિદ્યાપીઠના ચોકઠામાં બરાબર બંધ

બેસે તેમ નથી. કેળવણીનું ધ્યેય ધન કરતાં વધુ ઉચ્ચ, અને રાષ્ટ્ર કરતાં વધુ વ્યાપક હોવું જોઇએ, એ સર્વકાલીન સત્ય તેમને પણ માન્ય છે. કેળવણીને વધુ કાર્યસાધક બનાવવા જતાં જો તે મોંઘી થઇ પડે તે તેનો તેમને જરાયે વાંધો નથી. સમાજવાદ ને સામ્યવાદની મોહક ભાવનાઓ તેમને આ સંબંધી ભાગ્યેજ આકર્ષી શકે છે. આધુનિક કેળવણી ગમે તેટલી ખરાબ હોય પણ વધુ સારી કેળવણીના અભાવે તે લેવી આવશ્યક છે, હુન્નરઉદ્યોગ, સંગીત તથા વ્યાયામને શકય હોય તેટલી હદે માધ્યમિક કેળવણીની સંસ્થાઓમાં સ્થાન આપવું, સહ–કેળવણી એ કાંઇ અનિષ્ટ નથી, અસ્પૃશ્યતાના જ કારણે કોઈ મનુષ્ય ઉચ્ચ કેળવણીથી વંચિત રહેવો ન જોઇએ; આવાં કેટલાંયે દૃઢ મંતવ્યો આજે બેધડક તેઓ જાહેરમાં મૂકે છે. પણ સૌથી વધુ મહત્ત્વનો અને હાલ પણ ખૂબ ચર્ચાસ્પદ બનતો મુદ્દો તો વિદ્યાર્થીઓની શારીરિક શિક્ષાનો છે. નઠોર કે તોફાની, બેદરકાર ને રખડેલ વિદ્યાર્થીઓને પણ શારીરિક શિક્ષા તો ન જ કરવી, એવી તેમની દૃઢ માન્યતા છે; ને આ માન્યતાને તેઓ વર્ષોની કેળવણી–સંસ્થાઓમાં આગ્રહથી અમલમાં મૂકાવે છે. અતિ તોફાની કે રખડેલ વિદ્યાર્થીઓને માનસશાસ્ત્રની રીતે શિક્ષકે પ્રેમથી જીતવા, તેમનું મિત્રમંડળ જાણવું, તેમના ઘરના વાતાવરણથી પારચિત થવું, તેમનાં માબાપનો સહકાર મેળવવો; આ બધા ય તેમને સુધારવાના ઉપાયો છે. છતાંય જો તેવો વિદ્યાર્થી ના સુધરે તો તે વિદ્યાર્થીને શાળામાંથી છૂટો કરવો, પણ તેને શિક્ષા તો ન જ કરવી. આવા એકજ બાળક પાછળ શિક્ષકની ધીરજ અને બુદ્ધિ ખૂટી જાય ત્યાં સુધીના અંતિમ અખતરા કરવા તે જાહેર સંસ્થાઓને અતિ ખર્ચાળ થઈ પડે ને અન્ય

વિદ્યાર્થીઓને અહિતકર્તા થઈ પડે. છતાં યે શિક્ષક તે પણ મનુષ્ય છે, અને અનાયાસે મનુષ્યસહજ ત્રુટિઓને વશ થાય છે, એ સત્ય તેમની જાણ બહાર નથી. ક્વચિત્ ક્રોધના આવેશમાં તે સંયમ વિસરે ને નિર્બળતાને વશ થઈ વિદ્યાર્થીને શિક્ષા કરે એવા વિરલ પ્રસંગોને પણ શ્રી. મોતીભાઈ પોતે કલ્પી શકે છે. મને તેમનો પોતાનો જ અનુભવ જણાવતાં તેમણે કહ્યું કે ' આવા આવેશમાં કોઈ નિર્બળતાની અધન્ય પળે મેં મારા કુટુંબના બાળકને, ચિ. ભાણાભાઇને જ તમાચ મારી હતી; અને પછી મને ખૂબ પસ્તાવો થયો હતો. ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં પણ બાળક કે વિદ્યાર્થીને શિક્ષા ન કરવી તે સિદ્ધાંતનું પાલન કેટલું કઠિન છે તે તેમને સ્વાનુભવથી જ સમજાયું છે; અને છતાંય તેઓ આ સિદ્ધાંતને સર્વસ્વીકાર્ય બનાવવા ને પળાવવા પ્રબળ ઇચ્છા ધરાવે છે.

સરકારી નોકર તરીકે શ્રી. મોતીભાઈનું જીવન સ્ફટિક જેવું પારદર્શક અને શરદઋતુના આકાશ જેવું સ્વચ્છ હતું. તેમના વિષે ખટપટ, પક્ષાપક્ષી કે અંગત અપ્રમાણિક લાભને ક્યાંયે સ્થાન જ ન હોય; અને તેથી જ વડોદરા રાજ્યના ઊંચી પાયરીના અમલદારો, નાયબ-દીવાન ને દીવાન સાહેબ, અને ખુદ મહારાજા સાહેબ સુદ્ધાંના તેઓ પ્રીતિપાત્ર અને વિશ્વાસપાત્ર હતા. સાચી વાતની ફરીઆદ તેઓ ઠેઠ હજુર કાઉન્સિલના વરિષ્ઠ અધિકારીઓ સુધી પહોંચાડી શકતા; ને કેળવણીના ક્ષેત્રમાં રાજ્યની ખામીઓ પણ પ્રકાશમાં લાવતા. પ્રજાનું હિત સાધવામાં રાજ્યનાં શાસનોની આંટીઘુંટીથી ન ડરતાં સરળ માર્ગે કામ કરતા, ને મહારાજા સાહેબનો સ્તુત્ય ઉદ્દેશ પાર પાડતા. ઉદાહરણથી આ વક્તવ્યને હું જરા સ્પષ્ટ કરી લઉં ?

એક ગામડાની એ. વી. સ્કુલમાં એપ્રીલના પૂર્વાર્ધ સુધી પણ વાર્ષિક પરીક્ષા થઈ ન હતી. પાસેના શહેરની હાઇસ્કુલમાં નવા વર્ગો શરૂ થઈ ગયા હતા. એ. વી. સ્કુલના વિદ્યાર્થીઓનું હિત આમ રાજ્યના કેળવણી ખાતાની મંદગતિને લીધે સરકારી પરીક્ષકના અભાવે જોખમાતું હતું. પુસ્તકાલયના નિરીક્ષણ માટે આવેલા અમીન સાહેબથી આ કેમ સાંખ્યું જાય? તેઓ રીતસર જો લખાણ કરે તો ગમે તેટલી ઉતાવળ કરવા છતાં કેટલોયે વિલંબ થઈ જાય! વેકેશન ખાતે વતનમાં આવેલા ગામના જ એક પદવીધારી યુવકને--આ લેખકને--તેમણે આ ઇંગ્રેજી શાળાની ( એ. વી. સ્કુલની ) વાર્ષિક પરીક્ષા લેવા જણાવ્યું, ને કહ્યું કે, 'હું જાતે જ આ સંબંધી વિદ્યાધિકારી સાહેબ સાથે ગોઠવણ કરી લેઈશ, ને તમારી લીધેલી પરીક્ષાને કેળવણી ખાતાની સંમતિ અપાવીશ.' અને બધું થયું પણ તેમજ. સ્વાર્થ વિનાની સાચી વાત રજુ કરતાં શ્રી. અમીન મોટામાં મોટા અધિકારી આગળ પણ નીડર અને નિખાલસ બને છે.

આમ આખુંયે જીવન શ્રી. મોતીભાઇએ રાજસેવામાં અને લોકસેવામાં વ્યતીત કર્યું છે. શ્રમભર્યું ને સમાધાનપ્રિય જીવન ગાળી તેઓ રાજા અને પ્રજા ઉભયના માનીતા અને માનનીય બન્યા છે. નોકરી અને કુટુંબજીવનની અનેક વિટંબણાઓ વચ્ચે પણ તેમણે સેવાવ્રત ચાલુ રાખ્યું છે, ને ઉત્તમ પુસ્તકોને સતત સાન્નિધ્ય સેવતા મિત્રોનું સ્થાન આપ્યું છે. અસહકારના પ્રસંગે આ ચરોતરી પાટીદાર પાસેથી પાઘડી છીનવી લેઈ હંમેશાં તેમને ટોપી પહેરતા કર્યા છે; ને આ નવો પોષાક તેમના જેવા કટિબદ્ધ કાર્યકર્તાને અને સદાસજ્જ સ્વયંસેવકને અધિક શોભા

આપે છે. વૃદ્ધાવસ્થામાંયે તેથી તેમની કાર્યવેલી વધુ પાંગરી અને પ્રફુલ્લીને અધિક પરિમળ પ્રસરાવે છે.

નાનકડું ચરોતર, ને તેથી યે નાનું વસો ગામ તેમની માનીતી કર્મભૂમિ છે. કાર્યની મર્યાદા આંકીને તેઓ કેળવણી ને પુસ્તકાલયો ઉપરાંત ખેતીવાડી અને સહકારી મંડળીઓમાં પણ રસ લે છે. ગ્રામજીવનની વિવિધ જરૂરીઆતને પહોંચી વળવા તેઓ તનતોડ પ્રયત્ન કરે છે. ગામડાંની સામાજિક બદીઓ દૂર કરવાનો તેઓ બોધ આપે છે, પ્રેતભોજન અને ખર્ચાળ લગ્નપ્રસંગોને નિશ્ચયપૂર્વક નિંદે છે, કેળવણીને ઉત્તેજે છે, ખેતીવાડીનાં મહામૂલ્ય આંકે છે, વેઠને વખોડે છે, ને અમલદાર-શાહીને ઉવેખે છે. ગ્રામજનોનાં તન મન અને ધન સંબંધી સર્વદેશીય અભ્યુદય વાંછતા આ મૂગા કાર્યકર્તા અનુક્રમે ગામડાંનાં વ્યાયામમંદિરો અને ઔષધાલયો, તેમની કેળવણીસંસ્થાઓ અને પુસ્તકાલયો, તથા તેમની ધર્માદા સંસ્થાઓ અને સહકારી મંડળીઓ માટે અહર્નિશ જાગૃત રહેતા, ઉત્સાહી યુવક સમા આજે પણ સારાયે ચરોતરમાં વિચરવાની હોંશ ધરાવે છે. 'ગ્રામલક્ષ્મી'ના અશ્વિનની માફક તેમને હૈયે ગામડે ગામડે ગ્રામલક્ષ્મી પધરાવવાના કોડ છે. પ્રખર સેવાભાવના, ચોક્કસ વિચારસરણી ને અદમ્ય ઉત્સાહનો ત્રિવેણીસંગમ તેમને અગ્રગણ્ય લોકસેવકની લાયકાત આપે છે; અને ચરોતર તેથી ખરેખરૂં—ભાષાશાસ્ત્રના કોવિદો ગમે તે કહે—ચારુતર બને છે. મહી અને વાત્રક નદી વચ્ચેનો આ પ્રદેશ જેમ તેના સંતસાધુઓથી ઊજળો છે, અને તેના સંસ્કારવાંછુ સજ્જનોથી સોહામણો છે, તેમજ તેના પ્રગતિપ્રિય કાર્યકર્તાઓથી તે કીર્તિવંતો છે.

રાજસેવક અને લોકસેવક બનતા અમીન સાહેબના

સ્વભાવનાં સંવાદી તત્ત્વોની વારંવાર તે શી સ્તુતિ કરવી? રાષ્ટ્રીય જાગૃતિના આ જમાનામાં રાજસેવકો જોતજોતાંમાં લોકોમાં અપ્રિય થઈ પડે છે; ને પ્રજાના સેવકો ક્ષણવારમાં જ સરકારની આંખમાં કણાની માફક ખૂંચે છે. આવા વિસંવાદના યુગમાં શ્રી. મોતીભાઈ રાજમાન્ય ને લોકમાન્ય થયા; અને શ્રી. મહારાજા સાહેબના કૃપાપાત્ર થવા છતાં ચરોતરી પ્રજાના અગ્રગણ્ય સેવક બન્યા, એ કાંઈ ઓછું શોભાસ્પદ નથી. ત્યારે '**नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता**' (રાજા અને પ્રજા ઉભયના હિતસાધક કાર્યકર્તાઓ તો બહુ વિરલ હોય છે) એ પંક્તિનું સ્હેજે આપણને સ્મરણ થાય છે.

છતાં અંતમાં, બે અરુચિકર બોલ પણ લખવા પડે છે. ગુજરાતમાં વ્યવસ્થિત રીતે લોકહિત સાધતી જે કોઈ થોડી સંસ્થાઓ છે, તેમાંથી કોઈ પણ સંસ્થા શ્રી. મોતીભાઈ જેવા અનુભવી લોકસેવક ને કાબેલ કેળવણીકારને અપનાવી લેવા, ને તેમની શકિતઓને લોકહિત માટે વધુ વ્યાપક બનાવવા શું તૈયાર નથી? પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ આખું જીવન ન્યોછાવર કરનાર આ કાર્યકર્તાની શકિતઓનો સમગ્ર ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે કેમ લાભ નથી લેવાતો? કે ગુજરાત તેના સાચા સેવક તરફ નગુણાપણું દાખવે છે? વિશેષમાં, કેળવણી, છાત્રાલય, ગ્રામોદ્ધાર વગેરે કેટલાંયે ક્ષેત્રોમાં અમીન સાહેબનો કીમતી ને અનુભવપૂર્ણ સાથ મેળવી શકાય. કે પછી અમુક પક્ષ, પંથ, કે સંપ્રદાયની મ્હોર ન મળવાના કારણે આ લોકસેવકની શકિતઓનો ઉત્કૃષ્ટ ઉપયોગ નથી થવાનો? ગુજરાત હજુયે જો ચેતે ને શ્રી. અમીનને કોઈ રુચિકર સાર્વજનિક સેવાકાર્ય સોંપે, તો તેને ઘણો લાભ થાય તેમ છે. જીવનભર લોકમાનસને

પરખનાર અને જનતાની જરૂરીઆતો પિછાણનાર આ કાર્યકર્તાની શક્તિઓ શું મર્યાદિત પ્રદેશમાં જ પૂરાઈ રહેશે?

અને અમીન સાહેબને ય શું કહેવું? નવોઢા જેટલી શરમ સેવતા તેઓ સાઠ સાઠ વર્ષે પણ—જીવનની સંધ્યાના સમયે પણ—સંકોચ અને શરમ તજતા નથી; અને પેટલાદના, ચરોતરના, કે વડોદરા રાજ્યના સીમાડાઓ વટાવી સમગ્ર ગુજરાતની નજરે ચઢતા નથી. આટલી ઉંમરે હવે વતનવ્હાલની સાંકડી મર્યાદાઓને શિથિલ કરી સારા યે ગુજરાતને તેઓ તેમના અનુભવોનો અને જ્ઞાનનો લાભ શાને ન આપે? કે પછી શ્રી. મોતીભાઈનું લાક્ષણિક માનસ જ આવી વિશાળ અને વ્યાપક સેવાઓને તથા જાહેર નેતાગીરીને અનુકૂળ નથી? ગમે તેમ હોય, પણ આજ સુધી તેમણે જે કાંઈ સંગીન સેવા કરી છે, તેટલાથી યે તેઓ આપણા બહુમાનના અને પ્રશંસાના અધિકારી બને છે.

આ રીતે વિવિધ પ્રદેશમાં સેવાની જ્યોત જ્વલંત રાખવા છતાં શ્રી. મોતીભાઈ મુખ્યત્વે તો કેળવણીકાર જ છે, એમ આજે તેમના નિવૃત્તિકાળના જાહેર કાર્ય ઉપરથી જણાઈ આવે છે. 'શિક્ષણસંસ્થાઓ—ભાગ ૧લો.' ની તેમણે લખેલી પ્રસ્તાવના પણ પુરવાર કરે છે કે કેળવણીનું કાર્ય તેમને અતિ પ્રિય છે. કેળવણી તે તેમનું હૃદય છે, પુસ્તકાલયપ્રવૃત્તિ તે તેમના સમગ્ર વ્યક્તિત્વમાં વ્યાપી રહેલો પ્રાણ છે, અને ઇતર પ્રવૃત્તિઓ તે તેમની ત્વચા સમાન છે. આવા અનુભવી કેળવણીકાર અને સમર્થ ગ્રંથપાલ 'સાહિત્યને ઓવારેથી' નિરખનારની નજરમાં ન આવે તે બને જ કેમ?

આ રીતે તેમણે દેવી માનસીની જ સેવા કરી છે. સરસ્વતી કાંઈ પ્રત્યક્ષ કે પ્રગટ આરાધનાથી જ પ્રસન્ન થાય છે તેમ નથી, પહેલાં કહ્યું છે તેમ શ્રી. મોતીભાઈ જેવા સરસ્વતીમંદિરનાં પગથીઆં

ઉપર ઊભા રહેનાર મૂગા દ્વારરક્ષક પણ અન્ય કોઈ જેટલી જ ગુપ્ત રીતે કીમતી સેવા કરે છે. દ્વારપાળ તરીકે પણ તેમણે એકનિષ્ઠાથી જ પોતાનું કાર્ય બજાવ્યું છે. આંગ્લકવિ મિલ્ટન તો કહે છે કે, પોતાના કર્તવ્યની રાહ જોતા ઉભા રહેનાર નોકર પણ માલીકની જ સેવા બજાવે છે. ('They also serve who only stand and wait') તો પછી અમીન સાહેબ જેવા ચકોર ને કાર્યપરાયણ દ્વારપાળ શાને સરસ્વતીના સેવક ન ગણાય? શિક્ષણના મધ્યબિંદુમાં તેમની પુસ્તકાલયસેવા પણ અંતર્ગત થઈ જાય છે, અને એ મધ્યબિંદુમાંથી જ ત્રિજ્યા સમી તેમની જાહેર પ્રવૃત્તિઓ ઉદ્‌ભવી છે. આમ ભાવનાએ અને કાર્યે, વિચારથી અને વાણીથી, શ્રી. મોતીભાઈ મુખ્યત્વે તો સરસ્વતીના જ સેવક છે, અને તેને જ આરાધવા મથે છે. તો પછી, સાહિત્યનાં ઊંડાં જળમાં ભલે તે વિહરતા ન હોય, પણ તેના સામા કિનારા ઉપર ઊભા રહીને સૌ સાહિત્યપ્રિય સજ્જનોનું અને સરસ્વતીભક્તોનું તેઓ બશક ધ્યાન ખેંચી રહ્યા છે.

અંતમાં, અમીન સાહેબની સેવાઓ સમગ્ર ગુજરાતમાં વિસ્તરે અને પ્રજાનો સર્વદેશીય અભ્યુદય સાધવામાં કીમતી ફાળો આપે એમ આપણે ઇચ્છીએ. શ્રુતિએ પાઠવેલા 'શરદઃ શતં' આયુષ્યના આશીર્વાદ ભોગવતા અને સુંદર સ્વાસ્થ્ય માણતા તેઓ આપણી વચ્ચે દીર્ઘકાળ સેવાપરાયણ અને કર્તવ્યપ્રવૃત્ત રહે, તે જ તેમના અપરાધી બનેલા આ લેખકની નમ્ર વિભુવિનંતિ છે. ચિરાયુ રહો ચરોતરના આ માનનીય મોતીભાઈ સાહેબ, ને અમર રહો તેમની જ્વલંત સેવાભાવનાઓ. પુનઃ ઉચ્ચારીએ કે સમગ્ર ગુજરાત તેમનો લાભ લે, અને તેમની સેવાથી એક પગથીઉં ઊંચે ચઢે!*

---

* મોતીભાઈ અમીનના દુઃખદ અવસાનની અત્ર સખેદ નોંધ લેવામાં આવે છે.—કર્તા (બીજી આવૃત્તિ)

# નરસિંહ મહેતો: આદિ ભક્તકવિ

જૂનાગઢની સાહિત્યસેવા, મેં નર્મદજયંતીના પ્રસંગે કહ્યું
છે તેમ, વિવિધ અને વિશાળ છે. સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ
નહિ, તો લોકપરંપરાની રીતિએ ગુર્જરસાહિત્યના આદ્ય કવિ
તરીકેની કીર્તિ ભોગવનાર આપણા નરસિંહ મહેતાએ ગુર્જર
કાવ્યસ્રોત વહેતો કર્યો, ત્યાર પછી તો જૂનાગઢમાં શ્રીધર, મનહર
સ્વામી અને રણછોડજી દીવાને યથાશક્તિ ગુજરાતી સાહિત્યના
વિકાસમાં ફાળો આપ્યો છે. તે ઉપરાંત હાલના લેખકો, કવિઓ
ને પંડિતો તરફ નજર નાખીએ તો શ્રી ગિરિજાશંકર આચાર્ય,
લલિતજી, મોતીશંકર ઘોડા, જયસુખરાય જોશીપુરા, હરિરાય
બુચ, ઉછરંગરાય ઓઝા, અને નટવરલાલ વૈષ્ણવ જેવા અનેક
નાના મોટા સાહિત્યભક્તો માટે જૂનાગઢ જ જશ ખાટી જાય
તેમ છે. પણ આટલું તો ગુર્જર સાહિત્ય પરત્વે જ; સંસ્કૃત
અને અન્ય ભાષાઓના સાહિત્યને કે વિદ્વત્તાને વેગ આપવા
માટે અહીંના સરસ્વતીપુત્રોની સેવાનાં મૂલ્ય તો ભવિષ્ય ઉપર જ
હું મુલતવી રાખું છું.

ઇતિહાસની ખાણ સમું પુરાતન જૂનાગઢ અનેક ઉદય
અસ્તનું સાક્ષી છે. આ ઐતિહાસિક નગરીના સ્થળે અનેકવિધ
જંગ ખેલ્યા છે, કૈં કૈં રાજકીય ઉથલપાથલો જોઈ છે, અને
કૈં કૈં ધાર્મિક વિપર્યયો નિહાળ્યા છે. પણ જો જૂનાગઢ આજેય
આખા ભારતવર્ષમાં જાણીતું હોય તો મુખ્યત્વે ત્રણ કારણે.
પ્રથમ તો તેના જુગજૂના, પ્રકૃતિ–સોહામણા ગરવા ગિરનારને
લીધે; બીજું, તેની સતી સાધ્વી વીર રજપુત રમણી રાણકદેવીને
લીધે; ત્રીજું, તેના ભક્તશિરોમણિ વૈષ્ણવ નરસૈયાને લીધે.

આજે આપણે એ નરસૈયાની જયંતી ઉજવવા એકઠા થયા છીએ. જન્મે તેટલા બધાયની કાંઈ જયંતી ઉજવાતી નથી. જયશાળી હોય તેની જયંતી ઉજવાય. એ જય તે શસ્ત્રોનો નહિ, પણ શાસ્ત્રોનો; પશુબળનો નહિ, પણ આત્મબળનો. શ્રાદ્ધ જેમ કુટુંબનો—કુલનો પ્રસંગ છે, તેમ જયંતી એ સમગ્ર પ્રજાનો ઉત્સવ છે. એવા આત્મબળથી સંસારીઓને જીતનાર એ ભક્તિ-ધન નરવીર નરસિંહની આ કારણે આપણે જયંતી ઉજવવા એકઠા થયા છીએ. સદીઓ ગઈ, તોયે કાળને કાંઠડે અમર નામ મૂકી ગયેલા આ ભક્તજનને તેથી જ આજે આપણે સંભારીએ છીએ.

અને નરસિંહનું સ્થૂલ જીવન તો ઘણાને જાણીતું છે. રખડતો અને દરકાર વગરનો એ દિયેર ભાભીના મ્હેણાથી શિવપૂજક બને છે, રાસદ્રષ્ટા થાય છે, અને દીવેટીઓ કહેવડાવે છે. પછી તો કપાળમાં તિલક, પગમાં ઘૂઘરા, કંઠે તુલસીની માળા અને કરમાં કરતાળ સાથે કીર્તન કરતો, ક્વચિત્ થેઇ થેઈ નાચ કરતો, ક્વચિત્ રાસ ખેલતો, એ નરસૈયો પોતાનું પુરુષપણું ભૂલી ભગવાનને ગોપીભાવે ભજે છે, કૈં કૈં અકલ્પ્ય વિહારો માણે છે, ને અકથ્ય આનંદ અનુભવે છે. તેમ કરતાં તે નાતીલાઓનો તિરસ્કાર ભોગવે છે, અને જડ સંસારીઓના અસહ્ય ઉપહાસ ખમે છે. પણ નરસિંહ તેની ધૂન અને તેના દીનાનાથ ગોપીવલ્લભને કેમ તજે? તે તો તેના હૃદ્ગત ભાવોને શબ્દદેહ આપે છે, કવિ થાય છે, અને મસ્ત ગોપી બની અમર-વાણીનો વારસો પાછળ મૂકતો જાય છે. જુવાનીનો જુસ્સો શમતાં તે સૂક્ષ્મ સ્નેહ તરફ વળે છે, ‘વાચ કાચ્છ’ ના સંયમ વડે સાચો વૈષ્ણવ બને છે, અને સમગ્ર જગત્ સાથે એકતા અનુભવે છે.

જીવનમાં તે અનેક પ્રસંગોએ દીન બની દીનાનાથને યાચે છે, અને તેની સ્હાયનો અધિકારી બને છે. શામળશાનો વિવાહ, શ્રાદ્ધ, હુંડી, મામેરૂં, હારમાળા: આ બધાય તેના જીવનના ધન્ય પ્રસંગો મનાયા. તેથી કાળબળે દૈવી બનેલા પ્રસંગો વડે લોકોની દંતકથાએ નરસૈયાને દેવ જેવો બનાવ્યો છે, અને ભક્તજનોના પૂજ્યભાવે તેને અલૌકિક માન્યો છે.

મહેતાનો યૌવનમસ્ત સ્થૂલ પ્રેમ આપણને ચાતુરી ષોડશી, ચાતુરી છત્રીસી, શૃંગારમાળા, ગોવિંદગમન અને સુરતસંગ્રામ નામે કૃતિઓ આપે છે. તેની સંયમયુક્ત, સૂક્ષ્મ સ્નેહથી રંગાયેલી ઉત્તરાવસ્થાની ભક્તિ શામળશાનો વિવાહ, હુંડી તથા અસંખ્ય પદો વગેરેનો પાછળ વારસો મૂકી જાય છે. તેના જીવનના પ્રસંગોને નિરખવાથી તેણે કવેલા ભાવોના કેટલાયે કૂટ પ્રશ્નો આપણને આપોઆપ ઉકલી જાય છે. આ ભક્તજન તેની સરળ, પ્રવાહી ને ભાવપૂર્ણ ભાષામાં તેના મનોરથો વ્યક્ત કરે છે. તેની વાણી મીરાં જેટલી સંગીતમય નથી, દયારામ જેટલી લલિત નથી; અખા જેટલી દુર્બોધ નથી; પણ તેમાં ભક્તિની નૈસર્ગિક ભરતી અને ઊર્મિના ઉછાળા છે, તથા ક્વચિત્ તેમાં તત્ત્વજ્ઞનું ગૂઢ ચિન્તન પણ છે.

હિંદી અને મરાઠી સાહિત્યના તુલસીદાસ, બિહારીદાસ અને નામદેવ જેવા ભક્ત કવિઓની હારમાં ઉભો રહે તેવો આ નરસૈયો તેના જીવનકાળ પછી હિંદભરમાં મશહૂર થયો છે. ગુજરાતના રાજકીય રીતે અસ્થિર અને અશાંત વાતાવરણમાં જન્મેલો હોઇને તે ભક્તિ તરફ વળ્યો, ભજન ગાતાં ગાતાં ક્રાન્તદર્શી કવિ થયો, અને અજાણતાં માનીતો સરસ્વતીપુત્ર બન્યો.

ત્યારે ભાગવત અથવા પાંચરાત્ર સંપ્રદાયે ભક્તિપ્રવાહ અવિચ્છિન્ન રાખ્યો હતો; અને તે જયદેવ ને નરસૈંયો જેવા ગોવિંદનાં ગીત ગાનારાથી જાણીતો થયો હતો. એ ભક્તિનો પ્રવાહ અને તેની રાસલીલાના અંશો મહાભારતના હરિવંશમાં, ભાગવતના દશમસ્કંધમાં અને અન્ય પુરાણોમાં પણ મળી આવે છે. છતાં નરસિંહની ભક્તિને આજે ગ્રહણ લાગ્યું છે. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીએ ગુજરાતના તેજસ્વી વાણીવ્યક્ત ભક્તિસંપ્રદાયનો જશ નરસિંહ મહેતાને આપ્યો. પણ પછી તો તેને નકારનાર પણ પ્રિન્સિપાલ આનંદશંકર ધ્રુવ અને શ્રી. મુનશી જેવા મળી આવ્યા છે. કોઈ તેની ઉપર ચૈતન્ય દ્વારા વૃંદાવનીય ભક્તિની અસર જુએ છે, તો કોઈ તેને વલ્લભસંપ્રદાયની છાયામાં બેસાડે છે. પણ ઉતાવળાં ને એકતરફી અનુમાનો શાને કરવાં ? આજે તો 'ગુજરાતી' સાપ્તાહિકે, શ્રી. બધેકાએ, શ્રી. મુનશીએ અને અન્ય લેખકોએ નરસૈંયાની સ્થિતિ વધારે દુર્ગમ અને કફોડી કરી નાખી છે. સંગીન સંશોધનાત્મક અભ્યાસ જ આ બધાનો ઉકેલ લાવી શકે તેમ છે.

જૂનાગઢમાં નહિ રહેનાર વિવેચકોએ નરસિંહના જીવનને તથા સાહિત્યને સમરાંગણ બનાવી સાઠમારી શરૂ કરી દીધી છે, છતાં આપણે જૂનાગઢમાં રહીને પણ નરસિંહ મહેતા વિષે પ્રમાણભૂત કાંઈ ઉચ્ચારી ના શકીએ તે આપણી કેવળ લાચારી જ છે. પણ નરસિંહ વિષેના કૂટ પ્રશ્નો ઉપર આવું ત્યાર પહેલાં તેના જીવનના અદ્‌ભુત પ્રસંગો વિષે સ્હેજ કહી લેઉં. એ ચમત્કારોનો સ્વ. હ. દા. કાંટાવાળા 'મેસ્મેરિઝમ' વડે ખુલાસો કરતા; ભાવિક ભક્તજન શ્રદ્ધાપૂર્વક કૃષ્ણના આશ્રયે તેમને તદ્દન વાસ્તવિક માને; વિવેચક તેમાં અર્થવાદની અતિશયોક્તિ જુએ;

અને તત્ત્વજ્ઞ તેમાં મહારૂપક નિરખે. શ્રી. નરસિંહરાવભાઈ કહે છે તેમ સંજયને મળેલાં દિવ્ય ચક્ષુનો આ દીનભકતે પોતાના કાવ્યોમાં એકરાર કર્યો છે; અને તેના ચમત્કારયુક્ત જીવનપ્રસંગોને આ સરસ રીતિએ આપણે ઘટાવી શકીએ છીએ.

ગુજરાતી કાવ્યસાહિત્યના 'ચોસર' મનાતા આ ભક્તકવિ વિષે શું કહેવું અને કેટલું કહેવું? તેની સમભાવ દૃષ્ટિ, સ્વમાનશીલ સ્વભાવ, અપરિગ્રહ વ્રત, તેની નિઃસીમ નીડરતા અને ધાર્મિક નમ્રતાઃ આ બધાએ તેના જીવનને સવિશેષ ધન્ય કર્યું છે. તેણે નાગરોની જ્ઞાતિ ખોઈ, સંસારીઓનું જડ જગત ગુમાવી, કાલાંત સુધી વૈષ્ણવોના જગતની એક નાત બનાવી; અને દિવ્ય ધામનાં દર્શન અનુભવતાં તેણે જગતઘેલાંની જડતાનું પ્રબળ ભક્તિ વડે પ્રાયશ્ચિત્ત કર્યું.

ગુજરાતી સાહિત્યમાં નરસૈયાએ અનેક કવિઓને તથા ભકતોને પ્રેર્યા છે, કે ઉપકારવશ કર્યા છે; જેમકે વિશ્વનાથ જાનીને, પ્રેમાનંદ ને દયારામને, દલપતરામ અને નર્મદને, મનસુખરામભાઇને, અને છેલ્લામાં છેલ્લા શ્રી. નાનાલાલ, ખબરદાર, લલિતજી અને ગાંધીજીને. શ્રી. મુનશીના શબ્દોમાં નરસિંહ મહેતા અનંત ઓચ્છવ કરતા ગુજરાતી સાહિત્ય અને જીવનને માટે સદીઓની પ્રેરણા અને મઘમઘતી સંસ્કારસૌરભ મૂકતા જાય છે. તેણે જીવનને ધન્ય કર્યું; ને અન્યનાં–વિરોધીઓનાંયે સુદ્ધાંનાં જીવન તે ધન્ય બનાવતો ગયો. જીવતાં તેની કદર ના થઈ. બધાએ વિભૂતિવંતાઓને એમ જ થયું છે ને? અને તેથી જ તે આજે આપણી અનેકગણી પૂજા અને પ્રશંસાનું પાત્ર બન્યો છે.

ઐતિહાસિક દૃષ્ટિની ઉણપે નરસિંહ મહેતાને વધુ ગૂઢ બનાવ્યો છે. ભાષા અને દસ્તાવેજોના સાધનથી, ગુર્જર સાહિત્યની

નિસરણીથી, ઇતિહાસ–શિલાલેખોના ઝબક–દીવાથી કે પરપ્રાંતના વાઙ્મયની જાળીથી આજે બધા નરસૈયાને પકડવા મથે છે; છતાં અજબ જાદુગર જેવો એ નરસૈયો હજુ અદીઠ જેવો ઉભો છે. એકી સાથે બધાં જ સાધનોથી બરાબર પેરવી થાય તો જ કદાચ તે સંપૂર્ણ નજરે પડે. ત્યાં સુધી એ દશ્ય અદશ્ય જણાશે, પાસે અને દૂર લાગશે. આ સામટી સામગ્રીના અભાવે તેના વિષે કૈં કૈં અપૂર્ણ, એકતરફી કે ઉતાવળાં અનુમાનો થતાં જાય છે; અને તેથી તો વિવિધ પ્રયત્નો પણ મનોવાંછિત ફળ નથી આપતા.

આજકાલ ખૂબ ચર્ચાએલા અને તેથી જટિલ બનેલા, નરસિંહ વિષે નીચેના અગીઆર પ્રશ્નો તારવી શકાય તેમ છેઃ—

(૧) નરસિંહ મહેતાનો જીવનકાળ કયો? જન્મ અને મરણનાં ચોક્કસ વર્ષ કયાં?

(૨) ત્યારે રાજકર્તા કોણ હતો? મંડળિક હોય તો કયો? ત્રીજો કે પાંચમો?

(૩) એ મંડળિક શૈવ હતો કે વૈષ્ણવ? ત્યારે જૂનાગઢમાં, સોમનાથ પાટણમાં, સોરઠમાં અને સમગ્ર કાઠિયાવાડમાં મુખ્યત્વે કયો પંથ પ્રબળ હતો? શૈવ ધર્મ કે વૈષ્ણવ?

(૪) હારમાળાનો પ્રસંગ ઐતિહાસિક ખરો કે કેમ? સંવત ૧૭૦૦ પહેલાં તે પ્રસંગનો ક્યાંયે ઉલ્લેખ મળે છે?

(૫) હારમાળા કોણે રચી? નરસિંહે, પ્રેમાનંદે કે અન્ય કોઈએ?

(૬) નરસિંહ મહેતા તળાજાથી જૂનાગઢમાં ક્યારે અને અને કયા સંયોગોમાં આવ્યા?

(૭) નરસિંહ મહેતા જૂનાગઢમાં ક્યાં રહેતા? હાલનો ચોરો જો તેમનું નિવાસસ્થાન હોય તો તે ભાગમાં અસલ નાગરવાડો હતો એમ લેખથી કે ઇતિહાસથી સિદ્ધ થાય છે કે કેમ?

(૮) નરસિંહ મહેતાના વખતમાં ગુજરાતી ભાષા કયા સ્વરૂપે પ્રચલિત હતી? નરસિંહે કયા સ્વરૂપમાં તેનાં મૂળ કાવ્યો લખ્યાં? તેની કૃતિઓની જૂનામાં જૂની પ્રત કયા વર્ષની મળી આવે છે? તેમાં ભાષા કયા સ્વરૂપે છે?

(૯) નરસિંહ મહેતાના સ્વજનોનાં અને પૂર્વજોનાં સાચાં નામ શાં? પર્વત મહેતા સાથે તેમને શો સંબંધ? શા આધારે?

(૧૦) નરસિંહની ભક્તિજ્વાળા સ્વયંભૂ પ્રકટી કે અન્ય કોઈ સંપ્રદાયની અસરથી જન્મી? એ અસર હોય તો કોની? પ્રાચીન પાંચરાત્ર સંપ્રદાયની, ચૈતન્યની કે વલ્લભાચાર્યની?

(૧૧) નરસિંહે પ્રસન્ન કરેલા ગોપનાથ મહાદેવ ક્યાં આવ્યા? અને તેના પુત્ર શામળશાનું સાસરૂં વડનગર ક્યાં આવ્યું?

આ બધા પ્રશ્નોનો અંતિમ ઉકેલ થાય નહિ ત્યાં સુધી સાહિત્યના ભક્તોએ સંતોષ ના માનવો જોઇએ. વિશેષે, જૂનાગઢમાં રહેતા તેના સ્વજનો, નાતીલાઓ, ભક્તો, પ્રશંસકો, અને વિદ્વાન વિવેચકો ત્યાં સુધી ઋણમુક્ત નથી થતા.

પ્રો. બ. ક. ઠાકોર તેમની તીખી ભાષામાં જણાવે છે કે નરસિંહ મહેતાની હયાતી સાબીત કરવા હજુ પણ સંતોષકારક ખાત્રીવાળો પુરાવો નથી મળતો. શ્રીયુત મુનશીએ નરસિંહ મહેતાનું લોકપરંપરાથી ચાલ્યું આવતું ઈ. સ. ૧૪૧૪નું જન્મવર્ષ પોણોસો વર્ષ પાછું હઠાવવા અભ્યાસપૂર્ણ દલીલો કરી છે; પણ તેમાંની ઘણી નકારાત્મક, ખંડનાત્મક, ઉતાવળી, એકતરફી

કે ચાલાકીભરી છે. સમર્થ ધારાશાસ્ત્રી તરીકે શ્રી. મુનશી પણ જાણે છે કે નરસિંહ મહેતાને મોડો ઠરાવવા, કે સદીઓથી માન્ય રખાયેલા હારમાળાના પ્રસંગને નકારવા માટે સંગીન ખાત્રીલાયક પુરાવો રજુ કરવાનો જે બોજો તેમને શિર છે, તે કેવળ પ્રતિપક્ષીઓની દલીલોને તોડવાથી ઉતરી જતો નથી. "ગુજરાતી" સામાહિકના પક્ષકારોની દલીલોમાં અને સૈકાંઓથી ચાલતી આવેલી દંતકથાઓમાંયે કેટલાક તથ્યાંશો છે; પણ સંપૂર્ણ સત્ય તો એક્કેયમાં નહિં. કેવળ પક્ષાપક્ષી કે વાદાવાદીથી કાંઈ ખરૂં સત્ય ના જડે. પક્ષાપક્ષી હોય ત્યાં સત્યરૂપી પરમેશ્વર ના જ મળે એમ નરસૈયો પોતે પણ ભાખે છે.

અંતમાં, ઉપહાસ કરતી સમગ્ર નાતને ન્યાલ કરી જતો, ગુજરાતી કાવ્યસ્રોતને સમર્થ રીતે વહેતો મૂકતો તથા લોકસમુદાયની મશ્કરી સાંખી તેને ઉદ્ધારનો પંથ દાખવતો આ વૈષ્ણવજન જગતના જડવાદને અને દંભને હઠાવે છે; દેહનાં બંધનથી પર થઈ પરબ્રહ્મનાં દર્શન પામે છે, અને પાછળ અનુપમ ભકિતનો પમરાટ પ્રસરાવતો જાય છે. નમ્ર નમન હો એ રાસદ્રષ્ટા ભક્તકવિ વૈષ્ણવ નરસૈયાને, અને ધન્ય હો તેનાથી પુનિત થયેલી જૂનાગઢની આ ભારતપ્રસિદ્ધ ભૂમિને.*

---

* તા. ૧૬-૧૨-૩૪ના રોજ જૂનાગઢમાં બહાઉદ્દીન કૉલેજની સાહિત્યસભા તરફથી ઉજવાયેલી નરસિંહ મહેતાની જયંતીના પ્રસંગે અપાયેલું ભાષણ.—કર્તા

# નરસૈયો: સાહિત્ય અને સંશોધનની નજરે

અશોકથી વિખ્યાત બનેલા અને ઇ. સ. પૂ. ૩૧૯ થી શરૂ થયેલા મૌર્ય વંશથી જ આપણને ભારતના તેમજ ગુજરાતના ઇતિહાસના મંદ પ્રકાશનાં સ્પષ્ટ દર્શન થાય છે. ત્યાર પહેલાંનો ઇતિહાસ દંતકથા, પુરાણ–વાર્તાઓ અને અજ્ઞાનરૂપી અંધકારથી જ ઢંકાયેલો છે. આવા ભારતીય ઇતિહાસનેય પડકાર દેતી પ્રાચીનતા ધરાવતું જૂનાગઢ વિવિધ નામે અને રૂપે સૈકાંઓ થયાં ગગનસ્પર્શી ગિરનારની ગોદ સેવતું આજે પણ હયાત છે, અને તેનું ઐતિહાસિક ગૌરવ અખંડિત સાચવી રહ્યું છે. આ જૂનાગઢની ઐતિહાસિક ભૂમિમાં સાધુઓ અને સંતો, કવિઓ અને વિદ્વાનો, રાજમંત્રીઓ અને મુત્સદ્દીઓ થઈ ગયા; આપણો નરસૈયો પણ ભક્ત કવિ તરીકે આજ સ્થાનને પાવન કરી અમરતા અર્પતો ગયો છે.

ગુજરાતનો છેલ્લો સ્વતંત્ર રાજા તે કરણઘેલો થઈ ગયો. ઇ. સ. ૧૩૦૪માં તેના પતન સાથે ગુજરાતમાં કૈં કૈં ઉથલપાથલો આવી. ત્યારથી આવા રાજકીય વિપર્યયોએ થોડાં સૈકાંઓ સુધી ગુજરાતના સામાજિક ને સાંસ્કારિક જીવનને કોઈ જૂદી જ વિચાર–સરણીએ આવરી લીધું. તેના સૈનિકવર્ગ સરખા રજ-પૂતોમાંયે પરાક્રમના ઓટ આવ્યા. ગુજરાત–કાઠિયાવાડ નાની નાની જ્ઞાતિઓ ને નાનાં નાનાં રાજ્યોથી અનેકધા વહેંચાઈ ગયું. રાજકીય સત્તા ને દુન્યવી જાહોજલાલીની મહત્ત્વાકાંક્ષાઓ રાજકીય વિપર્યય થતાં ઓસરી ગઈ; અને વ્યક્તિગત સંપત્તિ તથા ભારતવર્ષની લાક્ષણિક આધ્યાત્મિકતા એજ ગુજરાત-વાસીઓના હૃદયમાં ઘર કરી બેઠી. તેથી કરીને ખેડુતો અને

વેપારીઓ, બ્રાહ્મણો અને ક્ષત્રિયો પોતપોતાની આજીવિકાનો ધંધો સંભાળી સંતોષ માનતા થયા. આમ ક્ષાત્રતેજ ક્ષીણ થતાં સૌરાષ્ટ્ર પણ વીરભૂમિ મટી વૈશ્યભૂમિ બન્યો. રણક્ષેત્રોનું સ્થાન મંદિરો અને ચોતરાઓએ લેવું શરૂ કર્યું, તલવારો ને ભાલાઓની વતી મૃદંગ, મંજીરા ને ભાલા દેખાયાં; અને સમરભૂમિની વિજય-હાકનું સ્થાન ઈશ્વરની નમ્રભાવે ઉપાસના દાખવતાં ભજનની સૂરાવટે લીધું. ધાર્મિક વલણ એ એક જ લોકજીવનનુ પ્રેરક અને શાંતિદાયક તત્ત્વ મનાયું.

પ્રાચીન ક્રાન્તદર્શી ઋષિઓએ પ્રકૃતિ અને માનવજીવનની સુંદર સમીક્ષા કરતાં કરતાં વેદોની ઋચાઓ સરજી; ગુજરાતના સંતો અને ધર્મવીરોએ પણ તેવી રીતે આત્મૈક્ય મેળવતાં ગુજરાતી કાવ્યસ્રોતને વહેતો મૂક્યો છે. આ સ્થિતિમાં ધાર્મિકતા અને કવિતા વચ્ચે ગાઢ સહીપણાં બંધાયાં.

નરસૈયો થઈ ગયો, ત્યારે ઉપરના સંયોગોજ પ્રવર્તતા હતા. સામાન્ય જનતા જ્યારે ધર્મ અને ધન તરફ, દેવ અને દુકાન તરફ જ ધ્યાન આપતી હતી, ત્યારે આ ભક્તજને સંસ્કાર-બળે ને પ્રભુકૃપાએ દુનિયાની મહત્તાને ઉવેખતો આત્મકલ્યાણનો માર્ગ સ્વીકાર્યો. જગતની જંજાળો ને પોલી કીર્તિ તેને આકર્ષી શકી નહિ. રાજસત્તા કે ધર્મસત્તા પણ તેને ડરાવી શકી નહિ. સંસારનાં પાખંડને તુચ્છકારતો, વિચાર અને આચારની એકતા સાધતો, હૈયે તે જ હોઠેથી વ્યક્ત કરતો આ વૈષ્ણવ અનેકનો તિરસ્કાર વ્હોરે છે, અને જ્ઞાતિજનોના ઉપહાસ ઝીલે છે. તેનું સમગ્ર જીવન એવી તો ઉજ્જ્વળ ને પાવન ભાવનાઓથી રંગાઈ ગયું કે તેણે આખાયે માનવકુળને કુટુંબવત્ કલ્પ્યું. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર વચ્ચેનાં, સવર્ણો અને અંત્યજો વચ્ચેનાં

અમાપ અંતર તેણે વિશ્વ–ઐક્યની ભાવનાથી ઓળંગી દીધાં. માનવ અને માનવના તથા પુરુષ અને સ્ત્રીના સર્વ ભેદ તેના લોકોત્તર આત્માને દૂર થયેલા લાગ્યા. અંતરની આવી પ્રબળ ઊર્મિઓને તેણે વાચા અર્પી અને સ્વયંભૂ ભાવોને તેણે શબ્દદેહ દીધા. આમ ધર્મમાંથી ઉદ્‌ભવતા કાવ્યસ્રોતને વેગભરી રીતે વહેવરાવીને તેને સર્વની દૃષ્ટિમર્યાદામાં લાવવાનું નરસૈયો નિમિત્ત બન્યો. ત્યારથી સૈકાંઓ સુધી આપણું ગુર્જર કાવ્ય-સાહિત્ય ધાર્મિકતાને જ પારણે ઝૂલતું મોટું થયું છે.

નરસૈયાએ પદો, ભજનો અને પ્રભાતીયાં રચ્યાં છે એટલું જ નહિ, પણ સુરતસંગ્રામ, સામળદાસનો વિવાહ, ને સુદામા-ચરિત્ર જેવાં પરલક્ષી આખ્યાનો પણ સર્જ્યાં છે. આટલા પ્રાચીન સમયથી આપણાં આત્મલક્ષી અને પરલક્ષી કાવ્યોનો પ્રારંભ થઈ ચૂક્યો છે. નરસિંહ મહેતાને મન કાવ્ય એ કાંઈ ફુરસદની પળે પ્રાપ્ત થતું આનંદનું સાધન ન્હોતું. કવિતા તે તેને મન ન હતી વાણીનો વિલાસ કે શબ્દનાં જાદુ. જે પ્રોજ્જ્વળ અને પાવન ભાવનાઓ તેણે વર્ષો સુધી હૃદયમાં સિંચી અને સાચવી, તે જ ભાવનાઓ અંતે શબ્દદેહે પ્રકટ થઈ.

તેના જીવન તથા કવનની વધુ પ્રમાણભૂત વિગતો પ્રાપ્ત કરવાના પ્રયત્નો બહુ આશાસ્પદ તો નથી જ લાગતા. તળ જૂનાગઢમાંય જ્યારે તે માટેનાં સ્વલ્પ સાધનો પણ સુલભ નથી, ત્યારે જૂનાગઢ બહારના જાણીતા વિવેચકો નરસૈયા ઉપર પ્રકાશ નાખવાની હરિફાઈ માંડી રહ્યા છે. તેથી આપણે આપણા પ્રયત્નોની પરિસીમા અને સંશોધનની શક્યતા આજે વિવિધ દૃષ્ટિએ વિચારી જોઈએ.

(૧) **ભાષા:** નરસિંહ મહેતાના સમયમાં કઈ ભાષા પ્રચલિત હતી? ભાષાશાસ્ત્રીઓ તો ભાખે છે કે પંદરમા શતકની ભાષા વર્તમાન ગુજરાતીથી ભિન્ન હતી, અને તે જૂની ગુજરાતીને નામે ઓળખાતી; વિશેષમાં આ મતને આધારે આપણે માનવું પડે છે કે નરસિંહ મહેતાનાં કાવ્યો બહુ લોકપ્રિય નિવડવાથી લોકોની સ્મૃતિમાં સચવાઈ રહ્યાં, અને તેથી અંતરે અંતરે તે કાવ્યોની ભાષા આધુનિક સ્વરૂપ પામતી ગઈ. હાલની બંને બાજુઓ તપાસવા જૂનાગઢ કે કાઠિયાવાડના બીજા કોઇ સ્થળેથી જો અન્ય કોઈ પુસ્તકો કે લેખો પંદરમા સૈકાનાં મળી આવે તો આ બાબત વિષે વધુ ચોક્કસ અનુમાન થઈ શકે; કારણ કે શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીના મત પ્રમાણે તો કાઠિઆવાડની ૧૫ મી સદીની ભાષા તે ગુજરાતમાં ૧૮મી સદીના આરંભમાં જોવામાં આવે છે.

(૨) **સાહિત્યકૃતિઓ:** નરસિંહ મહેતાના સમકાલીન કવિઓ કે તેના પછી એક કે બે સૈકાં મોડા થઈ ગયેલા કવિઓ કે લેખકો નરસિંહ મહેતાનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે ખરા? જૂનાગઢના શ્રીધર કે સોમનાથ પાટણના કેશવરામ નરસિંહ મહેતા વિષે મૌન સેવે તો તે અનેક રીતે ઘટાવી શકાય. નરસૈયાનો સ્પષ્ટ ઉલ્લેખ આપણને નાકરના સમયથી નિઃશંક મળી આવે છે. વળી, ગુજરાતી સાહિત્યની કૃતિઓ ઉપરાંત સંસ્કૃત કે હિંદીમાં લખાયલા ગ્રંથોમાં નરસિંહ મહેતા વિષે જે કાંઈ સ્પષ્ટ ઉલ્લેખ મળી આવે તેને બરાબર શોધીને શંકારહિત પુરાવાના સ્વરૂપે રજુ કરવો જોઈએ.

(૩) **શિલાલેખો અને દસ્તાવેજો:** નરસિંહ મહેતા વિષે શિલાલેખો કે દસ્તાવેજો જો કાંઇ અંગુલનિર્દેશ કરી શકતા

હોય તો તે વધુ ચોક્કસ પુરાવો થઈ પડે. જૂનાગઢમાં ઉપરકોટના સં. ૧૫૦૭નાં મંડલિક વિષેના શિલાલેખમાં નરસિંહ મહેતાનો ઉલ્લેખ નથી–હોવા સંભવ નથી–પણ તેમાં સંસ્કૃતની વચ્ચે ભાષા પરત્વે અસંદિગ્ધ પુરાવો આપતી કેટલીક જૂની ગુજરાતીની ખંડિત પંક્તિઓ છે. વિશેષમાં, શ્રી. રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકરે 'મુનશી વિરૂદ્ધ મહેતા'ના પુસ્તકમાં ઉનાની નજીક નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઈના સીમંતનો ચોક્કસ ઉલ્લેખ કરતો એક શિલાલેખ છે તેમ જણાવી તેની એક વાચનગમ્ય લીટી પણ ટાંકી બતાવી છે. સાહિત્યરસિક જનતાને અને વિદ્વાન વિવેચકોને ચોક્કસ પ્રતીતિ કરાવવા તેઓ જો આ શિલાલેખનો ફોટો જાહેરમાં રજુ કરે તો તેથી નરસિંહ મહેતાના કાળનિર્ણયમાં કેટલી સુગમતા થાય? તેઓશ્રી આ પ્રમાણે ફોટાનેજ જાહેરમાં મૂકી અનેક શંકાઓને નિર્મૂળ કરે તેમ મારી નમ્ર વિનંતિ છે.* આ ઉપરાંત જો કોઈ પ્રાચીન દસ્તાવેજ મળી આવે તો કાંઈ નહિ તો છેવટે ભાષાવિષયક પુરાવો તો સચોટ રીતે પ્રાપ્ત થાય. સં. ૧૪૫૯ નો શ્રી. કેશવરામ શાસ્ત્રીએ છપાવેલો દસ્તાવેજ મારા ધ્યાન બહાર તો નથી જ.

**(૪) ઉર્દુ સાહિત્ય અને મસ્જીદો, મકબરા વગેરે:** 'મિરાતે સિકંદરી' કે 'મિરાતે મુસ્તફાબાદ'માં નરસિંહ મહેતા વિષે કોઈ પ્રમાણભૂત ઉલ્લેખ નથી મળી આવતો. પણ અન્ય કોઈ ઉર્દુ ગ્રંથોમાં કે મસ્જીદ, મકબરા વગેરેના શિલાલેખમાં જો

---

*ઇ સ. ૧૯૩૮ના નાતાલના તહેવારોમાં ઉના જઈને પ્રસ્તુત શિલાલેખ જાતે જોતાં મને શ્રી. રેવાશંકર પુરોહિતનું આ કથન અસત્ય જણાયું છે, એમ દીલગીરી સાથે મારે જણાવવું પડે છે.–કર્તા (બીજી આવૃત્તિ)

કોઈ ઉલ્લેખ, ભાષાનો કે નરસિંહ મહેતાનો મળી આવે તો ઘણી કીમતી મદદ મળે.

**(૫) મંદિરો અને રાજ્ય દફતર:** અહીંઆં સ્વામી-નારાયણનાં, વૈષ્ણવોનાં તથા જૈનોનાં પણ પ્રખ્યાત ધાર્મિક ધામો છે. આ બધા ધર્મ કે પંથનાં મંદિરોના પુસ્તકભંડારમાંથી આ વિષે કાંઈ સામગ્રી મળી આવે તેવો સંભવ ખરો. આ પુસ્તક-ભંડારો જો સુલભ થાય અને તેમનું બારીક અવલોકન થાય; તો તે પ્રયાસ છેક નિષ્ફળ તો ન જ જાય. અલબત, આવા પ્રયત્નો છેક સાદા ને સરળ નથી, પણ શ્રમભર્યાં અને કાળક્ષેપ કરાવ-નારા નિવડે તેમ છે. રાજ્યનાં દફતરો, કહેવાય છે કે, સં. ૧૯૨૦ પછીથી જ સંગ્રહ રૂપે સુલભ થાય તેમ છે. 'વોકર સંધિ' પહેલાંનાં દફતરો જો મળી આવે તોજ આપણા પ્રસ્તુત પ્રશ્નને ઉપયોગી નિવડી શકે.

**(૬) સ્થળનિર્દેશક (*Topographical*) પુરાવા:** શ્રી. નરસિંહ મહેતાનો ચોરો, નાગરવાડાનું રણછોડજીનું મંદિર અને દામોદરકુંડ ઉપરનું વૈષ્ણવ મંદિર બહુ પ્રાચીન સ્થળો લેખાય છે. શિલાલેખ નહિ, તો છેવટે મકાનોની બાંધણી, કોતરકામની નકશી અને સમગ્ર ઈમારતકલા તથા તેની આજુ-બાજુનાં સ્થળોની પ્રાચીનતા ઉપરથીયે જો જાહેર બાંધ-કામના વિશારદો કોઈ સવિશેષ સત્યો તારવી શકે તો તે પ્રયત્નો મહામૂલ્યવાન્ થઈ પડે. પણ પ્રથમ તો પ્રશ્ન એ છે કે આ બધાં સ્થળો તેવા વિશારદોના ખાસ પ્રયત્નોને પાત્ર છે કે કેમ ?

આ વિવિધ પુરાવા મેળવવા તે કાંઈ એક બે વ્યક્તિથી ના બની શકે. ગયા વર્ષે જ પુનરુજ્જીવન પામેલી અહીંની

પુરાતત્ત્વ સંસદ ( Archeological Society ) જો ધારે તો આ દિશામાં ઘણું કીમતી કાર્ય કરી શકે. આશા છે કે આ મહેચ્છા વ્હેલી મોડી પણ વણમ્હોરી તો નહિજ રહે.

ટુંકમાં, નરસૈયાએ લોકૈપણા, પુત્રૈપણા ને વિત્તૈપણાથી પર થઈ ઉપનિષદે ગાયેલી વિશ્વબંધુત્વની ભાવના કેળવી અને પરમાત્મા સાથેની એકતા અનુભવી. પહેલાં કહ્યું છે એમ પ્રાચીનતા પરત્વે તો ઇતિહાસવિદોને અને સંશોધકોનેય પડકાર દે તેવું આ પુરાતન શહેર છે. પોતાના પગતળેની ભૂમિમાં થઇ ગયેલા ભક્તકવિ અને સંતશિરોમણિ સાચા વૈષ્ણવ નરસૈયાનાં વર્ચસ્ અને જીવનસામગ્રીને વધુ પ્રકાશમાં લાવવાના જો કોઈ જૂનાગઢી પ્રયત્ન કરશે તો તે જૂનાગઢને તેથી વધુ જાણીતું કરશે, અને ગુજરાતી સાહિત્યની વધુ સેવા બજાવશે. આ નમ્ર અને વિનયી ભક્તજનના જીવન ઉપર જામી ગયેલા અંધકારનાં પડ ક્યારે દૂર થશે? ‘ કાળ અમાપ છે,’ અને ‘ વસુંધરા બહુરત્ના છે.’ તો આ વંધ્ય લાગતી આશા કોઈક દિવસે ય ફળવંતી થશે ને? આજે તો ગુજરાતી કાવ્યસાહિત્યના આ આદ્ય ભક્તકવિને આપણે માનભરી અંજલિ અર્પીને જ કૃતકૃત્ય થઈએ.*

---

* બહાઉદ્દીન કોલેજની ગુજરાતી સાહિત્ય સભા તરફથી તા. ૪–૧૨–૩૫ ના રોજ પ્રિન્સિપાલ ઝુહુરૂદ્દીન અહમદના પ્રમુખપદે ઉજવાયેલી નરસિંહ મહેતાની જયંતીપ્રસંગે આ ભાષણમાંના કેટલાક મુદ્દાઓ વાંચવામાં આવ્યા હતા.–કર્તા

# વર્તમાન ગુજરાતને કવિ નર્મદનો વારસો

"હરિકૃપાથી મમ લેખચિત્રથી, જીવતો છઉં દમથી;
વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી."

× × ×

"કુદરત વાડી સારી ઘણી, તન ગાડી બે ઘોડા તણી;
કવિતા લાડી નર્મદરાજ, ખરી મોજ તે કરતો આજ.
કોઈ હોયે હાલે મસ્ત, કોઈ હોયે મા'લે મસ્ત.
કોઈ હોયે ઇશ્કે મસ્ત, સુખીયો નર્મદ ખ્યાલે મસ્ત."

કુદરતનીયે માનીતી હોય તેવી આ સોરઠની ભૂમિ એટલે વીરતાભર્યો ઇતિહાસ અને પ્રેરણાવંતુ સાહિત્ય. ઘૂઘવતાં મોજાંવાળા મહેરામણને બાજુએ મૂકીએ તો કહેવું પડે કે વનસ્પતિ—સોહામણા ગિરનારે અનેક વીરોને ઇતિહાસને પાને મહિમાવંતા કર્યા છે એટલુંજ નહિ, પણ હરિષેણ, માઘ, ગજેન્દ્ર બુચ અને કવિ નાનાલાલ જેવાને પ્રેરણાદાન દીધાં છે. ગિરનારની ગોદમાં નરસિંહ મહેતાથી પુનિત બનેલું જૂનાગઢ એક વખત સાહિત્યનું મુખ્ય ધામ હતું. અહિંથી ત્યારે કાવ્યપ્રવાહો નિકળતા અને સમૃદ્ધ વિદ્વત્તા વહેતી. નર્મદ શતાબ્દીના આ પ્રસંગે જૂનાગઢ સાહિત્યક્ષેત્રમાં કાંઈ પ્રથમ પગલાંજ નથી પાડતું. જૂનાગઢનો સાહિત્યફાળો તેને ગારવભર્યા વખાણને પાત્ર બનાવે તેવો છે, એમ ગુર્જર સાહિત્યનો ઇતિહાસ આજે ય સાખ પૂરે છે. પણ આજે તે આપણો વિષય નથી; અન્ય કોઈ પ્રસંગે સોરઠનું આ પાટનગર પોતાનાં સાહિત્ય મૂલ્ય આંકે એમ તેની સાહિત્યરસિક જનતા જરૂર ઇચ્છે.

આજે તો આપણે નર્મદશતાબ્દી ઉત્સવના પ્રસંગે આ મહાપુરુષનાં યથોચિત યશોગાન ગાવા એકઠા થયા છીએ, ત્યારે

તે માટે વિવેચકની કડક ન્યાયવૃત્તિ કરતાં પ્રશંસકની ગુણગ્રાહક દષ્ટિ વધુ જરૂરની છે. તેથીજ તેની ઉધાર બાજુ ઉવેખીને આ યુગપુરુષે ગુજરાતને આપેલા વારસાનો જ સ્હેજ વિચાર કરી હું સંતોષ માનીશ.

ગૃહસ્થો, આભનાં જળ ખોબામાં સમાય તો આ ઝળહળતા નર્મદનાં તેજ થોડી મિનિટના નાનકડા ભાષણમાં ઝીલાય. આતો એક ગગનવિહારી પુરુષને સ્પર્શવાનો વ્હેંતીયાનો ક્ષુદ્ર પ્રયત્ન છે.

કવિ નર્મદનો જન્મ ઇ. સ. ૧૮૩૩માં, એટલે ઇસવી ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં. પણ આ યુગદષ્ટાની સર્વ શક્તિઓ પાંગરી ને પ્રફુલી તો તે સૈકાના ઉત્તરાર્ધમાં. પૂર્વાર્ધમાં ત્યારે ભારતવર્ષમાં પ્રાચીનતાનાં તેજ ઓસરતાં હતાં, ને પાશ્ચાત્ય સંસ્કૃતિ કીડીના વેગે તેની મોહક પગલીઓ પાડતી હતી. ઈંગ્રેજી રાજ્ય સ્થપાયું તેટલું સ્થિર થતું હતું, ને જીતીને જમાવટ કરતું હતું. ત્યારે લોર્ડ વિલિયમ બેન્ટિકનો સુધારો ભારત પ્રજાને નવાં જાદુ આંજતો હતો. જૂની માન્યતાઓ ને પ્રાચીન પ્રણાલિકાઓ પદભ્રષ્ટ થઈને પશ્ચિમના રંગવાળી નવી રાજ્યપદ્ધતિઓ અને નવા વિચારોને માર્ગ આપતી હતી. અંગ્રેજોની રાજ્યપદ્ધતિ ત્યારે શાંતિ ને સ્થિરતાના હેતુએ અનુકરણીય ને આદરપાત્ર ગણાતી. જનસમાજ તેનાં સૈકા—જૂનાં અનિષ્ઠોથી પીડાઈ વધુ ને વધુ નિર્માલ્ય બનતો હતો. સાહિત્યના આકાશમાં ત્યારે માત્ર દયારામ એકલો જ સર્વને આકર્ષતો ઝળહળતો હતો. ધર્મના પ્રદેશમાં વલ્લભ ને સ્વામીનારાયણના સંપ્રદાયો પોતાની આણ વર્તાવવા ભગીરથ પ્રયત્નો કરતા હતા. કવિ નર્મદના જન્મ વખતે ગુજરાતની આ સ્થિતિ હતી.

આ સંક્રાન્તિકાળે નવયુગની ઉષા ફૂટતી હતી ત્યારે ગુજરાતે જે મહાન્ પુરુષોને જન્મ આપ્યો છે, તેમની જાહેર સેવાઓએ ગુજરાતના સર્વદેશીય ઘડતરમાં કીમતી ફાળો આપ્યો છે. કવિ દલપતરામ, ભોળાનાથ સારાભાઈ, વ્રજલાલ શાસ્ત્રી, મહીપતરામ રૂપરામ, દાદાભાઈ નવરોજજી, સ્વામી દયાનંદ અને કવિ નર્મદાશંકર: ઇ. સ. ૧૮૨૦થી '૩૩ સુધીનાં તેર વર્ષના ગાળામાં જન્મેલા આ સપ્તકે ભવિષ્યમાં ધર્મ, સમાજ, સાહિત્ય અને રાજકારણની ચારે દિશા ઉજાળી. ઉંઘતી, સત્ત્વહીન અને આત્મભાન ભૂલેલી પ્રજાને વિવિધ પ્રકારે તેની મોહનિદ્રામાંથી તેણે જગાડી, અને ગુજરાતને ગૌરવવંતું કીધું. ત્યારે ગામડાંમાં ગામઠી નિશાળોએ જૂજ કેળવણી મળતી, ને પાઠશાળાઓમાં પૂરાયલી સંસ્કૃત ભાષા તો બ્રાહ્મણોનોજ ઇજારો મનાતી. આર્ય-સંસ્કૃતિ તે વખતે ઇસ્લામ ને ઉર્દુથી થોડી રંગાયેલી હતી; પણ પાશ્ચાત્ય ધર્મ કે ઈંગ્રેજીથી તો નિર્લિપ્ત જ. ત્યારે ખેડુતનો છોકરો ગામઠી નિશાળે માંડમાંડ લખતાં વાંચતાં શિખતો ને ખોડા અક્ષરની સહી કરી જાણતો; તથા વણિકપુત્ર નામુંઠામું શિખી દુકાને વળગતો. તો પછી રજપૂત, ધારાળા ને અન્ય પછાત કોમોની કેળવણી કે અક્ષર જ્ઞાનનું તો પૂછવું જ શું? ઇંગ્રેજી વિદ્યા તો ત્યારે માત્ર કલ્પનાનોજ વિષય હતી. નર્મદ પોતે મુંબઈમાંજ ઉછર્યો અને કેળવાયો હતો; પણ મુંબઇ કાંઈ સમગ્ર ગુજરાત ન્હોતું. આગગાડી, તાર, મિલો, સરકારી નિશાળો, કોલેજો, યુનિવર્સિટી, છાપાં, માસિકો, લોકસંસ્થાઓ, મ્યુનિસીપાલીટીઓ, ધારાસભાઓ ને પુસ્તકાલયો: આ બધાં હજુ ગુજરાતમાં આવવાનાં હતાં.

અને નર્મદ એટલે કોણ? ભગીરથ પ્રયત્ન, અણનમ ટેક અને અખૂટ ઉત્સાહના સંગ્રહસ્થાન સમો નવજુવાન નર્મદ

જોતજોતાંમાં તો ભાષણો આપતો ને સભાઓ ગજવતો થઇ ગયો. પ્રારંભમાં ધીરા ભગતનાં પદોએ તેના કાવ્યસંસ્કારને સ્ફુરાવ્યા. ત્રણ વર્ષના સંગીન અને સતત અભ્યાસ પછી પચ્ચીસમે વર્ષે સરસ્વતીનો પ્રસાદ વાંછતો નર્મદ કલમને ખોળે બેઠો, ને તેણે જીંદગીભરનો ભેખ લીધો. સમાજસુધારામાં ને સાહિત્યક્ષેત્રમાં આવા નિષ્કામ ભેખ આજે પણ કેટલા વિરલ છે ? ગરીબાઈની સામે યુદ્ધ ખેલતો, લોકસંઘને વિસ્મય પમાડતો, કાયરોને ત્રાડ દેતો, અને દંભીઓને પડકાર કરતો આ નરવીર ટુંક સમયમાં જ આખા ગુજરાતમાં જાણીતો થયો. તેણે ગુર્જર-કાવ્યના પ્રવાહ પલટાવ્યા, મૂઢ સમાજને જાગ્રત કર્યો, ને વિકૃત થતાં સંપ્રદાયોની સાન ઠેકાણે આણી.

મહેરામણની જેમ આ મહાપુરુષની મહત્ત્વાકાંક્ષાને યે મર્યાદાઓ ન્હોતી. તેને વ્હેમોના અભેદ્ય દુર્ગો તોડવા હતા. બાળલગ્ન જેવી અનિષ્ટ રૂઢિઓને જમીનદોસ્ત કરવી હતી; તથા સાહિત્યને વિશાળ અને વિવિધ બનાવવું હતું. આમ જનતાની સર્વદેશીય પ્રગતિ સાધી સમસ્ત ગુજરાતને ગરવી અને મહિમાવંતી બનાવવાની તે મહેચ્છા સેવતો હતો.

ગુર્જર સાહિત્યને કવિ નર્મદે સંપ્રદાયનાં સાંકડાં બંધનોમાંથી મુક્ત કરી તેનો ધોધમાર પ્રવાહ વહેવરાવ્યો. તેને મન સાહિત્ય એક લોકકલ્યાણનું સાહિત્ય જ—સાધન જ—હતું. નર્મદજીવન એટલે પ્રજાના વિવિધ પ્રશ્નોનું મંથન. સમકાલીન દલપતરામની માફક આપણો નર્મદ પણ કેવળ સાહિત્યસ્રષ્ટા જ નહિ, પણ સંદેશવાહક હતો. તેની પ્રેરક અને વ્યાપક આર્ષદૃષ્ટિ સંસ્કૃત, ગુજરાતી, ઇંગ્રેજી ને હિંદી સાહિત્ય ઉપર ફરી વળી; અને સંસ્કૃતિઓનાં સંધિકાળે સરસ્વતીના આ લાડીલા ભક્તે તેનાં

વિરાટ પગલાંથી પ્રાચીન તથા અર્વાચીન, બંનેને માપવાના પ્રયત્ન કર્યા. તેણે 'રસપ્રવેશ', 'અલંકારપ્રવેશ', અને 'પિંગળપ્રવેશ' આપ્યા, વ્યાકરણો રચ્યાં, નાટકો આલેખ્યાં, રસિકોને રુચે તેવું ઋતુવર્ણન, પ્રેમાનંદની ઢબનું 'રુક્મિણીહરણ', શામળની શૈલીવાળી 'જીવરાજ' ને 'વીરસિંહ' જેવી યુગપલટો દર્શાવતી વાર્તાઓ, ધીરાના જેવાં પદ અને દયારામના જેવી ગરબીઓ આપી. ગદ્ય પણ કાવ્ય હોઈ શકે એવું તેનું હિંમત અને ડહાપણભર્યું વચન ગુજરાતી સાહિત્યમાં હવે આટલા વર્ષે આજે સ્વીકારાયું છે. કુદરતમાં શાંતિ શોધતા આ કવિએ પ્રકૃતિસૌંદર્ય ઉપર કાવ્યો રચવાની પહેલ કરી, મહાકાવ્ય લખવાની તીવ્ર અભિલાષા સેવી, અને મહાકાવ્યને ઉચિત વીરવૃત્તની કલ્પના કરી. સમાજની જેમ સાહિત્યના પણ તેને રંગ પલટાવવા હતા. તેના આત્મવર્ચસના જોરદાર ફુવારાએ તેના કાવ્યપ્રદેશને એટલો તો સિંચી નાખ્યો કે તેનું આત્મલક્ષિત્વ સર્વત્ર ઉછાળા મારતું હતું. વેગવંતી મસ્ત શૈલી વડે તેણે કાવ્યના અખૂટ ભંડાર ભર્યા; તથા સરળ ને પ્રસંગોચિત પ્રૌઢ શૈલીએ ગુજરાતના ગદ્યસ્વામીની કીર્તિ મેળવી. તેના નિબંધો, ભાષણો અને લેખો; કાળમાહાત્મ્ય ગાતો ને ઇતિહાસના બોધપાઠ સારવતો તેનો 'રાજ્યરંગ'; નિષ્કામ વિચાર-પરિવર્તનના પડઘા પાડતો તેનો 'ધર્મવિચાર'; રામાયણ, મહાભારત અને 'ઇલિયડના' તેણે આપેલા સાર; તેનાં કવિચરિત્ર' તથા 'કથા-કોષ'; કેળવણી, સુધારો, સંપ, હુન્નરઉદ્યોગ અને સમાજની ત્રુટિઓ ઉપરના તેના ઉદ્દગારોઃ આ બધાં આજે પણ તેની સાહિત્યસેવા ઉપર આપણી પાસે પ્રશંસાનાં પુષ્પો વેરાવે છે. અને તેનો કીર્તિકલશ સરખો, તેનાં અખૂટ ધૈર્ય, નિઃસીમ ઉદ્યોગ અને ગહન ભાષાજ્ઞાનથી લખાયેલો, ને આશ્રયવિહોણી તથા

કદરહીન સ્થિતિમાં છપાયેલો એ 'નર્મકોપ'. ગરવી ગુજરાતને અર્પણ થએલો આ કોપ આજે પણ તેનો અનુપમ સ્મારક ગ્રંથ છે!

સમાજસુધારામાં પણ સર્વત્ર વિરાટ પગલે વિચરનાર આ સંસ્કારસ્વામીએ શું નથી કર્યું? વિધવાવિવાહ, સ્ત્રીકેળવણી, હુન્નરઉદ્યોગ, કુળમોટપ, જ્ઞાતિદૂપણો અને બીજાં સંખ્યાબંધ અનિષ્ટોની સામે નર્મદે તેની કલમ વડે કેવા સચોટ પ્રહાર કર્યા છે? અનેક સંપ્રદાયોનાં રહસ્ય સમજતા નર્મદે તેનાં પથ્ય અને અપથ્ય તત્ત્વો યુગદૃષ્ટાની એક વેધક નજરે જ નિહાળી લીધાં. માટીમાંથી મર્દ સરજવાનાં, કાયરને કેસરી કરવાનાં, અત્યાચારીઓને ઉખેડવાનાં ને દંભીઓને ડારવાનાં આ ધીર વીર નર્મદે આકરાં વ્રત લીધાં હતાં. નર્મદ તે રક્ષક નહિ પણ છેદક હતો; સંધિદૂત નહિ, પણ સેનાની હતો. તે માત્ર મંત્રદ્રષ્ટા જ ન્હોતો, પણ શસ્ત્રોનો ને શાસ્ત્રોનોયે જાણકાર હતો. પેટે પાટા બાંધી પૈંઆ ઉપર રહીને પણ જીવનભર સંગ્રામ ખેલનાર આ સેનાનીનાં સ્વપ્નો તેના સમયમાં કેટલાં સફળ થયાં? આજે પણ હજુ તે પાંગરે ને પ્રફુલ્લે છે, ફળવંતાં તો નથી જ થયાં. રાજકારણ પરત્વે તેણે આલેખેલાં બ્રિટિશ રાજ્યતંત્ર અને રાજ્યઅમલનાં વિશિષ્ટ લક્ષણો આજે પણ ભવિષ્યવાણી સમાં લાગે છે. દેશપ્રેમ અને દેશોન્નતિ તેની સર્વગ્રાહી નજરમાંથી કેમ મુક્ત રહે?

ટૂંકમાં, ગુજરાતની ઉન્નતિ અર્થે ભાષાભિમાન સતેજ કરવામાં, સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં, સમાજને સામર્થ્ય આપવામાં આ સબળ સેનાનીએ તેની સર્વ શક્તિઓ ખર્ચી નાખી; અને તેથીજ તેને આજે પણ આપણે સંભારીએ છીએ.

નર્મદ એક વ્યક્તિ ન હતો, પણ વિશાળ સંસ્થાથી યે વધારે હતો. સંસ્થાઓ ને મંડળો હજુ આજે પણ નથી સાધી શક્યાં, તે તેણે એકલી જાતે, એકલા હાથે, ગરીબાઈ સામે પટા ખેલતાં ખેલતાં, ને જનસમાજના પ્રહારો ઝીલતાં ઝીલતાં કરી બતાવ્યું છે. આજે પણ આપણી ભાષામાં વિદ્વત્તાપૂર્ણ કોષ કે પ્રમાણભૂત વ્યાકરણ ક્યાં છે? સુવિખ્યાત મહાકાવ્ય કે તેને ઉચિત ઈંગ્રેજી 'બ્લૅન્ક વર્સ'ને મળતું કોઈ વૃત્ત આજે પણ ગુજરાતી સાહિત્યમાં દેખાય છે ખરાં? 'દાંડિયા'ના જેવા મર્મવેધક પ્રહારો દેતાં સામયિકો કે અગાધ વિદ્વત્તાના પમરાટવાળા લેખોમાં આજે પણ આપણા સાહિત્યે કેટલી પ્રગતિ કરી છે? ઠામઠામ નર્મદની સાહિત્યપ્રવૃત્તિમાં જ અર્વાચીન સાહિત્યના અંશો નજરે પડે છે. વર્તમાન સમાજ પણ હજુ નર્મદને ચીલે જ ચાલે છે. તેણે પાડેલી પગવાટો હજુ આજે પણ ધોરી રાજમાર્ગો નથી બની. સુધારાના આ હિમાયતીએ ઇસ્વી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જે કવ્યું અને કર્યું તે આજે આપણે વીસમી સદીનાં આટલાં વર્ષો પછીયે સંપૂર્ણ સાધી શક્યા છીએ ખરા? સ્ત્રીકેળવણી, બાળલગ્ન, વિધવાવિવાહ, ભૂતપ્રેતના વ્હેમ, પ્રેતભોજન, જ્ઞાતિબંધન, પરદેશગમન, અને કુળવાનશાહી: આ બધાંમાં આજે પણ નર્મદના સમય કરતાં આપણે કેટલા આગળ વધ્યા છીએ તે વિચારવા જેવું છે. સુધારો તે નર્મદને મન રાજકીય સુધારો જ ન્હોતો. "પ્રજાનાં તન, મન, અને ધનમાં વ્યવસ્થાપૂર્વક જે વધારો કરવો" તે જ તેને મન સાચો સુધારો હતો. ધર્માચાર્યોમાં મૂળ નાંખી બેઠેલાં ઘોર અનિષ્ટોના નિકંદનમાં નર્મદનું પ્રિય આ ગુજરાત તેનાથી કેટલું આગળ વધ્યું છે? આ બધું વિચારીએ તો કબૂલ કરવું પડે કે નર્મદયુગના આ

સૌ પ્રજાપ્રશ્નો જ્યાંસુધી સફળ રીતે ઉકેલાયા નથી, ત્યાંસુધી નર્મદયુગ હજુ આથમ્યો નથી. નર્મદ એ સમસ્ત ગુજરાતને હાકલ મારતો મહાપુરુષ હતો. દલપતરામ પણ તેટલા વિરાટ તો નહિ જ. તેનાં આદર્શો આજે પણ કેટલાંયે અધુરાં છે, ને ગુજરાત 'बाणोच्छिष्टं जगत् सर्वम् !' એ પ્રમાણે નર્મદના ઉચ્છિષ્ટ પ્રદેશોનેજ ખેડી રહ્યું છે. સંક્ષેપમાં નર્મદનો ભવ્ય વારસો વર્તમાન ગુજરાતને સ્વીકારવો પડે તેવો મોંઘો અને મૂલ્યવાન છે.

નર્મદ તે યુગપ્રતિમા હતો, યુગનો વિરાટ પુરુષ હતો; સમયબળોનો તે કેવળ પરપોટો નહિ, પણ ધોધમાર પ્રવાહ હતો. દલપતરામ પ્રજા ઉપર મેઘની જેમ મંદ અને શીતળ જળ સિંચતા, પણ નર્મદ તો દાવાનળની જેમ બધાને ડારતો અને દઝાડતો.

તેવા આ યુગસ્વામી, સમર્થ સાહિત્યસ્રષ્ટા ને સમર્થ સાક્ષર, સમર્થ ઇતિહાસકાર ને સમર્થ સમાજસુધારક, સ્વદેશાભિમાની નરકેસરી નર્મદનો આત્મા આજે પણ ગુજરાતની સર્વદેશીય પ્રગતિ માટે હાક દેતો પ્રજાજનને જાગૃત કરે છે. શબ્દદેહે ગાયેલી ગરવી ગુજરાતની અસ્મિતાનાં પાન કરાવનાર નર્મદનું અમર સ્મારક કરવા આપણે તે શી રીતે શક્તિમાન થઈએ ? આદર્શોને આચારમાં ઉતારનાર, કવેલા ઉપદેશોને અમલમાં મૂકનાર આ અજેય યોદ્ધાનાં આજે માત્ર યશોગાન કરીને જ આપણે સંતોષ માનીએ; કારણકે જ્યાં સુધી ગુજરાતી સાહિત્ય છે, ત્યાંસુધી નર્મદ આપબળે જ અમર છે. વીરને તો વીરતાભરી યશોગાથાઓ જ યોગ્ય અર્ધ્ય બને છે, અને તેનું સ્મરણ માત્રજ આપણાં રોમાંચ ખડાં કરે છે.

જીવનભરના મહારથી, સમૃદ્ધ સાહિત્યસ્રષ્ટા ને અનેરા સ્વપ્નદ્રષ્ટા, ગરવી ગુજરાતની અસ્મિતાને પોષનાર, આદર્શના આદિત્યનાં અનેકધા કિરણ ઝીલનાર, સંક્રાન્તિયુગના સંદેશવાહક, ઓ નરવીર નર્મદ, તારા અમર આત્માને આજે આ જૂનાગઢની જનતાનાં અનેકગણાં નમ્ર વંદન હો ! *

* જૂનાગઢના નર્મદશતાબ્દી સમારંભ વખતે તા. ૨૪-૮-૩૩ના રોજ ના. દીવાન સાહેબના પ્રમુખપદે મુખ્ય વક્તા તરીકે આ ભાષણ વાંચવામાં આવ્યું હતું.-કર્તા



# છોટમઃ એક ઉપેક્ષિત ભક્તકવિ

ઇસવી ઓગણીસમી સદીનો પૂર્વાર્ધ ગુજરાતી સાહિત્ય માટે એક સ્મરણીય સીમાચિહ્ન સરખો છે; કારણકે આ પૂર્વાર્ધ સમાપ્ત થયો તે અરસામાં જ આપણો ફક્કડ ને રસિક કવિ દયારામ ઇ. સ. ૧૮૫૩માં અવસાન પામ્યો. આ કવિના અંત સાથે જ પ્રાયઃ ગુજરાતી ધાર્મિક સાહિત્યનો પણ અસ્ત થયો. ઇસવી ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ આવ્યો, ને કૈં કૈં નવીનતાઓ લેતો આવ્યો. નવા વિચારો, નવાં દૃષ્ટિબિંદુઓ, નવી અભિલાષાઓ અને નવી સિદ્ધિઓ તેણે રજુ કર્યાં. ઇંગ્રેજી સત્તાના આગમને ધીમે ધીમે રાજ્યતંત્રમાં અને માનવજીવનની મહત્તામાં ભારે પલટો આણ્યો હતોઃ સંસ્કૃતિ બદલાતી હતી, ને પ્રાચીન વિદ્યા ઓસરતી હતી. આ બધા વિષયોની અસર ગુજરાતી સાહિત્ય ઉપર પણ સ્વાભાવિક રીતે જ થઈ. અને તેથી દયારામના અવસાન સાથે ગુજરાતી સાહિત્યે પણ નવો રાહ સ્વીકાર્યો. ધાર્મિક સાહિત્ય તરફની અભિરુચિ ને તત્ત્વનિષ્ઠ દૃષ્ટિ ક્ષીણ થતી ગઈ. પ્રજાજીવન મોહક રંગે રંગાવા લાગ્યું; અને પ્રાચીનતા અદીઠ થતી લાગી. નર્મદ જેવા સંદેશવાહકો નવયુગની નેકી પોકારતા હવે સ્વલ્પ સમયમાં જ પ્રગટ થનારા હતા.

પણ નવયુગની ઐહિક ભાવના ધાર્મિક સાહિત્યને એકદમ પરાસ્ત કરી શકી નહિ; કારણકે પ્રાચીન અને અર્વાચીન માટે, પૂર્વ અને પશ્ચિમ માટે આ સંક્રાન્તિ–કાળ હતો. નવયુગ હજુ ડગુમગુ પગ માંડતો હતો, અને પ્રાચીન ભાવના પરાભવ પામતી મંદ ગતિએ પીછેહઠ કરતી હતી. કવિ દયારામ ગયો,

પણ પાછળ ધર્મ, જ્ઞાન અને ભક્તિનું વિસ્તીર્ણ સાહિત્ય મૂકતો ગયો. ગુજરાતનું ભક્તિઘેલું કવિત્વ તેથી દયારામના અવસાન પછી યે બે ત્રણ દાયકા સુધી તેના ભક્તો ને મુમુક્ષુઓ દ્વારા પોતાનું અસ્તિત્વ ટકાવવા સમર્થ નિવડ્યું.

ઈ. સ. ૧૮૧૨માં અર્થાત્ સં. ૧૮૬૮માં જન્મેલા ભક્તકવિ છોટમનો કાવ્યપ્રવાહ કવિ દયારામના અવસાન જેટલો મોડો ઉત્પન્ન થયો જણાય છે; અને તેથી જ આ લેખના વાચકને ઉપરનો પ્રસ્તાવ ખરેખર પ્રસ્તુત લાગશે.

ચિરકાળ સુધી છોટમ સાહિત્યમાં ઉપેક્ષાપાત્ર જ રહ્યા છે, અને વિવેચકના હાથે અન્યાય પામ્યા છે. સંસારઘેલા સ્વજનો પણ આ સંતાનવિહોણા કવિની કદર કરી શક્યા નહિ! પણ જગત્ કાંઈ તેવું છેક નગુણું ન્હોતું. વતનવાસીઓએ અને જ્ઞાતિજનોએ ભલે તેમની પરવા ન કરી, પણ ગુર્જરપ્રજા આ કવિના કવેલા બોલ ઝીલી લેતી. આપણા સાહિત્યના ઇતિહાસમાં ક્યાંયે છોટમનો નામનિર્દેશ નથી, અને તેમની સાહિત્યસેવાનો ઉલ્લેખ નથી! વિશેષમાં, આવી ઉપેક્ષા માટે કવિનો એકાંતપ્રિય ને આત્મદર્શી, વિનયશીલ અને વીતરાગ સ્વભાવ પણ જવાબદાર તો છે જ; અને તેમાં ગ્રામનિવાસ તથા કૌટુંબિક પરિસ્થિતિએ પણ સૂર મિલાવ્યા. આ બધાં કારણોને લીધે છોટમ દીર્ઘકાળ અછતા જેવા જ રહ્યા. છતાંયે કબૂલ કરવું પડે કે ભક્તિપ્રિય જનસમુદાય તેમને શોધી કાઢતો, તેમના કાવ્યપ્રવાહને ઝીલતો ને ભાવથી સત્કારતો. કેવળ ચરોતરમાં કે વડોદરા પ્રાંતમાં જ નહિ, પણ સારાયે ગુજરાત–કાઠીઆવાડમાં ધીમે ધીમે કવિનાં કેટલાંક પદ ને ભજનો લોકાદર પામી વ્યાપક અને કંઠસ્થ થતાં હતાં. સાહિત્યના સમાલોચકોની અતિ ઘોર ઉપેક્ષા આગળ કવિ

છોટમની વાણીને મળેલો આવો વ્યાપક સત્કાર જ આ લેખકનું આજે પરમ આશ્વાસન બને છે.

કવિ છોટમ સાઠોદરા નાગર જ્ઞાતિમાં વડોદરા રાજ્યના પેટલાદ તાલુકામાં મલાતજ નામે ગામમાં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ કાલીદાસ સુખરામ અને માતાનું નામ ઉમીયાલક્ષ્મી. સમર્થ સાક્ષર વ્રજલાલ કાલીદાસ શાસ્ત્રી તે આ છોટમના-છોટાલાલના–જ કનિષ્ઠ ભાઈ થાય. છોટમે નાનપણમાં ગામઠી નિશાળે ભણતર પૂરૂં કરી થોડો સંસ્કૃતનો અભ્યાસ પણ કરી લીધો. ચાર ભાઈઓમાં તેઓ સૌથી વડિલ હતા, છતાં સ્વેચ્છાએ આજીવન બ્રહ્મચારી જ રહ્યા. પુખ્ત ઉંમરે તેમણે થોડો સમય તલાટીની નોકરી સ્વીકારી, પણ તેમનું મન તો આવી સાંસારિક પ્રવૃત્તિની પાર અન્ય કોઈ વસ્તુને જ ઝંખી રહ્યું હતું. તેથી નોકરી છોડી તેઓ વ્રજલાલની સાથે એક વખત કાર્તિકી પૂર્ણિમાના યાત્રાપ્રસંગે નર્મદાકિનારે ગયા; અને ત્યાં થોડે દૂર જંગલમાં જતાં તેમને આત્મતેજથી ઓપતા, ને તાડપત્ર ઉપર લખાયલો આધ્યાત્મિક ગ્રંથ વાંચતા એક સિદ્ધ પુરુષનો, પુરુષોત્તમ સરખા ગુરુનો મેળાપ થયો. આ મહાત્માએ અંતે છોટમને ‘ રૂડા ગ્રંથ રચી, પાખંડીના પંથ ખંડવાની ’ શીખ આપી. બંને ભાઈઓ પછી સ્વગૃહે પાછા ફર્યા. આ પ્રસંગ પછીથી છોટમની આધ્યાત્મિક વૃત્તિ સતેજ થઈ, મન સંસારનાં બંધનોથી મુકત બન્યું, અને ભકિત–જ્ઞાનની ઊર્મિઓ ઉછળી. આમ છોટમ પોતાના સહજ સંસ્કારબળે, ગુરુકૃપાએ અને પ્રભુપ્રસાદે સંસારી મટી વીતરાગ બન્યા. આત્મજ્ઞાનના ઘેરા સાદ તેમને આમંત્રવા લાગ્યા, અને અંતર્નાદ તેમને અમુંઝાવી રહ્યો. તેથી તેઓ સાધુ ને સાત્ત્વિક બન્યા, અને

ત્યાગ તથા તપનું શરણુ શોધવા લાગ્યા. કવિ છોટમનું સ્થૂલ જીવન આથી એકરંગી ને સાદું નિવડ્યું; નહિ અટપટું, કે નહિ વિવિધતાભર્યું. અંતર્મુખી દ્રષ્ટિને લીધે તેઓ કુટુંબના મટી વિશ્વના થયા, અને સંસારી મટી સાચા ભક્ત અને જ્ઞાની કવિ બન્યા. આમ તેમનો કાવ્યપ્રવાહ આત્મજ્ઞાન રૂપે વ્યક્ત થયો.

અતિ પ્રબળ અને સર્વવ્યાપી આત્મવૃત્તિએ તેમને માનવીની મહત્તા અને માનવજીવનનું રહસ્ય સમજાવ્યું. ત્યારથી તેમણે તપ આદર્યું, અને અધ્યયન આરંભ્યું; યોગ આચર્યો અને જ્ઞાન–અનુભવ સાધ્યો. કાળક્રમે સંસારનાં સર્વ સોનેરી આવરણ ખસી ગયાં, ને તેમને સત્યનાં દર્શન થયાં. પછી તો આ દ્દષ્ટાને સંપ્રદાયો ને પંથો પ્રગતિરોધક વાડાઓ સમા લાગ્યા, અને કંઠીઓ તથા ટીલાં–ટપકાં દંભભર્યાં દેખાયાં. જગતની જંજાળો તેમને નિરર્થક ભાર સમાન ભાસી, તથા દ્વૈતવાદ અને નાસ્તિકવાદ દોષયુક્ત જણાયા. તેમણે સર્વતઃ દ્દષ્ટિ ફેંકી તો જણાયા એના એ જ તુચ્છ જીવનકલહ, એ જ રાગદ્વેષ, ને એ જ મિથ્યાભિમાન. મંદિરો તેમને અનીતિનાં ધામ લાગ્યાં, અને કહેવાતા ગુરુઓ પાખંડી કે પાષાણ સમા ભાસ્યા. અંતે જ્ઞાન-પિપાસુનો અંતરાત્મા કકળી ઉઠ્યો, અને તેથી હૃદયની ઊર્મિઓ વાણી વડે વ્યક્ત થઈ. આમ તેમણે કાવ્યો રચ્યાં ને આખ્યાનો કર્યાં, જનસમુદાયને જાગૃત કરવા, સનાતન શ્રેય શિખવવા, માનવજીવની મહત્તા ગાવા, સંસારીઓને શીખ દેવા અને પરમાત્મા સાથે ઐક્ય અનુભવવા.

આ ભક્તિપ્રિય અને જ્ઞાનવાંછુ કવિની દ્રષ્ટિ પરંપરાગત રૂઢિઓ ને જડ મર્યાદાઓથી મુક્ત હતી. કનિષ્ઠ ભાઈ વ્રજલાલ સંસ્કૃતના પંડિત અને શાસ્ત્રના વેત્તા હતા. તેમની સ્હાયથી અને આત્મવર્ચસથી કવિ છોટમ એક પંથ સ્થાપી શક્યા હોત, કંઠીઓ

બંધાવી શક્યા હોત, અને સત્તા, સંપત્તિ તથા કીર્તિ કમાઇ શક્યા હોત; પણ 'કંઠી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી' એમ ગાનાર કવિ આ રીતે પોતાનું અણમોલ જીવન કલુષિત કરે તેવા ન્હોતા. તેમણે એકાંત સેવ્યો ને યોગ સાધ્યો, પણ સ્વજનોનો ત્યાગ કરીને નહિ; તેઓ વીતરાગ બન્યા, પણ સંન્યાસ સ્વીકારીને નહિ; અને તેઓએ આત્મતત્ત્વ ઓળખ્યું, પણ સ્વગૃહ તજીને નહિ. તેમની સાત્ત્વિક અને સંયમી, નિશ્ચલ અને નિક્ષેપ મનોવૃત્તિને કંઠીઓની, કૌપીનની, વાસનાની કે સંન્યાસની આવશ્યકતા ન લાગી; કારણકે તેમને સાચો રાહ મળ્યો હતો.

છોટમની વાણી તેથી પ્રાયઃ ધર્મ, નીતિ ને તત્ત્વજ્ઞાનના જ વિષયોને સ્પર્શે છે; જો કે તેમાં ક્વચિત્ સંસારના ઉલ્લાસના કે ઊંચી વાર્તાકલાના અંશો નજરે પડે છે. ભારતદેશ ત્યારે તેના પ્રાંતે પ્રાંતે ધર્માભિમુખ અને તત્ત્વનિષ્ઠ હતો. પ્રાચીન કાળથી યે જગતભરનું સાહિત્ય મુખ્યત્વે ધાર્મિકતામાંથી જ ઉદ્‌ભવ્યું છે. ગુજરાતી કવિતાને પણ તેની બાલ્યાવસ્થામાં આવી ધર્મપ્રવૃત્તિએ જ હિંચોળી છે, હાલરડાં ગાયાં છે, ને હૈયાના હેતે ઉછેરી છે. નરસિંહ મહેતાથી આરંભીને કવિ દયારામ સુધીનો કાળ મુખ્યયત્વે ધાર્મિક સાહિત્યથી જ વિશિષ્ટ બન્યો છે. પદ્મનાભ, ભાલણ કે શામળ વગેરે આમાં વિરલ અપવાદો જેવા છે. કવિ છોટમે પણ આમ આ જ પ્રાચીન માર્ગે કાવ્યસ્રોત વ્હેતો મૂક્યો. ઉપનિષદ્, મનુસ્મૃતિ, પુરાણો, આખ્યાનો ને લોકકથાઓ, તથા ભકતકવિ નરસિંહ મહેતાનાં કાવ્યોઃ આ બધાંએ છોટમવાણી માટે વિષયની ભૂમિકા તૈયાર કરી. તેથી કવિ છોટમનું વકતવ્ય વિશદ બને છે, અંતરની ઊર્મિઓ ઉછળે છે, ને વાણી વધ્યા જાય છે. તેઓ કહેતા કેઃ "બારી

સામું જોઉં છું, એટલે જેની જરૂર હોય તે ચાલ્યું આવે છે."

તેમનાં કાવ્યોમાં ધર્મ, નીતિ અને તત્ત્વજ્ઞાન ઉપરાંત, દામ્પત્યજીવનનાં, દેવકથાનાં, પૌરાણિક માન્યતાઓનાં તથા વેદાન્ત અને ઇતર દર્શનોનાં તત્ત્વો છે. સં. ૧૯૨૧માં રચાયેલો તેમનો 'શિવવિવાહ' રસપ્રદ ને કલાયુક્ત છે; અને તાદૃશતા તથા સપ્રમાણતાનો સમન્વય સાધે છે. તેનું વસ્તુ વાચકને કવિકુલ-ગુરુ કાલીદાસના કુમારસંભવની યાદ આપે છે. એકંદરે આ કૃતિ ધર્મ કે તત્ત્વજ્ઞાનથી સ્વતંત્ર છે, ને તારકાસુર વધના ઉદાત્ત હેતુ માટે દામ્પત્યજીવનની પ્રતિષ્ઠા કરે છે. પછી કાળના પરિવર્તન સાથે છોટમનો કાવ્યપ્રવાહ પલટાતો જાય છે. રૂપે અને ગુણે તેમની કવિતા હવેથી વિશિષ્ટતા દાખવે છે. સંસારીઓની જીવનકથામાં કે દેવોની દામ્પત્યલીલામાં તે વળી શું ગાવાનું હોય? જગતની ક્ષણભંગુરતા ને માનવજીવનની અસ્થિરતા કવિદ્રષ્ટિને વધુ ઝોક આપે છે. હવે 'નારારેશમનું આખ્યાન' રચાય છે, બોધપ્રધાન વૃત્તિથી ને જ્ઞાનના વિષયાન્તરથી. આ આખ્યાનમાં સંભવિત વાસ્તવિકતાવાળી ચોરની કથા છે, ને સંસારનું નિરૂપણ છે; મનોહર દ્રષ્ટાંતો છે, ને રસપ્રદ પ્રસંગો છે; આકર્ષક વાર્તાપ્રવાહ છે, ને સ્વતંત્ર સ્ત્રીનું આલેખન છે. છતાં કહેવું જોઇએ કે આ બધાં તત્ત્વો નીતિબોધના પ્રધાન હેતુ આગળ ગૌણ લાગે છે. જ્ઞાન આપવાનો કે બોધ કરવાનો એકેય પ્રસંગ કવિ જતો કરતા નથી. તેનું વસ્તુ તો, કવિ પોતે જેમ કહે છે તેમ, બારમા સૈકામાં થયેલા વસ્તુપાલના સમયનું છે. સં. ૧૯૨૩માં લખાયેલું 'ધુંધુંમાર આખ્યાન' પણ ધર્મ અને નીતિ-બોધનો જ અંતિમ ઉદ્દેશ સિદ્ધ કરે છે. સં. ૧૯૨૬માં 'ચંદ્રચરિત્ર' પણ પાપ-પુણ્યની, સ્વર્ગ—નરકની, અને ઇશ્વિરવાદની જ ચર્ચા

કરે છે. સં. ૧૯૨૫નું 'પ્રહ્‌લાદ આખ્યાન' પણ બોધ તરફ જ મીંટ માંડે છે, ને તેના પ્રસંગો માત્ર આત્મજ્ઞાનને જ અવકાશ આપે છે. સં. ૧૯૨૮ના વર્ષમાં કવિ માર્કંડેય પુરાણનો આશ્રય લે છે, અને આ ઉપરથી તેઓ 'મદાલસા આખ્યાન' અને 'જડમુનિનું આખ્યાન', એમ બે કૃતિઓ રચે છે. બંનેમાં શ્રદ્ધા, વ્રત, ઇત્યાદિનું નિરૂપણ છે; અને તેમની વાર્તાની પર થઇને આપણે અવલોકીએ તો આત્મજ્ઞાન એ જ તેમનું અંતિમ ધ્યેય જણાય છે.

પછી તો કેટકેટલી કૃતિઓ રચાય છે? વર્ણાશ્રમધર્મ, ભક્તિ ને ગુરુમહિમા ગાતો તથા આત્મજ્ઞાન ભાખતો 'ધર્મસિદ્ધિ ગ્રંથ' કવિએ પોતાના માનીતા ભક્ત અકોર માટે સંવાદ રૂપે લખ્યો છે. જ્ઞાન અને નીતિ ઉપદેશતું 'ચિત્રભાનુ આખ્યાન', મહારૂપક સરખું 'મનજીભાઇનું આખ્યાન', અને દેહરચનાનું વિવરણ કરતું 'પંચીકરણ': આવી કૃતિઓથી આરંભીને સં. ૧૯૩૬માં રચાયલા ને જીવસ્વરૂપ સ્ફુટ કરતા 'હંસઉપનિષદ્ સાર' ઉપર આપણે આવી પહોંચીએ. આ પહેલાં ને પછીયે છુટક છુટક પદો ને ભજનો, ગુજરાતીમાં ને હિંદીમાં કવિ રચતા જ રહે છે. વૃદ્ધાવસ્થા આવતાં કવિનાં અંગ શિથિલ થાય છે, ને તેથી વ્યક્ત વાણી કરતાં અવ્યક્ત બ્રહ્મ તરફ જ કવિદ્રષ્ટિ વધુ સજ્જ રહે છે. સં. ૧૯૩૬ પછી પાંચ વર્ષે કવિ આ નશ્વર દેહનો ત્યાગ કરે છે. અને પરબ્રહ્મને પામે છે.

છોટમનો કવનકાળ સ્હેજે આમ દોઢ બે દાયકા લંબાયો છે. કવિતા તેમને મન આત્માને ઉન્નત કરવાનું ને હૃદયભાવોને વ્યક્ત કરવાનું સાધન જ હતું. તેમનાં કાવ્યો મુખ્યત્વે માત્રાબંધ કે લયબંધમાં જ રચાયાં છે. દોહરા, ચોપાઈ, કુંડળીઓ, છપ્પો, ઝૂલણા અને ઢાળ ઇત્યાદિ જ તેમાં દેખા દે છે. છતાં તેમાં

ક્વચિત્ ભુજંગપ્રયાત, તો ક્વચિત્ ગઝલની રચના પણ નજરે પડે છે. કવિની ભાષા સરળ, પ્રવાહી ને વેગવંતી છે; શૈલી મનોહર અને પ્રસાદયુક્ત છે, તથા પ્રસંગ આવ્યે શબ્દચિત્રો ઉત્પન્ન કરે તેવી સમર્થ છે. છોટમની વાણીમાં ભલે નરસિંહની મસ્તી કે દયારામનું લાલિત્ય ન હોય; પણ તેમાં અખાની કઠિનતા કે ભોજાભગતનો જગત તરફનો કટાક્ષયુક્ત તિરસ્કાર તો નથી જ. છોટમની ભાષા એકંદરે તો બળવતી ને સંયમી છે; તે વક્તવ્યને સ્ફુટ કરે છે, અને ધારેલું નિશાન પાડે છે. વિશેષમાં, છોટમનાં કાવ્યો પંથ કે સંપ્રદાયની સંકુચિત મનોદશાથી સર્વથા મુક્ત છે. આદ્ય શંકરાચાર્યનું કેવલાદ્વૈત એ જ કવિનો માનીતો સિદ્ધાંત છે, અને વેદાન્ત એ જ તેમનું પરમ દર્શન છે. તેમનામાં મતાંધ દ્રષ્ટિ કે ઝનુની વૃત્તિ નથી; કારણ કે કવિ સ્થૂલ નહિ પણ સૂક્ષ્મના પૂજારી છે, અને રૂઢિ કરતાં શુદ્ધિના સારા હીમાયતી છે.

કવિ છોટમની લાંબી કૃતિઓ ને છુટક કાવ્યોનું સમગ્ર અવલોકન કરતાં કહેવું પડે કે કવિની વાણી તત્ત્વજ્ઞાનના બોધ અર્થે અલંકારો પણ યોજી શકે છે. 'સૂર્ય,' 'ઉલૂક,' 'મૃગ,' 'હંસો,' 'ખેતર' વગેરે ઉપમાનો વડે કવિ ઉચિત અલંકારો યોજે છે. વિશેષમાં, તેમાં પ્રાસ, અનુપ્રાસ ને અંતર્પ્રાસ પણ છે. તેમનાં વર્ણનો પ્રકૃતિને પણ નિરૂપે છે, અને તેમનાં કેટલાંક આખ્યાનો વાસ્તવ દ્રષ્ટિ પણ દર્શાવે છે. કવિનું દર્શન એકંદરે તો આત્મજ્ઞાન વિષે હોઇને પરલોકવાદને જ છણે છે; છતાં તેમાં ઇહ લોકનું વાસ્તવ ચિત્ર પણ નિરૂપાયું છે. કેવળ કલ્પના, કે પારલૌકિકતા જ કવિ હૃદયને આવરી લેતાં નથી; અને તેથી જ ઉચ્ચ વ્યોમમાં વિહરતા કવિ નીચે ધરતી ઉપરના સંસારને ય નિહાળે છે. ઊંચે ઉડતાં

ઉડતાંય તેઓ સંસારીઓના કુલને અવગણ્યા વિના જ તેમને સીધો બોધ આપે છે; અને સન્માર્ગે વાળે છે.

છોટમની વાણી પ્રાયઃ સ્વતંત્ર ને સર્જનશીલ છે; કારણ કે તેને સંપ્રદાયોની સીમાઓ નથી, ને ખંડન કરતાં મંડન વધારે માનીતું છે. છતાં સત્યની સ્થાપના કાજે કે કેવલાદ્વૈતના પ્રતિપાદન માટે ક્વચિત્ તેને ઇતર દર્શનો અને સંપ્રદાયોનું ખંડન કરવું પડે છે. કવિની વાણી ગુરુના આદેશ પ્રમાણે 'પાખંડીના પંથને ખંડે છે,' દ્વૈતવાદને પરાસ્ત કરે છે, ને વેદાંતના સિદ્ધાંતનું–કેવલાદ્વૈતનું જ–સમર્થન કરે છે. આવા હેતુથી જ કવિ ચાર્વાકમતની, સાંખ્યવાદની, તથા વૈષ્ણવાદિ વર્તમાન સંપ્રદાયોની ત્રુટિઓ દર્શાવી તેમના મતોને વખોડી કાઢે છે. પણ આવું ખંડન તો તે યુગના પ્રચલિત ધાર્મિક પ્રવાહના સામના રૂપે જ છે. મુખ્યત્વે તો છોટમ શુદ્ધ ભક્તિમાં, બ્રહ્મજ્ઞાનમાં ને ઉત્તમ રચનામાં જ રાચે છે; કારણ કે તેઓ રાગદ્વેષ–રહિત છે, અને સંસારીઓના સ્વાર્થથી પર છે.

અને હવે આપણે કવિ છોટમનાં પ્રકીર્ણપદો ને ભાવયુક્ત ભજનો ઉપર આવીએ. કવિએ લાંબી કૃતિઓ ને છુટક પદો 'છોટમકૃત કાવ્યસંગ્રહ' તથા 'છોટમની વાણી'ના ગ્રંથો રૂપે પ્રસિદ્ધિ પામી આજે સર્વસુલભ થયાં છે. તેમની કેટલીક વાણી હજુયે અપ્રગટ રહી છે, પણ જે પ્રગટ થઇ છે તે ય છોટમની કવિત્વશક્તિનો ખ્યાલ આપવા અતિ સમર્થ છે. તેમનાં કેટલાંક પદ તો અગાઉ કહ્યું છે તેમ બહુ લોકપ્રિય નિવડયાં છે, વ્યાપક બન્યાં છે; ને કંઠસ્થ થયાં છે.

કવિના મનશ્ચક્ષુને ઐહિક જગતની પારનું સર્વોત્તમ સત્ય લાધે છે, અને અદ્ભુત દર્શન થાય છે. આવા લોકોત્તર

દર્શનથી કવિને મનુષ્યકાયા ‘ નગરી ’, ‘ તંબુરો ’ કે ‘ ખેતર ’ જેવી, ‘ કાશી ’ કે ‘ કુંજગલી ’ જેવી લાગે છે. જીવ તેમને ‘ હંસ ’, ‘ ભમરો ’ કે ‘ વેપારી વાણીઆ ’ જેવો જણાય છે, અને મન તે ‘મૃગ’ કે ‘રાજા’ રૂપે દેખાય છે. તેમનાં પદોને પણ ધર્મ, નીતિ ને તત્ત્વજ્ઞાન જ વિષય પૂરો પાડે છે. કવિની આર્ષદ્રષ્ટિને જીવ–પરમાત્માની એકતા, સૃષ્ટિનું સર્જન અને અંત, સંસારના પતંગરંગ, દેહની નશ્વરતા અને સદ્‌ગુરુની મહત્તા સમજાય છે. આમ આત્મમંથન, ગુરુ–આદેશ અને પ્રભુપ્રસાદમાંથી તેમની ત્રિસ્રોતસ્ ભાગીરથી–ત્રણ પ્રવાહવાળી ગંગા–ઉદ્‌ભવે છે.

આ ત્રણ પ્રવાહ વિષે હવે જરા વિચાર કરીએ. છોટમનાં કેટલાંક પદો તો આત્માને–જીવને–ઉદ્દેશીને પહેલા પુરૂષમાં જ આત્મોદ્‌ગાર રૂપે રચાયાં છે; તો કેટલાંક વળી પ્રત્યક્ષ સંબોધન રૂપે બીજા પુરુષમાં લખાયાં છે. ત્રીજા પુરુષમાં પરોક્ષ રીતે બોધ આપવા રચાયેલાં પદો–ને આખ્યાનો પણ-આ કાવ્યગંગાનો ત્રીજો ફાંટો છે. આમ આત્મોદ્‌ગાર, પ્રત્યક્ષ સંબોધનો કે પરોક્ષ નિરૂપણ જ પ્રાયઃ કવિવાણીનાં વિવિધ સ્વરૂપ રજુ કરે છે. આમાંનાં પ્રથમ બેમાં, આત્મોદ્‌ગાર અને સંબોધનોમાં, તો કવિ જ્ઞાન–મસ્ત થાય છે, શૈલી બળ અને પ્રભુતા દાખવે છે, તથા ભાષા પ્રવાહી ને હૃદયસ્પર્શી બને છે. કવિનાં પરલક્ષી કાવ્યો જેવાં આખ્યાનોનો ને પરોક્ષ નિરૂપણ કરતાં પદોનો ત્રીજો પ્રવાહ પણ આત્મલક્ષિત્વનું જ રહસ્ય દાખવે છે. કવિની કેટલીક ભક્તિવિષયક પ્રાર્થનાઓ ખૂબ ભાવવાહી છે; પણ અંતે કવિને મન તો ભક્તિ એક પગથીઉં જ છે; તેમનું અંતિમ ધ્યેય તો આત્મજ્ઞાન જ છે.

કવિની વાણી તે કાંઈ પ્રોદ્દીપ્ત કલ્પનાનું પરિણામ નથી, પણ સ્વાનુભવનો નિચોડ છે. તેઓ પોતે જ અનુભવી અને જ્ઞાનીનો ભેદ બતાવતાં કહે છે કેઃ—

" ભૂચર ભૂમિ ઉપર ફરે, ઉડે ખેચર આકાશ;
કવિજન કહે દીઠી સાંભળી, કરી વાણીવિલાસ.
વિશ્વ થકી આઘા વહે, એવા અનુભવી કોય;
ઉત્પત્તિ સ્થિતિ પ્રલયની, આપે સમજણ સોય.
અનુભવી કવિ સરખા ગણે, એ તો મૂઢ અજાણ;
આકાશ આઘેરી વારતા, કહે કવિજન કોણ ! "

(પ્રહ્લાદ આખ્યાન)

તેમનાં કેટલાંક જાણીતાં કે નોંધપાત્ર કાવ્યોનો નીચે પ્રમાણે નિર્દેશ થઈ શકે:—

'તારૂં ખેતર હરણાં ખાય રે', 'કાયા છે તો નિશદિન કરચ સમરણ કરતારનુંરે', 'તું તો ન્યારો રહીને ખેલે છે નારાયણા રે', 'વાંકા શું ચાલો છોરે', 'કંડી બાંધે વંડી અકલ', 'કાયાવાડી કરી કરતારે', 'હું હું ને શોધી કાઢો', 'ચિત્ત ચતુર સુજાણ', 'તરવેણી તીરથ રે તારા તનમાં', 'તું તો તારૂં આપ વિસારિ', 'સત્ય નહિ તે ધર્મ જ શાનો ?', અને 'જીરે શું રે ઉંઘે છે અજ્ઞાનમાં' ઇત્યાદિ તેમનાં ખૂબ પ્રચલિત, લોકપ્રિય ને કંઠસ્થ પદો છે. આ ઉપરાંત બીજાં કેટલાંક સારાં પદો આ પ્રમાણે ગણાવી શકાય: 'ધર્મ વિચારો રે ઘર થકી', 'એ પંખીડે તનતરુવર પર વાસ કર્યો છે આવી', 'કાયારૂપી નગરી રે', 'સોહં હંસા હોળી રમે છે', 'વીતી ગઈ રાત' વગેરે ઉચ્ચતર આધ્યાત્મિક જીવનને નિરૂપે છે, અને આત્મજ્ઞાનની ઉલ્લાસમય મસ્તી દર્શાવે છે.

છોટમ ઉપર પદ્યરચનાના પ્રકાર પરત્વે તો કેવળ નરસિંહ મહેતાની કે પ્રેમાનંદ–શામળની જ નહિ, પણ કવિ દયારામનીયે ગાઢ અસર થઇ જણાય છે. કવિ દયારામે વાપરેલા કેટલાય

પ્રચલિત ને પ્રિય રાગોને છોટમે પણ કાવ્ય માટે યોજ્યા છે; અને આ લલિત કવિની માફક છોટમે પણ હિંદીભાષામાં છુટક કાવ્યો રચ્યાં છે. આવાં હિંદી કાવ્યોમાં 'દેખો દેખો રે આ ઘટકો', 'ઋતુરાજ વસંત હિ આયો', 'ફકીરી લે ફિરે કોઈ પિયારે', 'તેરે ઘટમેં સરજનહાર', વગેરે ચિત્તાકર્ષક છે.* એકંદરે તો, નીતિબોધ આપતું 'ધર્મ વિચારો રે ઘર થકી', ઉપનિષદ્-ભાવના પ્રગટાવતું 'બે પંખીડે તનતરુવર પર વાસ કર્યો છે આવી', અને માયાવાદને સમજાવતું 'એ જગ સકલ રેનકા સપના', (હિંદી): આ પદો ખૂબ કીમતી ને ચિરસ્થાયી નિવડે તેવાં છે.

આમ કવિ છોટમની વાણી આધ્યાત્મિક ને ધાર્મિક હેતુથી જ રચાયેલી છે. તેમાં સંસારના રંગ કવચિત્ વિલસે છે, પણ બહુધા તો તે અપાર્થિવ કે પારલૌકિક જ બને છે. તેમાં વિચારોની, શબ્દોની, દૃષ્ટાંતોની કે અલંકારોની પુનરુક્તિ છે. પણ કવિનો ઉદ્દેશ ને સંસારઘેલા પ્રાકૃત જનોનું અજ્ઞાન ધ્યાનમાં લેતાં આ પુનરુક્તિ આપણને અનુચિત નહિ, પણ આવશ્યક લાગશે.

છોટમ, પહેલાં કહ્યું છે તેમ, આધ્યાત્મિક વૃત્તિવાળા ભક્તજનોમાં ખાસ જાણીતા હતા; અને તેથી તેમને ગુરુ તરીકે પૂજ્ય ભાવે નિરખનાર કેટલાક શિષ્યો પણ હતા. તેમાંના કેટલાક નિકટ સહવાસમાં રહેનાર હતા, તો અન્ય વળી તેમને પરોક્ષ રીતે જ ગુરુ તરીકે પૂજતા ને તેમની વાણી ગાતા હતા. પણ ગુરુને મન તો આવા શિષ્યો વિષે અંગત રાગ કે સ્વાર્થબુદ્ધિ

* આ બધાં ને પહેલાં જણાવેલાં પદો વાચકને 'સસ્તું સાહિત્ય–વર્ધક કાર્યાલય' તરફથી પ્રસિદ્ધ થયેલી 'છોટમવાણી'ના પહેલા ગ્રંથમાં તેની અનુક્રમણિકા ઉપરથી જડી આવશે.—કર્તા

હતી જ નહિ! આત્માના ઉદ્ધાર કાજે માર્ગ શોધતું ને બોધ યાચતું જે કોઈ આવે તેને માટે છોટમ મહારાજનાં દ્વાર અને હૃદય હંમેશાં ખૂલ્લાં હતાં. આવા શિષ્યોમાં દ્વિજ ગિરજાશંકર, સ્થાનિક પાટીદાર ગૃહસ્થ બંકોરદાસ, મરઘાભાઈ પટેલ, પરપ્રાંત-વાસી સેવાદાસ, અને અમદાવાદમાં કાંકરીઆ તળાવ પાસે 'છોટમ ગુફા' બાંધી રહેનાર સ્વામી શ્રી વાસુદેવાનંદતીર્થજીઃ આટલા તો આજે જાણીતા છે. વિશેષમાં ગામ તળના, અને આજુબાજુના પ્રદેશના કેટલાયે લોકો કવિની વાણી કંઠસ્થ કરતા ને લલકારતા, તથા ક્વચિત્ તેમની સેવા કરી જ્ઞાનલાભ મેળવતા.

શ્રી. મુનશી 'ગુજરાત એન્ડ ઇટ્સ લિટ્રેચર' નામે તેમના વિદ્વત્તાભર્યા ગ્રંથમાં અખા કવિ ઉપરના વિવેચનમાં તેના જેવા મધ્યકાલીન કવિઓની પરલોકવાદી કવિતા પ્રત્યે સૂગાય છે, ને તેની 'પારલૌકિકતાની કથાને' (Gospel of Other-worldliness) વખોડે છે. જે કવિતામાં સંસારીઓની જીવનકથા ન હોય, જેમાં રસ ને ઉલ્લાસ ન હોય, જેમાં પ્રતિદિન અનુભવાતા માનવહૃદયના સહજ ભાવો ને ઉછળતી ઊર્મિઓ ન હોય, અને જેમાં દેહની નશ્વરતા, જગતની અસ્થિરતા, સંસારના વિરાગ, પરલોક તરફનો પ્રેમ, અને મરણોત્તર દશા જ નિરૂપાયાં હોય, તેવી કવિતા માટે શ્રી. મુનશી ઊંડો ખેદ દર્શાવે છે; કારણ કે તેમને ઇહ જીવન જ વાસ્તવિક ને સંગીન સત્ય લાગે છે. પણ તેમનું આ મંતવ્ય કેવળ દ્રષ્ટિભેદનું જ પરિણામ છે. પહેલાંના કવિઓની જીવન તરફની દ્રષ્ટિ ને જીવનસાફલ્યની ભાવના ત્યારે આજનાથી તદ્દન ભિન્ન હતાં. તે યુગનાં પ્રેરક બળોને ધ્યાનમાં લેતાં જણાશે કે અખાની, બ્રહ્માનંદની, ધીરાની, અને છોટમ વગેરેની કવિતામાં બ્રહ્મરસની ભરતી છે, ધન ચિત્

આનંદ છે, ને બ્રહ્મૈક્ય માણતી ઉલ્લાસભરી મસ્તી છે. આ ધર્મમૂલક કવિતામાં આવેલાં સ્વર્ગ-નરકનાં ને પાપ-પુણ્યનાં વર્ણનો, તથા તેની નૈરાશ્યભરી નિષ્કામ વૃત્તિ માટે શ્રી. મુનશી પોતાના વિવેચનમાં વિષાદ દર્શાવે છે. પણ આવો વિષાદ તે યુગપરિવર્તનનો જ પ્રતાપ છે. ધાર્મિક સાહિત્યના સ્રષ્ટાઓનાં મૂલ્ય તેમની જ યુગતુલાએ અંકાવાં જોઇએ, નહિ કે વર્તમાન યુગની તુલાથી. વિશેષમાં, ધાર્મિક કવિતામાં આવતાં ઉલ્લાસ–રહિત, ભયપ્રેરક કે નૈરાશ્યપૂર્ણ વર્ણનોને અતિશયોક્તિભર્યા અર્થવાદ તરીકે સાહિત્યવિવેચક ઘટાવી શકે છે. કારણકે આ ધાર્મિક સાહિત્યનું અંતિમ ધ્યેય તો માનવજીવનને ધન્ય બનાવતો બ્રહ્મનો આનંદ છે; નહિ કે ભય, નિરાશા કે વૈકલ્બ્ય. વળી, સદીઓ થયાં ભારતવાસીઓનું વલણ પ્રાંતેપ્રાંતે ભક્તિ–જ્ઞાન તરફ જ હતું; અને આજે પણ ભારતવર્ષ તેના ઉચ્ચ તત્ત્વજ્ઞાન માટે જગતભરમાં જાણીતું છે. તો પછી પ્રજા–જીવનમાં વ્યાપી રહેલી તત્ત્વનિષ્ઠ વૃત્તિ તેના કવિઓના કવનમાં ઉતરે તેમાં શાને આશ્ચર્ય કે ખેદ થવો જોઈએ? તુલનાત્મક ને ઐતિહાસિક દ્રષ્ટિવાળા વિદ્વાન્ વિવેચક કદીયે પક્ષપાતયુક્ત વલણ વડે ન્યાયને કલુષિત થવા ન દે. અને ઉપર જણાવેલા કવિઓનાં કાવ્યોમાં પણ શ્રી. મુનશીની ઉલ્લાસપૂર્ણ દ્રષ્ટિને પસંદ પડે તેવું કેટલુંક તો હોય છે જ ને?

સંક્ષેપમાં, છોટમ કવિ થયા ત્યારે તેમનો માનીતો ધાર્મિક સાહિત્યનો યુગ તેના છેલ્લા શ્વાસ લેતો હતો. છોટમે તેને કાવ્ય-અંજલિ વડે સજીવન કરવા પ્રયત્ન કર્યો, પણ વસ્તુતઃ તો દયારામના અવસાન પછી આવા સાહિત્યનો અસ્ત જ થતો હતો. નવયુગની ઉષા કવિ છોટમને ઉલ્લાસપૂર્ણ કે ઉદાત્ત ન લાગી, પણ ઝાંખી ને ક્લેશકર જણાઈ.

તેથી તેમણે પોતાની સાચી લાગણીઓને પ્રતિભાબળે શબ્દ-દેહ દીધા, અને તે પણ તદ્દન નિષ્કામ વૃત્તિથી ને કલ્યાણકારી ભાવનાથી. પરિણામે, સંક્રાન્તિકાળમાં જન્મેલા આ કવિ ને તેમની વાણી ચિરકાળ ઉપેક્ષિત જ રહ્યાં; તથા સાહિત્યના વિવેચકો ને અભ્યાસીઓને હાથે તેમને અન્યાય થયો ! ખરી વાત તો એ છે કે કવિ છોટમ ગુજરાતના ધાર્મિક સાહિત્યમાં ઊંચું સ્થાન ધરાવે છે; અને 'છોટમ વાણી'ના ગ્રંથો પ્રગટ થયા પછીથી આજે હવે, તે ધાર્મિક સાહિત્ય સર્જનારા કવિઓમાં તેમની ગણતરી ન કરવી તે કેવળ ક્રૂર ઉપેક્ષા કે અભ્યાસની ઉણપ છે. કવિ છોટમને આજે આ લેખરૂપી નમ્ર અર્ધ્ય આપી લેખક એક કુટુંબઋણ જ અદા કરે છે. આવા અર્ધ્યમાં કોઇને કદાચ સ્વજનની અનુચિત શ્લાઘા કે કુટુંબીની અહંભાવભરી કીર્તિગાથા જણાય તે સંભવિત છે. પણ કુટુંબીજનનાં,–અને તેય આવા પુણ્યશાળી મહાત્માનાં–ગૌરવ ગાતાં કોણ થાકે ? વાચકને તેમાં અતિશયોક્તિ કે અસ્મિતા જણાય તો આ લેખક માટે તે સ્વાભાવિક હોઇને ક્ષમ્ય છે. અંતમાં, કેવળ આ લેખકનાં જ નહિ, પણ અખિલ ગુજરાતનાં–તેના સાહિત્યપ્રિય જનોનાં ને જ્ઞાનપ્રિય ભક્તોનાં–અજ્ઞાનનાં આવરણ દૂર કરતા ને આત્મોન્નતિનો સાચો રાહ દર્શાવતા, આ ભક્ત ને જ્ઞાની, ત્યાગી ને તપસ્વી, મહાત્મા ને મુમુક્ષુ કવિ છોટમને અનેકાનેક નમ્ર વંદન હો !



# વ્રજલાલ શાસ્ત્રી : એક સમર્થ સાક્ષર

ઈસવી ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં જ્યારે ઇંગ્રેજી અમલ સાથે ભારતવર્ષમાં આયાત થયેલી પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રાચીન આર્યસંસ્કૃતિ ઉપર આક્રમણ કરી ગોકળગાયની ગતિએ આગળ વધતી હતી, ત્યારે ગુજરાતમાં યે ધર્મ અને સાહિત્ય, સમાજ અને રાજકારણ, સૌ પરિવર્તન પામી નવા સ્વરૂપે સરજાતાં હતાં. જૂની રૂઢિઓ અને જૂની માન્યતાઓ પદભ્રષ્ટ થઇને ધીમે ધીમે પશ્ચિમના નવા વિચારો અને પદ્ધતિઓને માર્ગ આપતી હતી. એવા સંક્રાંતિયુગમાં ગુજરાતે જે મહાન પુરુષોને જન્મ આપ્યો, તેમની જાહેરસેવાઓએ ગુજરાતના ઘડતરમાં કીમતી ફાળો આપ્યો છે. કવિ દલપતરામ, ભોળાનાથ સારાભાઇ, મહીપતરામ રૂપરામ, રણછોડલાલ છોટાલાલ, દાદાભાઈ નવરોજજી, સ્વામી દયાનંદ અને કવિ નર્મદાશંકરઃ ઈ. સ. ૧૮૨૦ થી ઈ. સ. ૧૮૩૩ સુધીમાં જન્મેલા આ સપ્તકે ભવિષ્યમાં ધર્મ, સમાજ, સાહિત્ય અને રાજકારણની ચારે દિશાઓને ઉજાળી. આવા આ સંક્રાન્તિ-કાળમાં જ વ્રજલાલ કાલીદાસ શાસ્ત્રીનો જન્મ વડોદરા રાજ્યના પેટલાદ તાલુકાના મલાતજ ગામમાં ઇ. સ. ૧૮૨૫માં થયો હતો.

તેઓ જ્ઞાતિએ સાઠોદરા નાગર હતા. તેમણે નાનપણમાં વતનની ગામઠી કેળવણી પૂરી કરી, અને આગળ વધવા પેટલાદ, ડભોઈ, વડોદરા, ડાકોર, નાંદોલ, ચાણોદ-કન્યાળી વગેરે સ્થળોએ જઇને સંસ્કૃતનો અભ્યાસ કર્યો. આ મેધાવી વિદ્યાર્થીની મહેચ્છા કાળબળે પ્રદીપ્ત થતી ગઈ, અને વિદ્યાના દૃઢ સંસ્કાર આપ-

બળે જ વિકાસ પામ્યા, શિનોરમાં રંગીલાલ મહારાજ પાસે થોડો વખત તેમણે ન્યાયનું અધ્યયન કર્યું, તો અન્યત્ર વળી વ્યાકરણની વિદ્યા જાણી, વેદની ઋચાઓ ઓળખી, અને વેદાન્તનું રહસ્ય પ્રીછયું. કુટિલ વ્યવહારથી અનભિજ્ઞ રહેતા આ યુવકે અનેકમુખી વિદ્યાને જ વિમુક્તિ માની, અને સરસ્વતી-સેવામાં જ જીવનસાફલ્ય જોયું. વિત્તૈષણા ન કચડી શકી તેની વિદ્યારુચિને, અને સંસારજાળ ન બાંધી શકી તેની પ્રજ્ઞાને.

મ્હોંએ શીતળાનાં ચાઠાં, મધ્યમ પ્રમાણનું પુષ્ટ અને કદાવર શરીર; સાદાં વસ્ત્રઃ અંગરખું, ધોતીયું, દક્ષિણી પાઘડી, ખભે શાલ કે અંગવસ્ત્ર; પગે જાડા જોડા; આંખો કે કપાળમાં ખાસ તરી આવે બુદ્ધિમત્તા કે વિદ્વત્તાનું તેજ નહિ; સામાન્ય જનને પહેલી નજરે તો તેઓ છેક પ્રાકૃત પુરુષ જ લાગે. આકૃતિ અહીં ગુણોની સૂચક નહિ, પણ તેમને ગુપ્ત રાખનાર જવનિકા જેવી હતી. આટલું શબ્દચિત્ર વાચકના મનશ્ચક્ષુ આગળ શાસ્ત્રીજીને પ્રત્યક્ષ કરવા માટે પૂરતું છે.

વિનય, સરલતા ને શરમાળપણું શાસ્ત્રીના સ્વભાવનાં મુખ્ય લક્ષણો હતાં. વિદ્યા અને વ્યાવહારિકતા એ પણ કુટુંબનો વારસો હતો, અને ચાર ભાઇઓએ યથારુચિ તે વહેંચી લીધો. મોટા-ભાઈ છોટાલાલ તો ગુજરાતી સાહિત્યમાં કવિ છોટમ તરીકે સુવિખ્યાત છે, અને તેમની સાહિત્યસેવાનાં મૂલ્ય અગાઉ આંક-વામાં આવ્યાં છે જ. બીજા ભાઈ હિરાલાલ જ્યોતિષશાસ્ત્રના પંડિત હતા. અને ત્રીજા ભાઇ શંભુલાલ વ્યવહારકુશળ હતા. સૌથી કનિષ્ટ વ્રજલાલે શાસ્ત્રીય વિદ્વત્તાને પોતાનું જીવનવ્યસન બનાવ્યું, અને સ્વપરાક્રમે 'શાસ્ત્રી'ની નવી ઉપાધિ મેળવી

તેને સાર્થક કરી. આ ભાઇઓનાં માતપિતાની વિગતો માટે વાચકે કવિ છોટમ ઉપરનો લેખ જોઈ લેવા વિનંતિ છે.

ઇ. સ. ૧૮૬૫ના અરસામાં શાસ્ત્રીજીએ આજીવિકા માટે કુબેરસંપ્રદાયના ધર્મોપદેશકનું પદ સ્વીકાર્યું, પણ અન્ય સંપ્રદાયોના ખંડન વડે કુબેરપંથનું સમર્થન કરવાનું તેમને કહેવામાં આવતાં, આ સ્વતંત્ર ને સત્યપ્રિય સજ્જને તે પદનો ત્યાગ કર્યો. ત્યાર પછી તેઓ અમદાવાદના જૈનમંદિરમાં શિક્ષાગુરુ તરીકે નિમાયા, અને તેથી તેમની વિદ્વત્તાને અનન્ય વેગ મળ્યો. જૈન ધર્મના શિક્ષણને અંગે તેમણે પ્રાકૃત, અર્ધ માગધી અને અપભ્રંશ સાથે પરિચય સાધ્યો; અને સંસ્કૃત, પાલી તથા જૂની ગુજરાતીના જ્ઞાનમાં પણ પોતે ખૂબ વધારો કર્યો. જૈનભંડારોએ કૈં કૈં પ્રાચીન પુસ્તકો તેમને હસ્તગત કર્યાં, અને જૈનસમાજે તેમની વિદ્વત્તાને ખૂબ જાણીતી કરી. થોડા સમયમાંજ અમદાવાદની 'ધર્મસભા'ના મંત્રી અને 'ધર્મપ્રકાશ' નામે માસિકના તંત્રીની જવાબદારીઓ તેઓ સંભાળતા થયા. અમદાવાદના આ સાહિત્યતીર્થે તેમને કૈં કૈં મિત્રો આપ્યા, ને કૈં કૈં પંડિતોની જાણ કરી. પંડ્યા દોલતરામ, શુકદેવ શાસ્ત્રી, ડો. ભાઉ દાજી અને મણિશંકર કીકાણી : સૌ વ્રજલાલને દૂરથી પણ અમદાવાદના એક સમર્થ સાક્ષર તરીકે ઓળખતા થયા. તળ અમદાવાદની તથા નડિઆદની અનેક જાણીતી વ્યક્તિઓ સાથે તેમને અંગત મૈત્રી બંધાઈ. ભોળાનાથ સારાભાઈ, રણછોડભાઈ ઉદયરામ, જનાર્દન સખારામ ગાડગીલ, મનસુખરામ સૂર્યરામ, અને હરિદાસ વિહારિદાસ : આવા કેટકેટલાય પ્રતિષ્ઠિત મહાજનો સાથે ત્યારે શાસ્ત્રીજીને વિશેષ પરિચય થયો.

કવિ દલપતરામ પછી, ઇ. સ. ૧૮૬૫ના ડીસેમ્બરથી તે ઈ. સ. ૧૮૬૮ના માર્ચ સુધી શાસ્ત્રીજી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના એસિ. સેક્રેટરી તથા 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી હતા. 'બુદ્ધિપ્રકાશ' ત્યારે ગુજરાતના અનેકવિધ ઘડતરમાં બહુ ઉચ્ચ ને કીમતી સ્થાન ભોગવતું હતું. સૌથી જૂના અને આજે પણ જીવંત રહેલા આ સામયિકને વ્રજલાલે પણ પોતાની વિશિષ્ટ શક્તિઓથી લોકોપકારક બનાવવાનો નિર્ધાર કર્યો. કવિ દલપતરામની સરળ, સભારંજની અને ચતુરાઇભરેલી કવિત્વશક્તિની ખોટ તેમણે પોતાના વિદ્વત્તાભરેલા નિબંધોથી, લોકરુચિને દોરે તેવાં સરળ કાવ્યો ને લેખોથી, અને પોતાના વડિલ બંધુ છોટાલાલની પદ્યરચનાઓથી સારી રીતે પૂરી. સંક્ષેપમાં, 'બુદ્ધિપ્રકાશ'ના લગભગ અઢી વર્ષના તંત્રીપદેથી તે યુગનાં પ્રેરક બળો ધ્યાનમાં લેઇને શાસ્ત્રીજીએ કરેલી સાહિત્યસેવા આજે પણ સ્મરણીય ને નોંધપાત્ર છે.

ઇ. સ. ૧૮૭૬માં વડોદરાની 'વર્નાકયુલર કોલેજ ઓફ સાયન્સ'માં તેમણે સંસ્કૃત અધ્યાપકનું સ્થાન સ્વીકાર્યું; અને શિક્ષણના વાહન તરીકે મરાઠી ભાષાની જરૂર પડતાં તે પણ જાણી લીધી. દી. બ. મણિભાઈ જસભાઈ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, ડો. હરિલાલ ધ્રુવ વગેરે સાથે અહીં તેમને ગાઢ સંબંધ બંધાયો; અને તે સૌ શાસ્ત્રીજીની અગાધ વિદ્વત્તાને માન આપતા થયા. વડોદરા સરકારે પણ તેમની આ અસાધારણ વિદ્વત્તાનો શાલજોટાની ભેટ આપી સ્વીકાર કર્યો, અને શાસ્ત્રીજી આમ રાજમાન્ય તેમ જ લોકમાન્ય બન્યા. પણ તેમના સરળ ને સત્યપ્રિય સ્વભાવને લીધે તેઓ સ્વલ્પ સમયમાં જ ત્યારે વડોદરામાં પ્રસરી રહેલી દક્ષિણી–ગુજરાતીઓની ઝેરી ઈર્ષાના

ભોગ થઇ પડ્યા, અને તેમણે વડોદરા છોડયું. ઇ. સ. ૧૮૭૯ માં ફરીથી તેઓ અમદાવાદ આવ્યા, અને 'ટ્રેનીંગ કૉલેજ'માં સંસ્કૃતના અધ્યાપક તરીકે રહ્યા; સાથે સાથે તેઓ ફરીથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના એસિ. સેક્રેટરી બન્યા, અને કોષ રચવાનું કાર્ય પણ તેમણે સ્વીકાર્યું. ત્યારે તેઓ 'હોપ વાચનમાળા કમિટી'ના સભાસદ બન્યા, પણ સિદ્ધાંતના મતભેદને કારણે ટુંક સમયમાંજ રાજીનામું આપ્યું એમ કહેવાય છે. અંતે શારીરિક સંપત્તિ ક્ષીણ થવાથી, અને કૌટુંબિક કારણોને લીધે તેઓ ઇ. સ. ૧૮૮૧ના નવેમ્બરમાં મલાતજ આવી વસ્યા, અને ઇ. સ. ૧૮૯૩ના ડીસેમ્બરમાં તેમને દેહ પડ્યો ત્યાં સુધી તેઓ મલાતજમાં જ રહીને કંઇક ગ્રંથો રચતા, કંઇક લેખો લખતા, કંઇક વિદ્વાનોનો પત્રવ્યવહારથી સંપર્ક સાધતા, ને કંઇક પંડિતોની શંકાઓ નિવારતા; મલાતજમાં જ પાઠશાળા ચલાવતા, અને સાથે સાથે આત્મકલ્યાણ માટે તત્ત્વજ્ઞાનના ગ્રંથો પણ વાંચતા.

આ સરળ અને સ્વમાનશીલ વિદ્વાન નરમાં હૃદયની ઉદારતા હતી, અને વિચારની વિશાળતા હતી. તેમનામાં ધાર્મિકતા હતી, પણ ધર્માંધતા ન્હોતી. ધાર્મિકતા અને ધર્માંધતા વચ્ચે તેઓ તલસ્પર્શી વિવેક કરી જાણતા. તેથી તો ધર્માંધતા તરફ વિરોધ દર્શાવવા સારસાના કુબેરપંથની તથા અમદાવાદના જૈનમંદિરની નોકરીમાંથી તેમણે રાજીનામું આપ્યું, અને જૈનભંડારનાં પુસ્તકોને પવિત્ર જૈનગ્રંથો માનવાની ભૂલ ન કરતાં, તેમાંથી મળી આવેલાં બાલણની કાદંબરી જેવાં પુસ્તકોને બહાર આણ્યાં. જૈનસૂરિ હેમચંદ્રનું વચન ધર્મના વિષયમાં ભલે ન સ્વીકારાય; પણ વ્યાકરણની ચર્ચામાં તો હૈમવ્યાકરણને ય પ્રમાણભૂત ગણવું જોઈએ, એવો આ પરધર્મ–સહિષ્ણુ નરનો આગ્રહ હતો.

મૂર્તિપૂજાનો વિરોધ કરતા ને સનાતનીઓની ખફગી વહોરતા આર્યસમાજના સંસ્થાપક સ્વામી દયાનંદ સાથે પણ શાસ્ત્રીજી સાહિત્ય અને શાસ્ત્રોની ખુલ્લા દિલથી વાતો કરતા; અને સ્વામીજીની પ્રેરણાથી જ પોતે 'વૈશેષિક તર્કસાર' રચ્યો તેમ તેની પ્રસ્તાવનામાં શાસ્ત્રીજી જણાવે છે. 'હોપ બુક કમિટી' તરફથી ખ્રિસ્તિધર્મના સિદ્ધાંતોને પોષે તેવા ને હિંદુ ધર્મના મૂળ સિદ્ધાંતો ઉપર ઘા કરે તેવા પાઠ રચવાનું કામ તેમને સોંપવામાં આવ્યું, ત્યારે તેમણે ત્યાંથી સ્વમાન ખાતર રાજીનામું આપ્યું. ક્વચિત્ કવિ દલપતરામ અને રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા સાથે પણ મતભેદ પડતાં તેઓ કોઇનાયે તેજમાં તણાયા વિના પોતાનાં મંતવ્યો દલીલો સાથે જાહેર કરતા. આવી હૃદય–ઉદારતા, ધર્મસહિષ્ણુતા ને સ્વમાન–અંકિત નિખાલસતા તે વખતના પંડિતોમાં અતિ વિરલ હતી. વળી, શાસ્ત્રીજીમાં અણુમાત્ર પણ ફુલણજીપણું ન્હોતું. સદ્દગત નરસિંહરાવભાઇએ પણ કહ્યું છે કે : "શાસ્ત્રીની નિતાન્ત સરલ મૂર્તિ, સદ્દભાવભરેલું હૃદય અને એઓના જ્ઞાનનાં સ્થાયિ ફળ, એ મારા મુકુરમાં ચિર–સ્થાપિત ચિર–પ્રતિબિંબિત રહ્યાં છે, અને રહેશે."

શાસ્ત્રીજી ઇંગ્રેજી કેળવણી પામેલાઓમાં ભલે વિનીત ગણાતા હશે, પણ તેમનો જમાનો જોતાં તે વખતના શાસ્ત્રીઓમાં તેઓ અગ્રણી સુધારક અને ઉદ્દામવાદી હતા, તેમ તેમના વિચારો, કાર્યો ને કૃતિઓ ઉપરથી જણાય છે. તેમણે તે યુગના રૂઢિ-ભક્ત શાસ્ત્રીઓની સંકુચિત દૃષ્ટિ-દીવાલોને ભેદી નવયુગની ઉષા નિહાળી હતી; અને પોતે સમાજહિત તથા ગુજરાતી સાહિત્યમાં સક્રિય રસ લેતા થયા હતા. કવિ નર્મદનો ઉદ્દામ પંથ તેમને અસ્વીકાર્ય હતો, પણ કવિ દલપતરામના ધીમા સુધારાને તેઓ સહર્ષ

સન્માનતા. દેશના હુન્નરઉદ્યોગની પ્રગતિ, પરદેશગમન, ભૂતપ્રેતના પ્રચલિત વહેમોનું નિકંદન, રોવાકૂટવા જેવા દુષ્ટ રિવાજોનો ત્યાગ, સ્ત્રીકેળવણી ને ઈંગ્રેજી કેળવણીની અગત્ય, બાળલગ્નનો પ્રતિબંધ: આવાં કેટકેટલાં યે તત્ત્વોને શાસ્ત્રીજી સહૃદય ટેકો આપતા. ભૂતદયા, પરોપકાર, ઈશ્વરશ્રદ્ધા વગેરે ઉપર પણ તેમણે કાવ્યો ને લેખો દ્વારા ઘણું ઘણું લખ્યું હતું, ને તે આચરણમાં પણ મૂક્યું હતું.

શાસ્ત્રીજી જેવા પાણીદાર રત્નને પારખીને તેને ઝડપી લેવામાં વર્નાક્યુલર સોસાયટીએ બહુ બુદ્ધિમત્તા અને કદરદાની દાખવ્યાં હતાં. 'બુદ્ધિપ્રકાશ' ઉપરાંત તેમણે 'ધર્મપ્રકાશ' અને 'સ્વદેશહિતેચ્છુ' નામે સામયિકોનું પણ તંત્રીપદ સ્વીકાર્યું હતું. વિશેષમાં, તેઓ 'શાળાપત્ર,' 'બુદ્ધિવર્ધક,' 'ચંદ્ર,' 'નાગર ઉદય,' 'કેળવણી,' વગેરે માસિકોમાં પણ વિદ્વત્તાભર્યા લેખો લખી મોકલતા. વિમળપ્રબંધ, વસ્તુપાલચરિત્ર, ઉદીચ્ય–ઉત્પત્તિ અને કામંદકીય નીતિસાર જેવા ઉપર અતિમૂલ્યવાન લેખો પણ તેમણે લખ્યા છે, તથા છુટક છુટક સંસ્કૃત શ્લોકો ને પરચુરણ ગુજરાતી ગરબીઓ પણ રચી છે.

શાસ્ત્રીજીની વિદ્વત્તા સર્વદેશીય હોઈને વિવિધ પ્રદેશોમાં વિચરતી. તે વખતનો સામાન્ય લેખકવર્ગ અને મનસુખરામભાઈ જેવા પાશ્ચાત્ય કેળવણીનો લાભ પામનાર વિદ્વાનો પણ ગુજરાતી ભાષામાં શક્ય હોય ત્યાં સુધી સંસ્કૃત શબ્દો જ, ને તે પણ સંસ્કૃત શૈલીથી જ, વાપરવાની તીવ્ર અભિલાષા ધરાવતા; ત્યારે શાસ્ત્રીજી સંસ્કૃતના ઊંડા અભ્યાસી હોવા છતાં ગુજરાતી ભાષામાં સરળ ને સ્હેલા તદ્ભવ શબ્દો કે પ્રચલિત હોય તેવા સંસ્કૃત શબ્દો જ વાપરતા. સંસ્કૃત માટે ભારે શોખ હોવા છતાંય પોતાની

માતૃભાષા તરફ આવો નિઃસીમ પ્રેમ ભાગ્યે જ તે કાળના કોઇ શાસ્ત્રીમાં જોવામાં આવતો.

શાસ્ત્રીજીના લેખો ને કૃતિઓના વિદ્વદ્‌ભોગ્ય અને લોકભોગ્ય એમ બે વિભાગ પાડી શકાય. તેમના કેટલાક નિબંધો, લેખો ને કાવ્યો સરળ ને સુગમ શૈલીમાં લખાયાં છે; ત્યારે ‘ગુજરાતી ભાષાનો ઇતિહાસ,’ ‘ઉત્સર્ગમાળા’ અને ‘વૈશેષિક તર્કસાર’ જેવા ગ્રંથો સરળ શૈલીમાં લખાયલા હોવા છતાં તેમના શાસ્ત્રીય વિષયને લીધે આપોઆપ જ સંસ્કૃત શબ્દોનો આશ્રય લે છે. આમ શાસ્ત્રીજીની શૈલી વિષય પ્રમાણે સરળ કે કઠિન બનતી. ધર્મ, ભાષા, વેદ, વેદાન્ત, ઇતિહાસ, ભૂગોળ, ભૂસ્તરવિદ્યા, છંદઃશાસ્ત્ર અને કેળવણી જેવા કેટલાય વિષયોને તેમણે પોતાની કલમમાં ઉતારવાની હામ ભીડી હતી; અને શિલ્પ જેવા જે વિષયો પોતે ના જાણુતા હોય તેમાં પોતાનું અજ્ઞાન પણ તેઓ કબૂલ કરતા. આવી નિખાલસતા અને સચ્ચાઈ આજે કેટલા લેખકોમાં હોય છે?

ત્યારે શહેરમાં ભલે ઇંગ્રેજી વિદ્યાએ પ્રવેશ કર્યો હોય, પણ ગામડાંમાં તો કેળવણીની જૂની પ્રથા જ ચાલુ હતી. ગુજરાતમાં ત્યારે વિદ્વત્તા હતી, પણ આર્યોના સંસ્કારવાળી, ઇસ્લામ ને ઉર્દુથી થોડી રંગાયલી; છતાં ખ્રિસ્તિ ધર્મથી કે ઈંગ્રેજી વિદ્યાથી તો નિર્લિપ્ત જ. ત્યારે ગામઠી નિશાળો હતી. ખેડુતનો છોકરો માંડમાંડ લખતાં વાંચતાં શિખતો, ને બોડા અક્ષરની સહી કરી જાણુતો. વણિક્‌પુત્ર નામુંઠામું શિખતો, ને પછી દુકાને વળગતો. રજપુત, ધારાળા અને અન્ય પછાત કોમોની કેળવણી વિષે તો પૂછવું જ શું? આ સ્થિતિમાં બ્રાહ્મણવર્ગ જ સંસ્કૃત વિદ્યાનો ને આર્યસંસ્કૃતિનો ઇજારદાર હોય તેમ તેની

સુવાસ ગામડે ગામડે ફેલાવતો. બ્રાહ્મણોમાં ય તે વખતનો શાસ્ત્રીવર્ગ ઉર્દુ ફારસીને ઉવેખી, અને પ્રાકૃત અપભ્રંશને અવગણી, માત્ર સંસ્કૃતમાં જ લીન રહેતો; અને આ જ્ઞાનબળે જ તે લોકાદર પામતો. પ્રાચીન, ગહન અને પવિત્ર સંસ્કૃતભાષા આગળ ત્યારે ગુજરાતી, મરાઠી જેવી દેશી ભાષાઓ પણ હિસાબમાં ન્હોતી. ઉર્દુ અને ઇંગ્રેજી તે યુગના શાસ્ત્રીવર્ગને મ્લેચ્છોની ભાષા લાગતી, સંસ્કૃત તે દેવવાણી ગણાતી, અને અન્ય જીવંત ભાષાઓ અપૂર્ણ કે અશુદ્ધ મનાતી. આવી વિષમ પરિસ્થિતિમાં તે યુગના શાસ્ત્રીવર્ગ દ્વારા સંસ્કૃત સાહિત્યની ગંગાને ગુજરાતી ભાષાભૂમિ ઉપર ઉતારવી, ને તેને લોકપ્રિય બનાવવી, એ તો માત્ર કલ્પના જ હતી.

વિશેષમાં, ત્યારે પ્રાંતે પ્રાંતની અને ધર્મે ધર્મની ઉત્કટ અસ્મિતા હતી. ગુજરાતી અને દક્ષિણી શાસ્ત્રીઓના વૈર અને વૈમનસ્યથી ભરેલા સંકુચિત વાડા હતા. તે બંનેની શુદ્ધ સ્પર્ધાથી સંસ્કૃત સાહિત્ય વિશેષ સમૃદ્ધ થાત, પણ તે સ્પર્ધા તો ઈર્ષાની ઉધઇથી ખવાઈ ગઈ હતી; ને તેથી સંસ્કૃતની ઉત્તમ પ્રગતિ પણ રૂંધાઈ ગઈ હતી. ત્યારે જૂનવાણી યુગ ઓસરતો હતો, ને નવ યુગની ઉષા ફૂટતી હતી. આ સંક્રાન્તિકાળમાં વ્રજલાલ શાસ્ત્રીએ બંને યુગનાં શુભ તત્ત્વોનો સમન્વય કર્યો; તથા બંનેનાં અપથ્ય તત્ત્વો સામે ટક્કર ઝીલી, અથવા તો તેમનાથી અળગા રહ્યા. તેથી જ તેમણે નર્મદના સુધારાને સાથ ન આપતાં દલપતરામનો રાહ સ્વીકાર્યો; અને ખોટા વ્હેમ કે દુષ્ટ રિવાજને સખત નિંદવા છતાં તેમણે કદી મદિરાપાન કે વિધવાવિવાહને ટેકો ના આપ્યો.

અને હવે આપણે શાસ્ત્રીજીની કૃતિઓ ઉપર આવીએ.

સંખ્યાબંધ સામયિકોમાં તેમણે લખેલા છુટાછવાયા લેખો બાદ કરતાં, તેમનાં મુખ્ય પુસ્તકો નીચે પ્રમાણે છે:

પ્રસિદ્ધ કૃતિઓ:–ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ઉત્સર્ગમાળા, રસગંગા, ચંદ્રહાસ આખ્યાન, ધાતુસંગ્રહ, મુક્તામાળા, વૈશેષિક તર્કસાર, ગુર્જરભાષાપ્રકાશ, અને બ્રહ્મસૂત્રાર્થદીપક.

ઉક્તિસંગ્રહ, વિશ્વપ્રબોધ, નાગરપુરાવૃત્ત અને ગુજરાતના રાજાઓનાં જીવનચરિત્ર ( સંસ્કૃતમાં ): આટલી તેમની અપ્રસિદ્ધ કૃતિઓ છે.

પ્રસિદ્ધ કૃતિઓ પૈકી પ્રથમ ત્રણ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઇ. સ. ૧૮૬૬, ૧૮૭૦ અને ૧૯૩૪માં પ્રગટ કરી છે; 'વૈશેષિક તર્કસાર' જૂનાગઢ રાજ્ય તરફથી ઇ. સ. ૧૮૯૮માં પ્રસિદ્ધ થયો, અને 'ગુર્જરભાષા પ્રકાશ' તથા 'બ્રહ્મસૂત્રાર્થદીપક' કડકે કડકે 'ચંદ્ર'માસિકમાં છપાયાં હતાં.

આ બધી કૃતિઓમાંથી કોઇએ જો શાસ્ત્રીજીની સાહિત્ય-સેવાને અમર બનાવી હોય તો તેમનાં 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' અને 'ઉત્સર્ગમાળા' નામે બે લઘુ પુસ્તકો છે. કર્તાના કીર્તિસ્તંભ સરિખડાં આ બે પુસ્તકોએ ગુજરાતી ભાષા-શાસ્ત્રનું એક નવીન જ ક્ષેત્ર ઉઘાડયું છે, અને કેટલાય અભ્યાસીઓની પ્રમાણભૂત પ્રશંસા પ્રાપ્ત કરી છે. ડૉ. ભંડારકર જેવા ત્રિખંડી વિદ્વાને પણ પોતાના ભાષાશાસ્ત્ર ઉપરના પુસ્તકમાં શાસ્ત્રીજીને ગુજરાતી ભાષાના આદ્યમાર્ગદર્શક તરીકે ગણાવ્યા છે. કવિ દલપતરામ પણ આ કૃતિઓના વિદ્વાન્ કર્તાને તેમના 'અભ્યાસ અને તર્કશક્તિ' માટે અભિનંદન આપે છે. કવિ નર્મદ પણ ભાષાશાસ્ત્રના પ્રદેશમાં શાસ્ત્રીજીના અભિપ્રાયને પ્રમાણભૂત

માને છે. 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન'ના લેખક પણ ભાષા-શાસ્ત્રવિષયના અભ્યાસ તરફ પહેલ વહેલી અભિરુચિ ઉત્પન્ન કરવાનું માન આ વિદ્વાન શાસ્ત્રીને જ આપે છે. સદ્‌ગત નરસિંહરાવભાઇએ પણ શાસ્ત્રીજીના આ બે લઘુ ગ્રંથોને "પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતીના અભ્યાસના સાગરમાં નાવ ખેડનારા-ઓને દીવાદાંડીઓનું કાર્ય સારનારા" તરીકે ગણાવી શાસ્ત્રીજીની 'અસાધારણ વિદ્વત્તા'નો સ્વીકાર કર્યો છે; અને દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સાહેબે પણ શાસ્ત્રીજીને 'ગુજરાતી ભાષાશાસ્ત્રનું ખાત મુહૂર્ત કરનાર' તરીકે વર્ણવ્યા છે. તો હવે આ પુસ્તકોના વિષય અને હેતુ વિષે જરા અંગુલિનિર્દેશ કરી લેઉં.

શાસ્ત્રીજીના યુગમાં કેટલાક વિદ્વાનો તરફથી એવો મત ફેલાવવામાં આવ્યો કે ગુજરાતી ભાષામાં સૈકાઓ થયાં કાંઈ પણ ફેરફાર થયો નથી; અને સંસ્કૃતમાંથી તે ઉતરી આવી નથી, પણ ઉલટું ગુજરાતી કે પ્રાકૃતમાંથી સંસ્કૃત ભાષા જન્મી છે. આજે પણ આવી માન્યતા ધરાવનારાઓ હોય છે, તો પછી ભાષાશાસ્ત્ર જેવો વિષય જ ગુજરાતી વાઙ્મયમાં ન હોય ત્યારે તો આ માન્યતાને વિશેષ પુષ્ટિ મળવાનો સંભવ હતો. આવા સમયે શાસ્ત્રીજીએ આ માન્યતાનો સબળ સામનો 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' નામે નિબંધ લખીને કર્યો. ઇંગ્રેજી ભાષાના જ્ઞાન વિના પણ તેમની વિશાળ દ્રષ્ટિને માલમ પડ્યું હતું કે 'ભાષાઓના ઇતિહાસ ઉપરથી માણસોના ઇતિહાસ જણાઈ આવે છે, ને તેથી માણસોનો ઇતિહાસ જાણનારા પુરુષોએ ભાષાઓનો ઇતિહાસ પણ જાણવો જોઇએ." ઇંગ્રેજી જ્ઞાનથી પોતે વંચિત હોવા છતાં તેમણે આ નિબંધ લખી પ્રશંસાપાત્ર વિદ્વત્તા દર્શાવી છે; અને છતાં તેમાં ક્વચિત્ સંભવિત 'અજ્ઞાનદોષ' કે

'મતિભ્રમ' માટે તેમણે વિદ્વાનોની ક્ષમા યાચી છે. આ નાનકડા નિબંધમાં આર્યોના ઇતિહાસથી આરંભ કરી, ને સંસ્કૃતભાષાનું શીઘ્ર અવલોકન કરી, તેમાંથી તેમણે પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી, અને અપભ્રંશનો સમયોચિત ઉદ્ભવ ઉદાહરણો આપી સાબીત કર્યો છે. હૈમવ્યાકરણ તરફ જૈનાચાર્યની કૃતિ તરીકે સૂગ રાખ્યા વિના તેનો તેમણે નિઃસંકોચ ઉપયોગ કર્યો છે, અને ગુજરાતી ભાષાના ઘડતરમાં દેશ્ય શબ્દોનો તથા ફારસી ને ઈંગ્રેજી ભાષાનો ફાળો પણ ધ્યાનમાં લીધો છે. આ પુસ્તકની રચના માટે તેમણે જૂના રાસાઓ વાંચ્યા, પ્રાચીન હાથપ્રતો જોઈ, ખવાઈ જતા દસ્તાવેજો ઉકેલ્યા, ને પ્રમાણભૂત વ્યાકરણ-ગ્રંથો નિરખ્યા. તેથી તેઓ ગુજરાતીનો ઉદ્ગમ અને વિકાસ યથાક્રમ બતાવી શકયા; અને જૂની ગુજરાતી જૈનોની જૂદી ભાષા નથી, પણ વર્તમાન ગુજરાતીની જ પુરોગામી છે એમ સચોટ દલીલો ને અનેક ઉદાહરણોથી સિદ્ધ કરી શકયા.

ચાર વર્ષ પછી 'ઉત્સર્ગમાળા' પ્રગટ થઈ, અને તેના કર્તાના શાસ્ત્રીય જ્ઞાનનો પ્રકાશ વધુ ફેલાયો. શાસ્ત્રીજીએ ૧૯૧ ઉત્સર્ગો– સામાન્ય નિયમો– રચી ભાષાના વિવિધ અંશોનો ભાષાશાસ્ત્રની દ્રષ્ટિએ નિર્ણય કર્યો, અને 'શબ્દોની ટંકશાળ' ખોલી. પ્રથમ પુસ્તક લખતી વખતે ગુજરાતી ભાષાશાસ્ત્રના આદ્ય લેખક તરીકે તેમનામાં જે નમ્રતા હતી તે અહીં દ્રષ્ટિગોચર ન થતાં, પોતાની અગાધ વિદ્વત્તાનો તેમણે આત્મશ્રદ્ધાથી ઉલ્લેખ કર્યો છે, કે જેથી તે વિષય ઉપર વિરોધપક્ષ વજૂદ વગરની, પ્રમાણહીન અને બાલિશ દલીલો ન કરે. 'ઉત્સર્ગમાળા'ની પ્રસ્તાવનામાં જ યોગ્ય ગૌરવ દાખવી કર્તા જણાવે છે કે "મેં સંસ્કૃત–પ્રાકૃત વ્યાકરણના ઘણા ગ્રંથો જાણ્યા છે; અને ગુજરઆદિ ભરતખંડના

ઘણા દેશની ભાષાઓના ગ્રંથો જોયા છે. માટ મારા લખેલા ઉપર કોઈ દોષારોપ કરે તો તેણે પ્રથમ પોતાની છત તપાસીને કરવો. વાંચનાર પોતે વિદ્વાન હશે, તો તે આ નિબંધને વખાણશે.”

આમ વ્રજલાલ શાસ્ત્રીએ ભાષાશાસ્ત્ર વિષયનાં આ બે લઘુ પુસ્તક દ્વારા સપ્રમાણ સિદ્ધ કર્યું કે ગુજરાતી ભાષામાં પણ કાળબળે ને પ્રસંગવશાત્ ફેરફાર થતો જ રહ્યો છે; ને તે રીતે વિરુદ્ધ મતનું ખંડન કીધું. તેમણે સંસ્કૃતની પ્રાચીનતા જોઈ, પ્રાકૃત–અપભ્રંશનાં સ્વરૂપ નિરખ્યાં, અને જૂની ગુજરાતીના શબ્દદેહ દીઠા; તથા આ બધા ઉપરથી એક સુસંબદ્ધ ક્રમ યોજી સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી ને વર્તમાન ગુજરાતી, એવા પાંચ પ્રસ્તાવ નક્કી કર્યા. પોતે સંસ્કૃતના સમર્થ વિદ્વાન હોવા છતાં તેમણે ગુજરાતી જેવી દેશી ભાષાને આમ ઐતિહાસિક ને ગૌરવવંતું સ્થાન અપાવ્યું. હાલ ગુજરાતી ભાષાશાસ્ત્ર તેના વિખ્યાત વિશારદોના હાથે ખૂબ પ્રગતિ સાધી શક્યું છે; પણ તેની વર્તમાન ઇમારત શાસ્ત્રીજીએ નાખેલા પાયાને જ આભારી છે, એ સત્ય હકીકત આજે પણ સર્વસ્વીકાર્ય છે.

બાકીની પ્રસિદ્ધ કૃતિઓમાં ‘ધાતુસંગ્રહ’—ઇંગ્રેજ વિદ્વાન ટેલરની સ્હાયથી લખાયલો આ ગ્રંથ–શાસ્ત્રીજીના ભાષાશાસ્ત્ર-વિષયક સ્વાધ્યાયનું જ પરિપક્વ ફળ છે. તે ભાષાવતરણ સંબંધી વાચકને વિશેષ જ્ઞાન આપે છે, અને ભાષાશાસ્ત્રના અભ્યાસને વધુ સરળ અને રસપ્રદ બનાવે છે. ‘વૈશેષિક તર્કસાર’ સ્વામી દયાનંદની પ્રેરણાથી લખાયેલો ને તર્કની ઉપયોગિતા સિદ્ધ કરનારો એક શાસ્ત્રીય ગ્રંથ છે. પદાર્થનું જ્ઞાન એ આ પુસ્તકનું

મુખ્ય પ્રયોજન છે, અને બાલ-અભ્યાસીઓની સગવડ ખાતર કેટલીયે શાસ્ત્રીય કઠિનતા તજી દઈ તેમણે વિષયને સુવ્યવસ્થિત સ્વરૂપે ને સરળ શૈલીએ સમજાવ્યો છે. આપણાં 'ષડ્દર્શન' ઉપર ગુજરાતી ભાષામાં અનુવાદ કે મૌલિક કૃતિ રૂપે લખાયલાં અલ્પસંખ્યાંક પુસ્તકોમાં આ 'વૈશેષિક તર્કસાર' વિશિષ્ટ અને કીમતી ઉમેરો કરે છે. તેમનું છેલ્લું પ્રગટ થયેલું 'રસગંગા' નામે પુસ્તક રસશાસ્ત્રને રસપ્રદ રીતે નિરૂપે છે. તેમાં રસ, ભાવ, વિભાવ, અનુભાવ વગેરેના શાસ્ત્રીય વિભાગ પાડી યથાવકાશ તે બધાને મનોરંજક ઉદાહરણો રૂપી શ્લોકો વડે તેમણે વધુ સ્ફુટ કર્યાં છે. બાળવિદ્યાર્થીઓને જ નજર આગળ રાખી, સરળ ને વ્યવસ્થિત રીતે રચાયેલું આ લઘુ પુસ્તક આજે મુંબઈ યુનિવર્સિટીનું પણ બી. એ. ના ગુજરાતી વિષયના 'ઑનર્સ' ના અભ્યાસક્રમ માટે મમતાપાત્ર બન્યું છે.

શાસ્ત્રીજીને રાજનીતિકુશળ અને વ્યવહારવિચક્ષણ, સત્તાધારી અને સાહિત્યપ્રિય મિત્રો હતા; અને તે બધામાં તેઓ માનનીય સ્થાન પામતા. છતાં શાસ્ત્રીજીની તો પ્રધાન અને ગૌણ, બાહ્ય અને આંતર પ્રવૃત્તિ કેવળ સાહિત્યસેવા જ રહી. વિદ્યાવ્યાસંગને જ સર્વસ્વ માનનાર આ સાક્ષર રાજનીતિના રંગથી કે વ્યવહારની કુટિલ નીતિથી સર્વદા મુક્ત જ રહ્યા. તેમનો સરળ ને સ્વમાનપ્રિય સ્વભાવ, તેમનું 'સદ્ભાવભરેલું હૃદય' અને તેમનું સ્પષ્ટ સત્યવાદિત્વ તેમને ઇતર પ્રવૃત્તિઓમાંથી રોકી કેવળ સરસ્વતીભક્તિ ને સાહિત્યસેવા તરફ દૃઢ ખેંચી રાખતાં હતાં.

સંક્ષેપમાં, **શાસ્ત્રીજી ગુજરાતીના આદ્ય ભાષાશાસ્ત્રી હતા, તે યુગના શાસ્ત્રીઓમાં ઉદ્દામવાદી અગ્રણી હતા, મહાન વૈયાકરણ હતા, કવિ હતા, પત્રકાર હતા, સારા**

**કેળવણીકાર હતા, સૂક્ષ્મદર્શી સંશોધક હતા, સરળ ગદ્યલેખક હતા, ને ભારે તત્ત્વવેત્તા હતા;** અને છેક જ સૂત્રાત્મક રીતે કહીએ તો **એક સમર્થ સાક્ષર હતા.** તેમણે ગદ્ય અને પદ્ય લખી સમાજ અને સાહિત્યને વેગ આપ્યો, ગુજરાતની સંસ્કૃત વિદ્વત્તાને ગૌરવવંતી કરી, અને ગુજરાતી ભાષાશાસ્ત્રને મહિમાવંતું કર્યું. છતાંયે તેમની શરમાળ પ્રકૃતિને લીધે કે પોતાની ગુણજ્ઞતાની ઉણપે ગુજરાતની જનતાએ તેમની સુયોગ્ય કદર કરી નથી, અને ગુજરાતી સાહિત્યે તેમની સારસ્વત સેવાની મુક્ત કંઠે પ્રશંસા ઉચ્ચારી નથી. પત્રકાર, શાસ્ત્રકાર, કેળવણીકાર અને સાહિત્યકાર: આમ ચતુર્વિધ સ્વરૂપે તેમણે તેમની સર્વોત્તમ શક્તિઓ પ્રગટાવી છે. એવા આ ગુજરાતના પ્રતિષ્ઠિત પુત્રને આજે ય પ્રશંસાનાં પરિમલભર્યાં પુષ્પો અર્પવામાં નથી કોઇ અનુચિત કુટુંબશ્લાઘા કે નથી કોઇ પ્રોદ્દીપ્ત અત્યુક્તિ. ગુજરાતી સાહિત્યવ્યોમમાં મંદમંદ પ્રકાશતા અને ચિરકાળ ઉપેક્ષાપાત્ર બનેલા આ તેજો-ધન્યા તારકને અનેકાનેક નમ્ર અંજલિઓ આપીને જ આપણે કૃતકૃત્યતા અનુભવીએ.*

---

* પ્રસ્તુત 'અર્ઘ્ય' ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલી વ્રજલાલ શાસ્ત્રી રચિત 'રસગંગા'ની પ્રસ્તાવનામાં સંપાદક તરીકે આ લેખકે 'વ્રજલાલ શાસ્ત્રીનું ક્ષર અને અક્ષર જીવન' નામે જે વિસ્તૃત લેખ આપ્યો છે તે ઉપરથી અહીં સંક્ષેપમાં તૈયાર કરવામાં આવ્યો છે. વધુ વિગતો માટે 'રસ-ગંગા'ની પ્રસ્તાવનામાં આપેલો મૂળ લેખ જોવા જ વાચકને વિનંતિ છે.—કર્તા

# કલાપી-જીવન અને 'કેકારવ'

ગુજરાતનું પ્રજાજીવન ઇરવી ઓગણીસમી સદીના છેલ્લા ચરણમાં ઇંગ્રેજી સાહિત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સમાગમમાં આવી સુધારાનો તનમનાટ દાખવતું હતું, ત્યારે ગુજરાતી સાહિત્ય પણ ભક્તિ, જ્ઞાન, અને સંપ્રદાયનો સાથ તજી નર્મદ--દલપતરામે અને નવલરામ તથા ગોવર્ધનરામે પાડેલા તદ્દન નવા ચાશથી આકર્ષક બનતું જતું હતું. ગુજરાતનો વાચકવર્ગ ત્યારે નરસિંહરાવભાઈનાં નવીન પ્રકૃતિકાવ્યોથી મુગ્ધ થતો હતો; અને કેટલાક વિદ્વાનો સંસ્કૃત ને ઉર્દુ સાહિત્યના મહાસાગરનાં રત્નોને ગુર્જરસાહિત્યને કિનારે લાવવા પ્રયત્ન કરતા હતા. આ સંયોગોમાં, 'સુરતાની વાડીના મીઠા મોરલા', મણિલાલના શિષ્ય, કાન્તના મિત્ર અને ગોવર્ધનરામના પૂજક એ રાજવી સુરસિંહજીનો--ઇ. સ. ૧૮૭૪માં જન્મેલા એ કવિ કલાપીનો--ત્યારે સંસ્કારસમય અને કેળવણીકાળ પસાર થતો હતો. આ નવજુવાન રાજવી કવિના મનમાં ત્યારે કૈં કૈં તરંગો ઉદ્ભવતા હતા, અને હૃદયમાં કોઇ અનેરી ઊર્મિઓ ઉછળતી હતી. યુગનાં પ્રેરક બળોએ, સંસ્કારે, સહવાસે અને સંયોગોએ રાજલક્ષ્મીના આ પ્રણયીને સરસ્વતીપુત્ર થવા પ્રેર્યો. દીલના દર્દે, હૃદયની કોમળતાએ, પ્રકૃતિપૂજક ભાવનાએ, સૌંદર્યવાહી દ્રષ્ટિએ, અને સમભાવશીલ સ્વભાવે : સૌએ મળી તેને સ્વામીનાથ મિટાવી પ્રીતમ બનાવ્યો, સત્તાધારી મિટાવી સામાન્ય માનવી કર્યો, અને રાજપુત્ર મિટાવી સ્નેહી--કવિ સર્જ્યો.

અન્ય દેશી યુવરાજોની માફક કલાપીએ પણ રાજકોટની 'રાજકુમાર કોલેજમાં' કેળવણી લીધી; પણ તેટલાથી તેને સંતોષ

ન થયો. એ પૂર્વજન્મના સંસ્કારી અને રસિક આત્માએ પોતાની તરસ છીપાવવા કેટલાયે સાક્ષરો કે સાહિત્યકારોને નિજ મંદિરે નિમંત્ર્યા, અને તેમને ગુરુ, સલાહકાર કે મિત્ર બનાવ્યા. સાહિત્યના આનંદને જ સર્વસ્વ માનતા યુવાન કલાપીએ ગુજરાતી, ઇંગ્રેજી ને સંસ્કૃતના ઉત્તમ ગ્રંથોનો ત્વરાથી અભ્યાસ આદર્યો. આ પ્રજાપ્રિય રાજવીનું હૃદય પ્રથમથી જ ઉદાત્ત ભાવનાઓ અને કોમળ લાગણીઓથી ભરપુર હતું, અને તેમાં તેના ગૃહજીવનના કરુણ પ્રસંગે પૂર્તિ પૂરી તેની પાસે કંઈક ધોધમાર કાવ્ય-પ્રવાહ વહેવરાવ્યો. 'ભાયાતો-ગરાસીઆઓ એ વિદ્યાના ઓરમાણ પુત્રો છે,' એમ કહેનાર આ રાજકુમારે નિજ જીવનને સાહિત્ય-પરાયણ જ બનાવ્યું. કુમાર અવસ્થામાં સાહિત્યના હરકોઈ અભ્યાસીને, તે પોતે સાચા કવિત્વના ભાવોથી પ્રેરાયો હોય કે નહિ તો પણ,-કંઈક ભાવવાહી કે કૃત્રિમ ગમે તેવું-કાવ્ય લખવાની, ને તે માટે ઊર્મિલ પ્રયત્નો કરવાની મહેચ્છા સ્ફુરે છે; અને કલાપી કંઈ આ સામાન્ય નિયમને અપવાદરૂપ ન્હોતો. વિશેષમાં, હરકોઈ વિદ્યાર્થીને ય જો પ્રાસયુક્ત પદ્ય રચવાનું મન થાય તો પછી કરુણ ગૃહજીવનવાળાને હેતાળ હૈયાના ભર્તાને કવિતા લખવાનું મન થાય,-બલ્કે તેના હાથે કવિતા આપોઆપ લખાઈ જાય, અને તેનું પરમ વિશ્રાંતિસ્થાન બને તેમાં શું આશ્ચર્ય !

સુરસિંહજી રાજવી તરીકે લાઠીમાં અને કાઠીઆવાડમાં જાણીતા હતા; પણ ભાવવાહી કાવ્યોના સર્જક તરીકે ગુજરાત ભરમાં, બલ્કે બૃહદ્ ગુજરાતમાં યે ખૂબ વિખ્યાત થયા ને વખણાયા. સાહિત્યની ભાવનાઓ અને જીવનની વાસ્તવિકતાઓ કલાપીમાં સંવાદી રીતે ભેગી વણાઈ ગઈ હતી, અને તે બંનેએ

મળીને જ કલાપી પાસે કાવ્યઝરણું વહેવરાવ્યું છે. સાહિત્ય એક અને જીવન છેક અન્ય, ભાવનાઓ અમુક અને વાસ્તવિકતાઓ નિરાળી, આવી વિસંવાદિતા કે અસંબદ્ધતા કલાપીમાં બહુધા ન્હોતી. તેથી કવિનાં કાવ્યોને સમજવા માટે કવિહૃદયને જાણવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર કવિજીવનને નિરખવાની છે. તેના સ્નેહ-સંસાર અને સાહિત્ય-જીવન અનુસાર જ તેની કાવ્યસરિતા વહી રહી છે. તો પ્રથમ આ કાવ્ય-પ્રવાહનું પ્રત્યેક વર્ષ પ્રમાણે વિહંગાવલોકન કરી પછી તેના વેગ અને રંગ નિરખીએ.

'કલાપીનો કેકારવ'ની પાંચમી આવૃત્તિમાં[1] ઈ. સ. ૧૮૯૨ના ઓક્ટોબરથી લખાયેલાં કાવ્યો નજરે પડે છે. ઓક્ટોબરથી તે આ વર્ષના અંત સુધીમાં કલાપીએ બહુ થોડાંજ કાવ્યો લખ્યાં જણાય છે. ત્યાર પહેલાં પણ તેણે કવિતા લખવાના છુટા છવાયા પ્રયત્નો તો કર્યાં જ હશે. પણ અઢાર વર્ષની ઉંમરે બહુ સારાં કાવ્યો તો ક્યાંથી રચાય, ને વાચક તેની આશા પણ કેમ રાખે? પ્રેમ, મધુકર, પુષ્પ વગેરે ઉપર ગઝલો લખી કલાપીએ ત્યારે કવિતા લખ્યાનો સંતોષ માન્યો છે. પણ આ વર્ષે રચાયેલાં કાવ્યોમાં 'એક પ્રેમ' અને કેલિસ્મરણ' એ બે જ કંઈક લક્ષમાં લેવા યોગ્ય છે.

ઈ. સ. ૧૮૯૩ના વર્ષમાં હરિલાલ ધ્રુવના કાવ્યની છાયાવાળું 'વનમાં એક પ્રભાત', અને નરસિંહરાવના 'ચંદા' નામે

---

૧ અને હવે પછી આ પુસ્તકનો જ્યાં જ્યાં ઉલ્લેખ હોય કે તેમાંથી અવતરણ હોય ત્યાં તેની પાંચમી આવૃત્તિ જ સમજવા વાચકને વિનંતિ છે.

કાવ્યની સ્પષ્ટ છાપવાળું 'કમલિની' સુપ્રસિદ્ધ કાવ્યો છે. કલાપી હવે ઇંગ્રેજી સાહિત્યથી યે આકર્ષાય છે; ને 'શેલી', 'ટોમસ વુડ' અને 'ટેનીસન' જેવા અંગ્રેજ કવિઓ પણ તેને આમંત્રે છે. 'પ્રેમ અને મૃત્યુ', 'પ્રેમ અને શ્રદ્ધા', 'ચંચલ પ્રેમસુખ' આદિ આનાં ઉચિત ઉદાહરણો છે. કલાપીનો આ અનુવાદ–શોખ કે ભાષાંતર-ભક્તિ આગળ ઉપર પણ ચાલુ જ રહે છે.

'મૃત્યુ' 'મ્હારૂં કબૂતર' 'જ્યાં તું ત્યાં હું', અને 'પાન્થપંખીડું' વગેરે ઇ. સ. ૧૮૯૪ના વર્ષનાં નોંધપાત્ર કાવ્યો છે. પણ આ વર્ષનું ઉત્તમ કાવ્ય તો 'કુદરત અને મનુષ્ય' નામે છે. આ કાવ્યથી આપણને એમ લાગે છે કે કવિતા રચવાના–બનાવવાના–મોહમાંથી મુક્ત થઈ કલાપી હવે ધીમે ધીમે સાચા કવિત્વનાં અમૃતમય ફોરાંથી છંટાતો જાય છે. તેનાં શરૂઆતનાં કાવ્યોમાં ઠેરઠેર કૃત્રિમતા, ક્લિષ્ટતા, અસ્પષ્ટતા વગેરે દોષો તરી આવે છે. માત્ર લખવાનો તનમનાટ સંતોષવા ખાતર લખાયેલાં, કંઇક લખવું એવી ઉમેદ બર લાવવાના હેતુથી લખાયેલાં, જાણે કે વિષયને અભાવે તાણીતુસીને લાંબાં કરેલાં કાવ્યોની અવસ્થામાંથી મુક્ત થઈ કલાપી હવે કવિતા-દેવીના મંદિરના સાચા માર્ગે વળે છે. આ કાવ્ય પહેલાં જો કે કેટલાંક સારાં કાવ્યો લખાયાં છે, છતાં કલાપીને ઉચ્ચ કોટિના કવિનું સ્થાન અપાવી શકે તેવાં કાવ્યોમાંનું પ્રથમ તો આ જ કાવ્ય છે. પણ એટલું તો કહેવું જોઈએ કે આ કાવ્યના પ્રકૃતિદર્શન માટે કલાપી ઈંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થનો ઋણી છે. કવિનો પ્રકૃતિપ્રેમ આ કાવ્યથી જ આરંભ પામી આગળ ઉપર ક્રમિક વિકાસ પામતો જાય છે. 'પાન્થ પંખીડું' પણ કલાપીએ કાશ્મીરના પ્રવાસ ઉપરથી જ લખેલું છે. ગત વર્ષ જો કલાપીને

ાનુવાદનું હતું, તો આ વર્ષ તેને માટે કુદરત તરફ નિઃસીમ ાનુરાગનું કહી શકાય.

ઇ. સ. ૧૮૯૫નાં કાવ્યોમાં 'સારસી' 'ગ્રામ્યમાતા' અને ંત્સ્વમંગળ' અગ્ર સ્થાન પામે છે. 'સારસી' જો ભાવને અનુરૂપ ંદોવૈવિધ્ય માટે નોંધપાત્ર છે, તો છેલ્લાં બે કાવ્યો કલાપીની ાકસાહિત્ય તરફની અભિરુચિ વ્યક્ત કરતાં હોઇને તે રીતે ાશિષ્ટ છે. જો કે પ્રેમ ઉપર કેટલીક કવિતાઓ ને ગઝલો પણ ા વર્ષે લખાઈ છે, છતાં એકંદરે તો આ વર્ષ ઉપર ગણાવ્યાં ાાં પરલક્ષી કાવ્યોના ફાલ માટે જ કીમતી કહી શકાય. આ વાનુભવરસિક કે પરલક્ષી કાવ્યોમાં પણ પ્રાયઃ કવિના આત્મ-ક્ષિત્વના જ સ્પષ્ટ ઓળા પડે છે. આત્મોદ્ગાર, કોમળ ભાવો ઉછળતી ઊર્મિઓઃ આ બધાં પરત્વે તો કલાપીનાં પરલક્ષી વ્યો પણ આત્મલક્ષી કાવ્યોથી ઘણી વખત અભિન્ન જેવાં જ ણાય છે.

હવે પછીનાં બે વર્ષ કલાપી માટે બહુ જ ભારે નિવડે . પ્રેમનો વ્યાધિ અને ગૃહજીવનનો કલહ તેને ચોતરફ ઘેરી છે. શોભના તરફનો સ્નેહ તેને પ્રેમ-નીતિના વિચારવમળમાં ખે છે, અને તર્ક-વિતર્કના ચકડોળે ચઢાવે છે. તેની સાથેના મનો અભિલાપ જટિલ પ્રશ્ન બની કલાપીના હૃદયમાં અકથ્ય મુંઝણ ઉપજાવે છે. લોકલાજની પરવા, જાહેર નિંદાનો ભય, જવીપદની ઉચ્ચતા, અને દૂભાતી રમાઃ સૌ તેના મગજને ને અંતરને વ્યથિત કરે છે. હૃદયના આ જ ભાવ, વનના આ જ રંગ કવિનાં હવે પછીનાં ઘણાં ખરાં કાવ્યોમાં ાક્ષ કે પ્રત્યક્ષ રીતે જણાઈ આવે છે. ઇ. સ. ૧૮૯૬ માં ન્યા અને ક્રૌંચ,' 'ક્ષમા,' 'વૃદ્ધ ટેલીગો' અને 'વિધવા બ્હેન

૧૩

બાબાંને' વગેરે કાવ્યો કલાપીની કોમળ લાગણીનાં જ પ્રતીક બને છે; જ્યારે 'મનુષ્ય અને કુદરત,' 'વ્હાલીને નિમંત્રણ,' 'એક ચંડોળ,' 'અતિ મોડું' ઇત્યાદિ કાવ્યો કવિહૃદયમાં ચાલી રહેલી પ્રેમની ગડમથલ સૂચવે છે. પણ આ વર્ષનું સૌથી વધુ લક્ષમાં લેવા લાયક કાવ્ય તો 'હૃદયત્રિપુટી' છે. શોભના તરફના સ્નેહમાંથી ઉદ્‌ભવતું પ્રીતિ અને નીતિનું જે દ્વંદ્વ યુદ્ધ આ પ્રણયી રાજવીના અંતરમાં ચાલી રહ્યું હતું, તેનો જ કૈંક વાસ્તવિક અને કૈંક કાલ્પનિક વૃત્તાંત કવિ આ કાવ્યમાં આપે છે, ને આ રીતે એ તુમુલ તોફાનને શમાવવા મથે છે. અંતે તે કહે છે કેઃ—

"મ્હાલ્યાં ત્રણે હૃદય એક જ સ્વપ્ન માંહી,
સાથે મળી જયમ મળે દરિએ નદી બે."

આ કથામાં પ્રેમની ઝંખના છે, ને કાલ્પનિક સૃષ્ટિ છે; તેથી પ્રેમ અને કલ્પનાના પ્રોજ્જ્વળ રંગોમાં વાસ્તવિકતાના અંશો ક્યાંય ઢંકાઈ જાય છે.

વિશેષમાં, આ વર્ષ 'ભરત,' 'એક આગીઆને,' 'એક ઘા,' 'રખોપીઆને' વગેરે, મનુષ્યેતર પ્રાણીઓ તરફ કવિની કોમળ અનુકંપા દર્શાવતાં કાવ્યો પણ આપે છે. આમ ગૂઢ પ્રેમદર્દ, ગૃહજીવનના કોમળ ભાવો, અને ભૂતદયાઃ આ ત્રણ આ વર્ષના કલાપીસર્જનનાં મુખ્ય લક્ષણો છે.

પ્રેમના આ આંતર વિગ્રહ વખતે કલાપીની કાવ્યસરિતા ઇ. સ. ૧૮૯૭ માં વધારે વેગથી વહે છે. રાગ અને ત્યાગ, સૌન્દર્ય અને સંગીત, આશા અને નિરાશાનાં કવિહૃદયમાં વમળ સતત ચાલુ જ રહે છે. 'વીણાનો મૃગ' અને 'અસ્વસ્થ ગૃહિણી'

એ સૌન્દર્યદર્શી, સંગીતપ્રેમી અને કોમળ હૃદયવાળા કવિની અસ્વસ્થતા જ પૂરવાર કરે છે. ભરતીએ ચઢેલા કવિના પ્રેમ-સાગરના ઘૂઘવાટા પાછા ચાલુ જ રહે છે; અને એના ગર્જનના પડઘા કેટલાંયે આત્મલક્ષી પ્રેમ-કાવ્યોમાં સંભળાય છે. ‘ ઇશ્કનો બન્દો,’ ‘ હું ત્હારો હતો,’ ‘ ઇશ્ક-બિમારી,’ ‘ તે મુખ,’ ‘ તારાં આંસુ’ વગેરે કેટલાંયે કાવ્યોમાં આ એક જ ભાવ ઉભરાઇ ઉભરાઇને આગળ વધે છે; અને ક્વચિત્ તેમાં ‘ જન્મદિવસ ’ ‘ રુરુદિષા,’ ‘ પરવાર્યો ’ ઇત્યાદિ નિરાશાના રંગ પૂરે છે. પ્રેમના તોફાને ચઢેલું કવિહૃદય તેથી ક્રમશઃ નિરાશ ને નીરસ બનતું જાય છે. આવી નિરાશામાં તે કહે છે કે—

“ એ ચાર જન્મદિવસો વહી કાલ જાશે,
ને મૃત્યુની જલદ પાંખ સમીપ થાશે.” (જન્મદિવસ)

આ વર્ષ કલાપી માટે પ્રેમની પરાકાષ્ટાનું હોઇને તેનાં સર્વાનુભવરસિક કાવ્યોનું મૂળ પણ તેની હૃદયવ્યથા જ છે. આ સમયમાં તેના લાગણીવશ હૃદયને શોભના માટે શું શું લાગતું હતું તે તેણે કાન્તને તા. ૨૬-૧૨-૯૭ના રોજ લખેલા પત્ર ઉપરથી સમજાય છે. તેમાં કલાપી લખે છે કેઃ—“ મ્હારે માટે સહેવાનું રહ્યું છે, તે બહુ લાગતું નથી......જે બાળા કોઈ વખતે મ્હારી શિષ્યા હતી, કોઈ વખતે પ્રિયા હતી, તેના આત્માનો વિકાસક્રમ શી રીતે ચાલે છે, તે જોવાની અને તેમાં કંઈ મદદ કરવાની, તેને મારી સાથે દોરી જવાની મ્હારી બધી આશાઓ તુટી પડી છે, એ બહુ લાગે છે. તે બીમારી શી રીતે સહન કરી શકશે?......કદાચ મને શાન્તિ મળશે પણ ખરી. પણ જ્યાં હું ઊભો હોઉં ત્યાં તે ન હોય, જ્યાં તે હોય ત્યાંથી એક તસુ પણ ઉપર લેવાને મ્હારી પાસે કશું સાધન પણ ન મળે,

અરે તે નિરંતર સળગતી જ રહે, એ તો મ્હને ગમે ત્યારે ય કેમ લાગ્યા વિના રહેશે?" આ પંક્તિઓ કલાપીની હૃદયવ્યથા વ્યક્ત કરવા પૂરતી છે.

'હમીરજી ગોહેલ' નામે અપૂર્ણ રહેલું મહાકાવ્ય પણ આ વર્ષે જ રચાયું હતું.

પ્રતિકૂળ સંયોગો પલટાય છે, કેટલાંક હૃદયો બદલાય છે, ને અંતરાયો તે અનુકૂળતાઓમાં પરિણમે છે. કલાપીને અંતે શોભના મળે છે, જાહેર રીતે ને સર્વસંમતિથી; નહિ સત્તાથી કે નહિ જુલમથી. ઇ. સ. ૧૮૯૮નું વર્ષ કવિ માટે પ્રેમપ્રાપ્તિનું નિવડે છે; અને તેથી હૃદયના તુમુલ તોફાનનો, અને ધોધમાર કાવ્યપ્રવાહનો જલદી અંત આવે છે. 'કેકારવ'માં કાવ્યરચનાનો દિવસ આપતાં કાવ્યોની મોડામાં મોડી તારીખ ૪–૬–૯૮ની છે. ત્યાર પછીથી તે કવિના અવસાન સુધીમાં રચાયેલાં, છતાં રચના–દિનના નિર્દેશ વિનાનાં કાવ્યો સંખ્યા તેમજ ગુણવત્તામાં અતિ અલ્પ ને સામાન્ય છે; અને 'કેકારવ'માં આવાં કાવ્યો માત્ર થોડાંક પૃષ્ટ જેટલી જગા રોકે છે, તે જ હકીકત કવિના કાવ્યઝરણાનો મંદ વેગ અને અંત બતાવવા માટે બસ છે. ઇ. સ. ૧૮૯૮ના જુલાઇની ૧૧મી તારીખે કલાપીએ શોભના સાથે લગ્ન કર્યું. તેથી તેને પરમ શાંતિ મળી, અને જીવનમાં પરિવર્તન થયું. આ પહેલાં તો તેના હૃદયમાં પ્રેમ ને મૃત્યુ, આશા ને નિરાશા, બેહિસ્ત ને જહન્નમ પરત્વે ભયંકર તોફાન મચી રહ્યું હતું. તા. ૪–૬–૯૮ સુધીમાં લખાયેલાં કાવ્યો 'નિદ્રાને', 'જીવનહાનિ', 'ઉત્સુક હૃદય', 'પ્રિયાને પ્રાર્થના', 'દીલને દિલાસો' આદિ કવિના પ્રેમદર્દના જ પુરાવા છે. 'ઉત્સુક હૃદય'નું કાવ્ય તો કલાપીનો હૃદયપલટો–તેના જીવનનું પરિવર્તન–તેની લાખો નિરાશામાં પણ પ્રગટ થતું:

પ્રકાશમય આશાકિરણ જ બતાવે છે. શોભના સાથેના લગ્નના આગલે જ દિવસે આ કાવ્ય રચાયું છે, ને તેથી તે કવિહૃદયના પલટાતા ભાવ દર્શાવે છે. કવિ એમાંથી પરમ આશ્વાસન મેળવે છે; ને આનંદભર્યા આવેશમાં તે અહીં એકાએક બોલી ઉઠે છે કે:—

"ગઇ છે ચિંતા સૌ, અનુકૂળ વિધિયે થઇ રહ્યા,
અમારાં ભાવીને, વણકર વિધાતા વણી રહ્યો !
પ્રભુએ, વ્હાલાંએ, જગત્ પરના લોક સઘળે
દીધો નિર્મી તેનો, મધુર કર મારા કર સહે."

ઇ. સ. ૧૮૯૮ના ઉત્તરાર્ધથી કવિના અવસાન સુધીમાં રચાયેલાં થોડાંક કાવ્યો પ્રેમપ્રાપ્તિના કાળમાં જ લખાયેલાં કહી શકાય. 'સનમને', અને 'આપની યાદી' એ બે જ ગઝલો આમાં ધ્યાનપાત્ર છે. ઈ. સ. ૧૯૦૦માં કવિજીવનના અંત સાથે આ કાવ્યપ્રવાહ પણ કાયમનો અલોપ થાય છે. સ્નેહી સુરસિંહજી–એ રાજવી કવિ—સદાનો ગયો, અને પાછળ રહ્યો સૌરભભર્યો એ કલાપીનો કેકારવ.

કલાપીનાં કાવ્યોના મુખ્યત્વે આપણે ચાર પ્રકાર પાડી શકીયે: (૧) સ્વાનુભવરસિક કે આત્મલક્ષી કાવ્યો (૨) સર્વાનુભવરસિક કે પરલક્ષી કાવ્યો (૩) અનુવાદો ને (૪) ગઝલો. આ પ્રકારો આપણને સ્થૂલ દ્રષ્ટિએ વિવિધ લાગે છે, પણ વસ્તુતઃ તો તે બધા કવિના એકરૂપી આત્મલક્ષિત્વના જ સમાન સૂત્રમાં પરોવાયેલા છે. કવિહૃદયનો સૌથી વધુ બળવાન અને પ્રભાવશાળી ભાવ તો કેવળ પ્રેમ જ છે, અને એ પ્રેમના જ વિવિધ રંગ કલાપીની કવિતામાં વિલસે છે. ક્વચિત્ તે અતિ

પ્રોજ્જવળ હોય છે; ક્વચિત્ તે સૌમ્ય, તો ક્વચિત્ તે ઝાંખા, ક્વચિત્ તે આંખને આંજી નાખે તેવા, તો ક્વચિત્ નેત્રને શીતળ અને આનંદકારી નિવડે તેવા હોય છે. અથવા સ્પષ્ટ રીતે કહીએ તો એ પ્રેમ બહુધા તો સ્થૂલ મસ્ત શૃંગાર રૂપે દેખાય છે, કોઈક વખત તે ગૃહજીવનના કોમળભાવ દાખવે છે, તો ક્વચિત્ માનવજાતિ તરફના સદ્ભાવનું સ્વરૂપ લે છે. કોઈક વખત તે ભૂતદયા રૂપે રજુ થાય છે, કોઈક વાર તે પ્રભુને પ્રિયા–માશુક–માની દિવ્ય આકર્ષણ બને છે, અને કોઈક વખત વળી તે પ્રકૃતિનાં પૂજન કરતા દૃઢ અનુરાગમાં પરિણમે છે. એ દિવ્ય આકર્ષણ કવિની કેટલીક ગઝલોનો વિષય બને છે, અને એ પ્રકૃતિપૂજન તેની કેટલીયે આત્મલક્ષી અને બહુધા અનુવાદ રૂપે રચાયેલી કવિતાનું નિમિત્તકારણ બને છે. પ્રકૃતિ તે કવિને મન ઇંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થની માફક પ્રેરક ને શાસક બને છે. તેની સૌંદર્યદ્રષ્ટિ ઉપર પૂજ્યભાવ પ્રેરતું આ પ્રકૃતિ–દર્શન પ્રચુર અસર કરે છે; અને અંતે આ અસર પ્રેમપટમાં જ એક બળવાન તંતુ તરીકે ભેગી વણાઈ જાય છે. કવિનાં પરલક્ષી કાવ્યોમાં પણ આ પ્રેમ જ વિવિધ સ્વરૂપે ઓતપ્રોત થયેલો છે. તેમાં ક્વચિત્ ગૃહજીવનના જ કોમળ ભાવો છે. ક્વચિત્ માનવસદ્ભાવ છે, તો ક્વચિત્ ભૂતદયા છે. આ પરલક્ષી કાવ્યોના દોષનિરૂપણ માટે લેખકે ન્યાયી વિવેચક થતું જોઈએ, પણ આવી કડક વિવેચકવૃત્તિ આજે 'અર્ઘ્ય' આપવાના પ્રસંગે તેને માટે અનુચિત છે. પ્રસ્તુત લેખનો હેતુ આવી કવિતાના ગુણદોષ ચર્ચવા કરતાં, કલાપીના જીવનને અને તદનુરૂપ વહેતા કવનને સમજીને ગુણપ્રધાન દ્રષ્ટિએ તેનાં યોગ્ય મૂલ્ય આંકવાનો છે; અને આ હેતુ તેનાં આત્મલક્ષી કાવ્યોમાં ખાસ સિદ્ધ થાય તેમ જણાય છે.

કલાપીનું જીવન મુખ્યત્વે સ્થૂલ મસ્ત પ્રેમના કલહમાં જ વ્યતીત થતું હોવાથી તેને હંમેશાં કોમળ લાગણીના પ્રસંગોની જ ઝાંખી થયા કરે છે. આ લાગણીના આવેશમાં કવિની કલમ ઘસડાતી જાય છે, અને તે કલાદ્રષ્ટિને કે વિવેકશક્તિને વિસારે પાડે છે. તેના હૃદયસ્થ ભાવોને વ્યક્ત કરવા શબ્દો જાણે કે ખૂટી જાય છે! કવિ વર્ડ્ઝવર્થની કોયલની જેમ કલાપીની દ્રષ્ટિ પણ વળી વળીને ધરતી તરફ જ ઢળે છે; અને તેના તરફ તે અનુકંપા દર્શાવે છે. કલાપીનાં કાવ્યોને યોગ્ય રીતે સમજવા માટે વાચકે પ્રથમ તેના લાગણીવશ કોમળ હૃદયને પરખવું રહ્યું. આ હૃદયગિરિમાંથી ઉદ્ભવતા લાગણીના ધોધમાર પ્રવાહને કલાપી નિરંકુશ રીતે યથેચ્છ વહેતો મૂકે છે, અને તેમાં તે ભાવનાશીલ યુવકોને તરબોળ કરી મૂકે છે. તેના શબ્દો એટલા તો સરલ અને સ્પષ્ટ છે, તેની ભાષા એટલી પ્રવાહી ને સુંદર છે, અને તેના ભાવ એટલા હૃદયસ્પર્શી ને કોમળ છે કે વાચકવર્ગ તેની નાજુક ને લીસી કાવ્ય-દોરી ઉપરથી સરળ રીતે નીચે સરકી જાય છે. આ બધું તેના હૃદયમાં ચાલી રહેલા પ્રેમ-કલહનું જ પરિણામ છે.

પ્રેમના આ તુમુલ તોફાનમાં કલાપીને સમગ્ર જગત નિષ્ઠુર અને વિસંવાદી લાગે છે. વિશ્વ માત્ર તેને અનુકંપા-વિહીન અને રસ-શૂન્ય લાગે છે. તે કહે છે કેઃ—

"નથી નથી મુજ તત્ત્વો વિશ્વથી મેળ લેતાં,
હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે." (વૈરાગ્ય)

× × ×

"દરદદીલની વાતોને એ ન છે સૂણનાર કો;

× × ×

જગત સઘળું અક્કેકાની અસાર મુસાફરી.” (એક ચંડોળને)

અને શોભનાને ખાતર તેને કેટ--કેટલું લાગી આવે છે? તે કહે છે:—

“ હું તો બળીશ; બળતાં ઈનિસાફ થાશે !
તું શું નહિ કુદરતે કદી ન્યાય પામે !
× × ×
ટૂંકાં જ છે જીવિત ને દુ:ખભાર મ્હોટા,
ને મૃત્યુની પછી કશો રસસ્વાદ ના ના !” (ત્યજાયલીને)
“ ભેટો બને નવ બને પ્રભુ જાણનારો,
કિન્તુ મિલાપ નકી આખર એક સ્થાને !”

“ એ ચાર જન્મદિવસો કાલ વહી જશે, અને મૃત્યુની જલદ પાંખ સમીપ થશે.” “ પ્રીતિ અંતે મરણ અથવા ક્રૂરતા કે નિરાશા ” જ કવિહૃદય અનુભવે છે. હૃદયમાંથી ઉલ્લાસ જતો રહેતાં “જીવનબાગ સૂકાય છે.” જગત્ છેક નિષ્ઠુર જણાય છે, અને પ્રભુ ને પ્રકૃતિ પાસે કવિ પોતાના હૃદય માટે ન્યાય માગે છે. કવિ કેવળ નિરાશ ને નિરાધાર બને છે. તેના છેલ્લા શ્વાસ વહે છે, જીવનની વસંત પાનખરમાં પલટાતી જાય છે; અને “મૃત્યુ તણા પડઘા શ્રવણે સૂણાય છે.” કવિજીવન આમ ગાઢ અંધકારમાં લપેટાતું જાય છે; તેને નથી કોઈ દિશા સૂઝતી કે નથી કોઈ પ્રકાશ–કિરણ મળતું. આવી વિષમ પળે પ્રકૃતિદર્શનમાં જ કવિને કાંઈ આશ્વાસન મળે છે. પ્રકૃતિના ભિન્ન ઉચ્ચતર અંશો કવિ માટે જગતની જડતા હઠાવે છે, અને પ્રકૃતિનો સમભાવ તેને આશ્વાસન દેતો ચૈતન્ય અર્પે છે. કલાપીનું કુદરત તરફનું વલણ જાણવામાં આ જ સમજ આપણને ખૂબ ઉપયોગી થાય છે.

કલાપી તે સ્નેહી હતો કે કવિ એ પ્રશ્ન ઉપર આજ સુધીમાં ઘણો ઉહાપોહ થયો છે; પણ વસ્તુતઃ તો 'કવિ' ને 'સ્નેહી' એ બે શબ્દો કાંઈ વિરોધાત્મક નથી. કવિ તે સ્નેહી હોઈ શકે એ જેમ સાચું છે. તેમ સ્નેહી તે કવિ હોઈ શકે તે પણ સત્ય છે. સ્વ. કાન્ત કહે છે કે "જો 'જેની દ્વારા કવિતા ઉતરી શકે તે કવિ,' એ વ્યાખ્યા સ્વીકારીએ તો બેશક કલાપી સૌરાષ્ટ્રના એક ઉચ્ચસ્થિત કવિ છે. પણ 'કવિતા રસમાં જે નિમગ્ન હોય તે કવિ,' એ વ્યાખ્યા સ્વીકારતાં કલાપીને એ વર્ગમાં મૂકી શકાય તેમ નથી." કવિતાનું ઉત્પાદક મૂળ તે નિરતિશય લાગણી છે; અને આવી પ્રચુર લાગણીઓ કલાપી ચમત્કારિક રીતે વ્યક્ત કરે છે. આ રીતે કલાપીના કવિત્વનો સ્વીકાર કરવામાં જરાયે વાંધો નથી; પરંતુ 'સ્નેહી' અને 'કવિ' એ શબ્દોથી કલાપીજીવનના બે ભિન્ન વિભાગ પાડવા તેમાં સાચી પરખશક્તિ નથી. સત્ય વસ્તુ તો એ છે કે કલાપી સ્નેહી હતા માટે જ કવિ થઈ શકયા; અને ગૂઢ કવિ હતા તેથી જ સારા સ્નેહી બની શકયા.

કલાપીનાં કાવ્યોને કાળાનુક્રમે વિચારતાં જણાય છે કે તેના હૃદયનો સ્નેહ કુદરતના કમનીય દર્શનમાંથી ઉદ્ભવતા ભાવ સાથે સંવાદી રીતે ભળી ગયો છે. અનેકશઃ કવિ-જીવનને નિરાશાની ખીણમાં પડતું બચાવી લેઈ કુદરતનાં અવનવાં તત્ત્વો તેના સ્થૂલ પ્રેમને નિર્મળ બનાવી વધુ સ્થિર ને વ્યાપક કરે છે. પ્રેમ અને પ્રકૃતિપૂજન આમ કવિહૃદય ઉપર ચિરકાળ પ્રભુત્વ ભોગવે છે, અને તેમાં આશા-નિરાશાના રંગ ભેળવે છે.

સ્થૂલ વિલાસને ઝંખતો કવિનો સ્નેહ ક્રૂર જગતના હાથે ક્ષણ ભર પરાભવ પામે છે, અને નિરાશાને વરે છે. અંતે એ નિરાશા કવિને ચિંતન–મંથનને માર્ગે દોરી જાય છે, અને તેથી તેનો પ્રેમ 'માયિક' મટી 'અનલહક્ક'નો સ્વીકાર કરે છે. આ ભિન્ન સંયોગોમાં યે કલાપીને ઇશ્ક લાધે છે, માશુક મળે છે, અને અનલ–હક્કનો અનુભવ થાય છે. પણ આ પ્રેમ કોઈ ઉચ્ચ પ્રકારનો હતો, દૈવી ને પાવન હતો. તેની પ્રબળ ને અનિવાર્ય અસર અનુભવતાં કવિ આખા વિશ્વને પ્રેમથી જ છલોછલ ભરેલું દેખે છે. મસ્ત બની તે કહે છે કે :

" જો ઈશ્ક ના તો શું ખુદા ? આલમ કરી તો યે ભલે,
જો ઈશ્ક ના તો શું જહાં ? એને ખુદાએ શું કરે ?
× × ×
એ ઇશ્કની લાલી મહીં લાખો ખુદા ઘેલા બન્યા,
એ લાખમાંના એક પણ જુદાજ કૈં ઘેલા હમે ?"

(ઇશ્કનો બન્દો)

આમ કલાપીની ગઝલો માધુર્ય, ઊર્મિ, મસ્તી, નિરાશા, સ્થૂલ અને દિવ્યપ્રેમઃ આ બધાં તત્ત્વોથી અંકિત છે. તેમાં વ્યક્ત થતી કવિની ઘેલછા ને આવેશ તેના જીવનને અને કવનને પારદર્શક અને કમનીય બનાવે છે.

કલાપી એ યુવાન કવિ હતો, ને યુવાનોનો જ માનીતો કવિ બન્યો. તેની કવિતામાં હૃદયની નિખાલસતા છે, ભાવની કોમળતા છે, અર્થની સ્પષ્ટતા છે, સુંદર શબ્દચિત્રો છે, ને ભાષાની પ્રવાહિતા છે. જે હૈયે તે હોઠે, અને તે જ કલમે : એ તેનો સ્વયં–સ્વીકૃત સિદ્ધાંત છે. કાન્તના શબ્દોમાં કહીએ તો "કલાપીના કેકારવમાં મધુરતા છે, મૃદુતા છે, સરલતા છે, ઉદારતા

છે, કહો કે પ્રભુતા છે...તેના હૃદયમાંથી કવિતા વહે છે...તેની કલા સ્વાભાવિક, કુદરતી છે......(ને) જીવનની હોંઇને વધારે સ્થાયી છે." સ્નેહસાગરમાં પ્રપાત પામેલા આ સુરસિંહની વાણીમાંથી કોમળ ભાવ, ને સ્વાર્પણ માટે ય સામર્થ્ય દાખવે તેવો પ્રેમ જ નિતાન્ત નિતર્યા કરે છે. 'કરુણ હૃદયના સરલ, સ્પષ્ટ, સ્વાભાવિક સાહજિક ઉદ્‌ગારો "જ તેમાં પ્રાયઃ ભરેલા છે. કલાપીમાં "વાર્તારસ, વર્ણનછટા, કુદરતી પિછાન અને શબ્દની સરળ સરતી મિલાવટના જેવા ગુણોથી લાગણીનું શબ્દમય અવતરણ સફળ બની જાય છે, અને તેથી આધુનિક વાચકો તેના પર ફીદા ફીદા થઈ જાય છે." ક્ષમા, ઉદારતા, સંગીતશોખ ઇત્યાદિ જેવાં ઉદાત્ત તત્ત્વો, છંદોનું વૈવિધ્ય ને શબ્દોનું પ્રભુત્વ તેનાં કેટલાંક કાવ્યોને કાન્ત ને કોમળ પદાવલી અર્પે છે, અને વાચકને મંત્રમુગ્ધ જ કરે છે. કવિ ન્હાનાલાલ કહે છે કેઃ—"કેકારવ એટલી કલાપીના અન્તરોદ્‌ગારોની ગીતાવલી." કલાપીની આ મધુર કેકાના ત્યારે સમગ્ર ગુજરાતમાં પડઘા પડતા. બે દશકા ઉપર એવો પણ એક સમય હતો કે જ્યારે દરેક સાહિત્યપ્રિય યુવક 'કેકારવ'ને જ ઝંખતો અને તેની ભાવવાહી પંક્તિઓ કંઠસ્થ કરતો. કલાપીહૃદયના સ્વયંભૂ સરળ ઉદ્‌ગારો તેમની કોમળતાથી-આંસુના રંગથી—વધુ આકર્ષક બને છે, અને તેની કરુણતા જ વાચકને આહ્‌લાદ અર્પે છે. કરુણતા એ જ કલાપીની કવિતાનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ સત્ત્વ છે, અને તેથી જ તે 'આંસુ પાડી અને પડાવી શકે છે.'

આમ આ યુવાન રાજવી—કવિ જીવન ને કવનનો સમન્વય સાધતો ગયો, અને અલ્પ આયુષ્યમાં યે સાહિત્યમાં

પોતાનું અમર સ્થાન મૂકતો ગયો. તેણે હૃદયના કોમળ ભાવોનો ધોધમાર કાવ્યપ્રવાહ વહેવરાવ્યો; તેણે માનવજીવનની ઉદાત્તતા ગાઈ; તેણે પ્રકૃતિનાં પૂજન કર્યાં, અને દિવ્યપ્રેમને શબ્દ–દેહ દીધા. તેની મસ્ત નિરંકુશ વાણી, તેની નિતાન્ત નિખાલસતા, તેનું વિરલ આત્મસમર્પણ અને તેનું ભાષાપ્રભુત્વ : સૌએ મળી તેને 'કવિ'પદથી નવાજ્યો, અને કીર્તિના શિખરે સ્થાપ્યો. તેની આ કવિતાના પાછળથી અનેક પ્રશંસકો જાગ્યા. જે રાજવી હતો અને કવિ હતો, તે કલાપીને શિષ્યોએ ગુરુભાવે સત્કાર્યો અને સન્માન્યો. અંતે એ પૂજામાં કલ્પનાના રંગ ભળ્યા, ને અતિશયોક્તિનું મિશ્રણ થયું. પરિણામે, કલાપી માનવી મટચો, ને દૈવી મનાયો; આત્મૈક્ય સાધતો યોગી ગણાયો. સ્વ. 'મસ્ત' અને 'સાગર' જેવા કવિઓએ લાગણીના આવેશમાં સત્ય સાહિત્યદ્રષ્ટિને વિસારી કલાપીને અન્યથા નિહાળ્યો. તેથી તેમણે પોતાના આ ગુરુદેવને અસંખ્ય પરિમલભર્યાં પ્રશંસા–પુષ્પોથી દાબી દીધો, ને સાહિત્યક્ષેત્રમાં અદીઠ જેવો કર્યો. કલાપી ત્યારથી તત્ત્વજ્ઞાની ગણાયો, ને 'અનલહક્ક'નો સાક્ષાત્કાર કરતો ઉત્તમ ઓલીયો મનાયો. આ અનુચિત ગૌરવભાવે, આ અયોગ્ય પ્રશંસાએ અંતે તો કલાપીને અન્યાય જ કર્યો. તેના ભક્તો જેમ વધતા ગયા, તેમ તેના નિંદકોમાં ય ભરતી થતી ગઇ. નમ્ર અને નિખાલસ આ કલાપી વિષે તેના અકાળ અવસાન પછી પ્રશંસકો ને વિરોધીઓ વચ્ચે મતભેદના પ્રબળ સૂર પ્રવર્ત્યા. આ સંજોગોમાં, કલાપીને ન મળ્યો સાચો ન્યાય, કે 'કેકારવ'ને ન લાધ્યાં યથોચિત મૂલ્ય. સાચી ન્યાયવૃત્તિ અને સૌન્દર્યદર્શી વિવેચક-શક્તિ, બંને બાજુએ રહ્યાં; અને તેથી કલાપી ને તેની કવિતા, ઉભય સાચા સ્થાનથી વંચિત રહ્યાં.

કલાપીની કવિતામાં ગુણોની જમા બાજુ છે, તેમ દોષોની ઉધાર બાજુ પણ છે. તે કાંઇ અદ્ભુત ક્રાન્તદર્શી નથી, કે કવિકુલગુરુ નથી. ભાવ પરત્વે, ભાષા પરત્વે ને કલા પરત્વે તેની કવિતામાં કેટકેટલાયે દોષો ગણાવી શકાય તેમ છે. પણ આવું દોષનિરૂપણ તે કાંઇ પ્રસ્તુત લેખનો વિષય નથી. છતાં તેની કવિતા વિષે કલાપીનું જ વક્તવ્ય ને તેનો પોતાનો જ પરોક્ષ અભિપ્રાય આ દિશામાં આપણને સાચું માર્ગદર્શન કરાવે છે:

"તે અશ્રુઝરણું જ શોણિત સમું તે કાવ્યમાં છે ભર્યું."

(પાન્થ પંખીડું)

"દુનીયામાં સદા વીતે તેની આ મુજ વાત છે;
કલા છે ના, નવું છે ના, રસીલુંય નહિ કશું."

(વૃદ્ધ ટેલીયો)

"મારી ગરીબ કવિતા બસ કાંઈ રોતી." (જીવનહાનિ)

કાન્ત ઉપરના પત્રોમાં પણ કલાપી કબૂલ કરે છે કે:—
"જેવો વિચાર આવ્યો તેવો ફેંકી દેવાની ટેવ પડી ગઈ છે";
..."મારી કવિતાને હું કવિતા કહેતો નથી. હું કવિ છું એવું હું માની શકયો નથી, × × × મને વિચારો ગોઠવતાં આવડતું નથી. મારા જીવનમાં કલા નથી, માત્ર લાગણીઓ છે. અને મારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઈ લખું તે મને જ આનંદ આપી શકે તેવું ય થતું નથી.

કલાપીના આ એકરારમાં કોઈને વિશિષ્ટાત્માનો વિનય કે મહાત્માનું મિતભાષિત્વ લાગે તે સંભવિત છે. પણ નિષ્પક્ષપાત વિવેચકને તો કલાપીના પોતાની કવિતા વિષેના આ પરોક્ષ કે પ્રત્યક્ષ ઉદ્ગાર સત્યપ્રાય અને સમીચીન જણાશે.

કલાપીની કવિતાનું હાર્દ સમજવા અને તેનાં સાચાં મૂલ્ય આંકવા વાચકમાં સમભાવશીલ હૃદય જોઈએ ને તેના સંયોગોની પરખ જોઇએ. અનેક પત્નીત્વથી અંકાયેલું કવિનું ઉચ્ચ રાજવીપદ, તેનું કરુણ ગૃહજીવન, તેનું અશ્રુ–ભીનું કોમળ હૃદય ને તેનું યુવાન વય : આ બધાંને લક્ષમાં લેવાથી જ કલાપીની કવિતાને સાચો ન્યાય આપી શકાશે. વળી, કલાપીના અવસાન પછી કાન્તના હાથે તૈયાર થયેલા તેના ‘ કેકારવ’માં કવિનાં બધાં જ કાવ્યો–સુલભ થયાં તેટલાં બધાં જ–પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે, અને કવિત્વના શૈશવકાળે આરંભદશામાં જ લખાયેલાં તુચ્છ કે હીન કાવ્યોને ઉચ્ચ કાવ્યોમાંથી જૂદાં પાડી તેમને અપ્રગટ રાખવામાં આવ્યાં નથી તે હકીકત પણ ખૂબ ધ્યાનમાં લેવા જેવી છે. વાચક જો આ બધી વિગતોને ઉવેખે અને વિવેચક જો તે અવગણે, તો તેથી કલાપીના કવિત્વની સાચી કસોટી નહિ થઈ શકે. કવિ ન્હાનાલાલ કહે છે તેમ “માત્ર છવ્વીસ વર્ષની વયમાં, અને તે પણ એક રાજવીએ કેકારવ ગાયો છે, એ ઇતિહાસ સ્મરણમાં સાંભરી આવે છે, ત્યારે ત્યારે તો સાનંદાશ્ચર્યની ભરતી જ ઉભરાઈ રહે છે.” કલાપી પોતે પણ વાચક પાસે આવી સહૃદય સહાનુભૂતિ માગી જ લે છે ને?

“વિના અશ્રુ જોશે, જન દુઃખ જનો જ્યાં સુધી અરે !
કવિતાના ભોક્તા, સુખમય રસીલા નહિ બને !”
(કુદરત અને મનુષ્ય)

આમ કલાપીજીવનને અને તેના કવિત્વને યોગ્ય રીતે સમજવા માટે જેમ વીરપૂજા કે ગુરુભક્તિ એ સાચું હોકાયંત્ર નથી, તેમ કવિ તરફ તિરસ્કાર કે અવગણના રાખવી તે પણ

સાચું દ્રષ્ટિબિંદુ નથી. કલાપીએ તેની ભરજુવાનીના મંથનકાળમાં કે જ્યારે વિચારો પુખ્ત કે પરિપક્વ નથી હોતા, ત્યારે આવી કવિતાનો પ્રબળ ધોધ વહેવરાવ્યો તે જ અતિ અગત્યનું છે. ગુજરાતનું કાવ્યસાહિત્ય જ્યારે જૂના જમાનામાંથી નવયુગમાં સંક્રાંત થતું હતું, ત્યારે આ સંક્રાન્તિ-કાળે કલાપીએ પોતાના 'કેકારવ'થી સાહિત્યમાં સુંદર ફાળો આપ્યો.

કલાપીની કવિતાના વિશિષ્ટ ગુણો જો આપણે ફરીથી સંક્ષેપમાં ગણાવીએ, તો કહેવું પડે કે કાન્તની કલાની નહિ પણ તેની કરુણતાની, દયારામના પદલાલિત્યની નહિ પણ તેની પ્રેમ-ભક્તિની, પ્રેમાનંદની રસ-સંક્રાંતિની નહિ પણ તેની ચિત્રશક્તિની, ન્હાનાલાલની કલ્પનાની નહિ પણ તેમની વિશદતાની, ખબરદારની વીરતાની નહિ પણ તેમની મધુર કોમળતાની, અને બોટાદકરની રસિકતાની નહિ પણ તેના ગૃહજીવનના સુંદર ભાવોની કલાપીમાં વત્તી ઓછી ઝાંખી થાય છે તો ખરી જ!

અંતમાં, કલાપીને કાવ્યગિરિના ઉન્નત શિખરે બેસાડવો, કે તે ગિરિની માત્ર તળેટીએ જ તેને રાહ જોતો ઉભો રાખવો, એ બંને સરખું જ અન્યાયભરેલું છે. તેનાં સારાં કે ખોટાં, પ્રારંભનાં કે પછીનાં, અંગત કે સર્વસામાન્ય: આ સૌ કાવ્યો તેના 'કેકારવ'માં સંગૃહીત થયાં હોવાથી જ તેને કદાચ અન્યાય થવાનો યે સંભવ છે. પણ તેની નાની ઉંમર, ગુજરાતી કાવ્ય-સાહિત્યની દરિદ્રતા, કલાપીની કેટલીક સુંદર કવિતાઓ ને ગઝલો, અને કાવ્યક્ષેત્રની મર્યાદા: આટલા મુદ્દાઓ જો ધ્યાનમાં રખાય, તો વાચક કલાપીને બીજા વર્ગના ગુર્જર કવિઓમાં બહુ ઊંચું સ્થાન આપવા પ્રેરાશે. 'કલાપી વિશેષ જીવ્યો હોત...તો' એ

'જો' ને 'તો'ની કલ્પના આજે નિરર્થક છે. તેનાં વર્તમાન કાવ્યો ઉપરથી જ જો આપણે યોગ્ય અભિપ્રાય આપીએ તો એટલું તો કહેવું જ પડશે કે કલાપી કવિ કરતાં સ્નેહી વધારે છે, સર્વાનુભવરસિક કરતાં સ્વાનુભવરસિક વધારે છે, કામી કરતાં શૃંગારી વધારે છે, સંસારી કરતાં સાધુ વધારે છે, રાજવી કરતાં વૈરાગી વધારે છે, વ્યાવહારિક કરતાં ભાવનાશીલ વધારે છે, ને શૂરવીર કરતાં રોનાર વધારે છે. મધુર કેકા ટહુકતા એ કલાપીને, યુવાન રાજવી–કવિને સાહિત્યપ્રિય અને રસિક જનોનાં નમ્ર વંદન હો–વંદન હો !



# રંગભૂમિ–ઉદ્ધારક રણછોડભાઈ

દી. બ. રણછોડભાઈ ઉદયરામની વિવિધ અને વિશિષ્ટ સાહિત્યસેવા આજે પણ સમભાવ અને પ્રશંસા માગી લે છે. ‘ લઘુકૌમુદી ’ અને ‘ રાસમાળા’ના ભાષાંતરથી તથા ‘ રણપિંગળ’ની શ્રમભરી રચનાથી તેમણે ગુજરાતી વાઙ્મયને અનોખી રીતે ઉપકૃત કર્યું છે. તેમાંએ ‘ રણપિંગળ’ના વિપુલ ગ્રંથોએ તો હદ કરી છે ! અસામાન્ય બુદ્ધિ, અપાર ખંત અને અગાધ પાંડિત્યથી અંકિત થયેલા આ ગ્રંથો પદ્યરચનાના ઇતિહાસમાં તેમની વિલક્ષણ વિદ્વત્તા વડે આજે પણ અભ્યાસીને ઉપયોગી થઈ પડે છે. પણ પ્રસ્તુત લેખનો હેતુ તો રણછોડભાઈએ નાટ્ય-સાહિત્યદ્વારા રંગભૂમિની જે સેવાઓ કરી તેમનો જ સવિશેષ વિચાર કરવાનો હોવાથી આજનો વિષય પણ નાટ્યસાહિત્ય વડે મર્યાદિત જ બને છે.

રણછોડભાઈના જીવનનો સાહિત્યસર્જન કે સ્વાધ્યાય એ કાંઈ મુખ્ય વ્યવસાય ન હતો; પણ કચ્છભુજના અમાત્યપદે પહોંચવા ભાગ્યશાળી થયેલા આ દીવાન બહાદુરે રાજકારણ ખેડતાં ખેડતાં પોતાના સાહિત્યરોપને જતનથી જાળવી રાખ્યો હતો. ગુજરાતમાં બ્રિટિશ અમલની સ્થાપનાનો હજુ પ્રારંભ-કાળ હતો. ધર્મ, રાજકારણ, સમાજ અને સાહિત્ય : સૌ અવનવા વાતાવરણે રંગાતાં હતાં, ને ઇંગ્રેજી શિક્ષણના બળે પલટો પામતાં હતાં. દેશીઓ ત્યારે નિર્માલ્ય કે નાલાયક ન્હોતા ગણાતા. તેમના કેળવાયેલા વર્ગને સરકાર તરફથી આદરભર્યાં આમંત્રણ મળતાં, ને રાજ્યવહીવટમાં સ્થાન અપાતું. આવી

પરિસ્થિતિમાં રાજકારણના રવિથી સાહિત્યરસ શોષાઇ જતો નહિ. ત્યારે મુત્સદ્દીગીરી અને વિદ્વતાને સહીપણાં હતાં: ઉચ્ચ રાજ્યાધિકાર અને વિદ્યાવ્યાસંગ વચ્ચે અવિરોધ પ્રવર્તતો. જીવન એકજ પ્રધાન પ્રવૃત્તિના વ્હેણથી સભર ભરાઇ જતું નહિ. જીવનને ઉદાત્ત અને ઉન્નત કરનાર સાહિત્યરસ કે તત્ત્વચિંતન ત્યારે સંસ્કારી ને સત્ત્વશાળી માનવીની ગમે તે પ્રવૃત્તિમાં સૂક્ષ્મ કે પ્રગટ રીતે અંતર્ગત થતું. દી. બ. મણિભાઈ જસભાઈ, મનસુખરામ સૂર્યરામ, હરિલાલ ધ્રુવ ને નરસિંહરાવ દીવેટીઆ તે યુગનાં ઉચિત દૃષ્ટાંતો છે. ઇ. સ. ૧૮૩૮માં જન્મેલા રણછોડભાઈ પણ આવા એક સંસ્કારી ને સમર્થ મહાજન હતા.

આટલા સામાન્ય અને આવશ્યક પ્રસ્તાવ પછી રણછોડભાઈની સાહિત્ય–પ્રવૃત્તિ વિષે વ્યક્તિગત વિચારણા હજુ બાકી રહે છે. તેમની સમગ્ર કૃતિઓની વિપુલતા અને ગુણવત્તા ધ્યાનમાં લેતાં જણાય છે કે તેમને શાસ્ત્રીય વિષયો કરતાંય સાહિત્ય તરફ વધુ અભિરુચિ હતી. સંસ્કૃત નાટકોના પરિચયથી રણછોડભાઈની રસિકતા પાંગરવા લાગી, અને ઈંગ્રેજી નાટકોના–ખાસ કરીને તો શેક્ષપીઅરના–અધ્યયનથી તે અનેકગણો વિકાસ પામી. આવી આકર્ષક કૃતિઓના અભ્યાસથી તેમની સહજ સર્ગશક્તિ સળવળવા લાગી અને અંતે શબ્દદેહે પ્રગટ થઈ. આમ સંસ્કૃત નાટકોનાં ભાષાંતર કે સ્વતંત્ર સર્જનો દ્વારા તેમની નાટયસાહિત્યની સેવા વ્યક્ત થવા લાગી.

યુગબળોએ તત્કાલીન લેખકોના હૃદયમાં કૈં કૈં અવનવી અભિલાષા જાગૃત કરી. ક્રાન્તિ કે સુધારો, પલટો કે પ્રગતિ આવા અવનવા સૂરો ત્યારે ગુજરાતભરમાં ગુંજતા, અને લોકમાનસને આવરી લેતા. તો પછી શક્તિશાળી રણછોડભાઈ આવી સાહિત્યસેવાના

કાર્યમાં શાને આળસુ બેસી રહે ? ગુજરાતી નાટકસાહિત્યનો વિકાસ, ગુર્જર રંગભૂમિનો સમુદ્ધાર, સમાજની મૂલગત સુધારણા : આવા કેટલાએ પ્રશ્નો તેમના યુવાન માનસમાં ઘોળાવા લાગ્યા. આમ ગુજરાતની પાંગરતી અસ્મિતા ત્યારે તેના ઉત્સાહી નવજુવાનોમાં પોતાનો આવિર્ભાવ શોધતી હતી; અને સાહિત્યસેવા પણ આવી અસ્મિતાનું જ સ્વાભાવિક પરિણામ હતું.

ઉપર જણાવ્યું છે તેમ સંસ્કૃત નાટ્યસાહિત્યના અભ્યાસથી રણછોડભાઈની રસિકતા વિકાસ પામી ઉચ્ચતર બની હતી. ભવાઈની ભાંડનીતિથી અને રંગભૂમિ ઉપર થતી તેની ભયાનક અસરથી તેઓ ત્રાસી જતા હતા. લોકહૃદય ઉપર આણ વર્તાવતી આ ભવાઈમાં ત્યારે બીભત્સતા, અશ્લીલતા, ને ગ્રામ્યતા ઘર કરી બેઠી હતી. ભવાઈની આ મલિનતા અને જડતા રંગભૂમિના નવા વાતાવરણમાંયે નજરે પડતી. અધમ અભિનયોથી, અશિષ્ટ સંવાદોથી, નેહનાં નખરાંથી ને વિદૂષકની વાચાળતાથી વિકૃત માનસનો પ્રેક્ષક વર્ગ ખૂબ પ્રસન્ન થતો, અને નાટકના વસ્તુ ઉપર વારી જતો. રસિકડા રમણભાઈને આ બધું અસહ્ય લાગ્યું. તેમણે સંસ્કૃત નાટ્યસાહિત્યને નિરખ્યું હતું, ને તેના નાટ્યશાસ્ત્રને ય અવલોક્યું હતું. ગુજરાતીની માતામહી સરખી સંસ્કૃત ભાષાનાં નાટક તો તેમને રસપ્રદ અને શિષ્ટ લાગતાં; તો પછી ગુજરાતી રંગભૂમિમાં આ ભીષણ બીભત્સતા શી ? નાટક કેવળ જનમનના રંજનાર્થે જ ન હોઈ શકે; તેનો ગૂઢ પણ અંતિમ ઉદ્દેશ તો નીતિને પોષવાનો અને માનવજીવનને ઉન્નત કરવાનો હોય. તો આ નીતિવિમુખતા ને અશ્લીલતા ગુજરાતી રંગભૂમિ ઉપર શી રીતે નિભાવી લેવાય ? રણછોડભાઈનો રસિક સંસ્કારી

આત્મા આ બધું જોઇ કકળી ઉઠયો, અને તેમની કલમ ત્યારથી કર્તવ્યપરાયણ બની.

નાટ્યકૃતિ તરીકે ત્યારે દલપતરામનું 'લક્ષ્મી' નાટક બીનહરીફ રીતે સારો લોકાદાર પામતું હતું. અન્ય કોઇ નાટક કદાચ જો રંગભૂમિ ઉપર ભજવાતું નજરે પડતું, તો તે તરજુમિઆ ને ઉચ્છિષ્ટ હતું; પરંતુ દલપતરામનું 'લક્ષ્મી' નાટક પણ ગ્રાક નાટકનો ઇંગ્રેજી ભાષાંતર દ્વારા થયેલો અનુવાદ જ હતું. નાટકસમૃદ્ધ સંસ્કૃત ઉપરથી જ ઉતરી આવેલી ગુજરાતી રણછોડભાઈને નાટક પરત્વે તો છેક દીન અને હીન લાગી. પ્રેમાનંદને નામે જાણીતી થયેલી પેલી સંદિગ્ધ નાટકત્રયી હજુ તો પ્રકાશમાં યે ન્હોતી આવી. તેથી ગુજરાતી નાટક—સાહિત્યને વિકસાવવાના અને રંગભૂમિને ઉન્નત બનાવવાના હેતુથી આ પરિસ્થિતિમાં રણછોડભાઈએ સર્વ શકય પ્રયત્નો આદર્યા.

કાળક્રમ ધ્યાનમાં ન લેતાં આપણે ગણાવીએ તો રણછોડભાઈએ આ હેતુથી માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીય નામે સંસ્કૃત નાટકોનાં ભાષાંતર કર્યાં; અને પૌરાણિક વિષયોનો આધાર લઇને 'નળદમયંતી નાટક', 'હરિશ્ચંદ્ર નાટક', 'તારામતી સ્વયંવર', 'બાણાસુર મદમર્દન' તથા 'મદાલસા' અને 'ઋતુધ્વજ' નાટક જેવી કૃતિઓ આપી. પછી તેમણે 'નાટ્યપ્રકાશ' નામે નાટ્યકળા ઉપર શાસ્ત્રીય પુસ્તક રચ્યું, અને શેક્ષપીઅરનાં નાટકોથી ગુજરાતી જનતાને પરિચિત કરવા 'શેક્ષપીઅર કથાસમાજ' નામે ભાષાંતર આપ્યું. વિશેષમાં તેમણે પેલાં સુવિખ્યાત થયેલાં 'જયકુમારી વિજય' અને 'લલિતાદુઃખદર્શક' નામે સામાજિક નાટકો પણ રચ્યાં. રણછોડભાઈના માનસને સમજવા અને તેમની નાટ્યશક્તિઓને પિછાનવા આમાંની કેટલીક કૃતિઓ સંક્ષિપ્ત નોંધની

અપેક્ષા રાખે છે, અને છેલ્લી બેઉને તો સવિશેષ સમાલોચનાની યે જરૂર છે.

તે યુગમાં દક્ષિણી અને પારસીઓએ ગુજરાતને રંગભૂમિ વડે રંજન કરવાના પ્રયાસો આરંભ્યા હતા. પણ તેમાંયે હજુ ભવાઈની ચેષ્ટા, કટાક્ષ ને હાંસી જ નજરે પડતાં; અને અશિષ્ટતા તથા બીભત્સતા જ અનુભવગોચર થતાં. નાટક કાંઇ નીતિ-વિમુખ કે અનીતિપોષક ન હોવું જોઇએ એવો સિદ્ધાંત પ્રતિપાદન કરી રણછોડભાઈએ પૌરાણિક વસ્તુ વડેજ "નળ–દમયંતી" આદિ નાટકો રચ્યાં, ને પ્રાકૃત લોકની વિકૃત થયેલી રસવૃત્તિને સન્માર્ગે વાળી; તથા સંસ્કૃતના અગ્રગણ્ય નાટ્યકાર કાલીદાસનાં બે નાટકોને ગુજરાતીમાં ઉતારીને પ્રેક્ષકોની સુરુચિ અને કલા-દૃષ્ટિને ઉચ્ચતર બનાવવા કોશીષ કરી. 'નાટ્યપ્રકાશ' રચી તેમણે જનતા સમક્ષ નાટકના મૂળભૂત સિદ્ધાંતો સ્ફુટ કર્યા, અને 'શેક્ષપીઅર કથાસમાજ' વડે ઈંગ્રેજી નાટકોના વસ્તુ અને હેતુનો ગુજરાતી વાચકવર્ગને ખ્યાલ આપ્યો.

અને છેવટે હવે આપણે તેમનાં બે સામાજિક નાટકો તરફ વળીએ. સૈકાઓથી ગુર્જર સાહિત્યનાં જળ ધાર્મિકતાની નહેરો દ્વારા જ વહેતાં હતાં. શામળ જેવા તેને લૌકિકતાના માર્ગે વાળતા; પણ તેના જેવા તો કોઇ વિરલ જ હતા! ધર્મબોધ એ દયારામના યુગ સુધી સાહિત્ય ઉપર સત્તા ભોગવતો, અહ્કે સરમુખત્યારી કરતો; આ બંધીઆર નહેરોમાંથી સાહિત્ય-જળને મુક્ત કરી તેને નવા સ્વાભાવિક માર્ગે યથેચ્છ વહેતા મૂકવાના પ્રયત્નો શરૂ થઈ ચૂકયા હતા. કાવ્યોમાં કે નાટકમાં, આખ્યાનમાં કે વાર્તામાં અપાર્થિવ દેવો કે લોકોત્તર નરાધિપોનું જ નિરૂપણ જ્યાં ત્યાં નજરે પડતું. જેમાં માનવજીવન પોતે ઢંકાઈ

જાય ને ઉવેખાય તેવા સાહિત્યને શું કરવાનું? આવી સ્વતંત્ર વિચારણાએ ગુર્જરસાહિત્યને ધર્મના દાસત્વમાંથી છોડાવી તેને લૌકિક અને વધુ લોકભોગ્ય બનાવ્યું. આમ માનવજીવને અપાર્થિવતા ને લોકોત્તરતાને પદભ્રષ્ટ કરી સાહિત્યમાં પોતાનું ઉચિત સ્થાન પ્રાપ્ત કર્યું. માનવજીવનની સમષ્ટિમાંથી બનેલો ગુર્જર સમાજ ત્યારે કીડા જેવા દુષ્ટ રિવાજોથી (ઉદા. કજોડાં, બાળલગ્ન, વેશ્યાગમન વગેરે) ખદબદતો ને દુર્ગંધ આપતો દેખાયો; અને રણછોડભાઈને આથી સામાજિક નાટકો લખવાની પ્રેરણા મળી. તેમનામાં સમાજસુધારણાને આવશ્યક સક્રિય અનુકંપા હતી; અને નાટ્યરચનાને ઉચિત ઈશ્વરદત્ત સર્ગશક્તિ હતી. તેમના 'જયકુમારી વિજય' નામે નાટકના રચનાસમયનું–ઇ. સ. ૧૮૬૧નું–આ વાતાવરણ હતું.

પણ આ નાટક તેમણે સંસ્કૃત નાટકની ઢબે જ લખ્યું. નાન્દી, સૂત્રધાર, પ્રસ્તાવના ઇત્યાદિમાં તો સંસ્કૃત નાટકોને જ 'જયકુમારી વિજય' નાટક મુખ્યત્વે અનુસરે છે. "ભવાઈ ઉપર અભાવ ઉપજવાથી" અને "સામાન્ય સમજણવાળા લોક"ને નાટકના વિષયમાં પ્રવેશ કરાવવાના હેતુથી આ નાટક લખાયું છે, એમ લેખકે પોતે તેની પ્રસ્તાવનામાં જણાવ્યું છે.

આમાં પ્રેમની સ્વતંત્ર ભાવના મૂર્તિમંત બની નાયક–નાયિકાને વિઘ્નોને મ્હાત કરવાનું બળ આપે છે, અને અંતે તે બંને લગ્ન કરીને સુખી થાય છે. આ નાટક તેની લોકપ્રિયતાને લીધે વર્ષો સુધી અનુકરણનો અને ઉપભોગનો વિષય બન્યું. તેનાથી લેખક કીર્તિમાન બન્યા અને રંગભૂમિ રમ્ય ગણાતી થઈ. સામાન્ય જનસમૂહ માટે જ નાટક રચાયેલું

હોવાથી તેનું સંવિધાન બહુ સાદું રાખ્યું છે તેવો નિખાલસ એકરાર પણ કર્તા તેની પ્રસ્તાવનામાં જ કરે છે. સંવાદને જ સાધતી અને અસ્થાને યોજાયેલી સુદીર્ઘ પદ્યરચનાઓ, રંગલાના સગાભાઇ સરખા વિદૂષકના ચેનચાળાઓ અને ભવાઈનાં તત્ત્વોને લીધે આ નાટક ઘણી વખત ગદ્યવાર્તાના શુષ્ક પ્રદેશમાં સરી પડે છે, અને ક્લેશકર તથા નીરસ બની જાય છે. સંસ્કૃત નાટકોની કૌશલભરી વસ્તુયોજના, કલાયુક્ત સંવિધાન કે ક્રમિક પાત્રવિકાસ 'જયકુમારી વિજય'માં ન જડે તેથી વાચકે નિરાશ થવાનું નથી. આવી ખામીઓ છતાં પ્રચારાર્થે લખાયેલું આ નાટક રંગભૂમિ ઉપર સફળ થયું, સામાન્ય પ્રેક્ષકવર્ગને ખૂબ ગમી ગયું અને સુધારાને વેગ આપતું ગયું તે તો નિઃસંશય જ છે. આમ જેમને માટે આ નાટક રચાયું હતું, તેમને તે રુચિકર થઈ પડયું; અને જે હેતુથી લખાયું હતું તે હેતુ પણ સફળ થયો. આવી સિદ્ધિથી રણછોડભાઈ યોગ્ય રીતે જ નાટ્યકાર તરીકે ખૂબ વખણાયા ને વિખ્યાત થયા.

પણ ગુર્જર નાટ્યસાહિત્યના ઉત્પાદક તરીકેની સર્વોત્કૃષ્ટ લોકપ્રિયતા તો રણછોડભાઈને 'લલિતા દુઃખદર્શક' નાટકથી જ મળી. આ નાટકની રચનાથી નાટ્યકાર રણછોડભાઈનો કીર્તિધ્વજ ગુજરાતભરમાં ફરકવા લાગ્યો. પ્રાકૃતજનની રુચિને સંતોષવા ખાતર કે અધમ વર્ગના પ્રેક્ષકગણના મનરંજનાર્થે નાટ્યકારે નીચી પાયરીએ ન ઉતરતાં એ વર્ગને પોતાના જ નક્કી કરેલા આદર્શે લઈ જવાય તે રીતે જ નાટક રચવું જોઇએ એવો તેમનો દૃઢ સિદ્ધાંત હતો. પણ આ સિદ્ધાંતથી રંગભૂમિનું કલુષિત વાતાવરણ સ્વચ્છ થયું ન થયું ત્યાર પહેલાં તો આ સિદ્ધાંતનો ભંગ કરનાર અધમ કૃતિઓથી તે પુનઃ મલિન બન્યું.

'લલિતા દુઃખદર્શક' નાટક કુલીનતાવાદનો ત્યાગ કરી ગુણ અને સંસ્કારની સમાન ભૂમિકા ઉપર જ લગ્ન કરવાનો બોધ દેવા માટે રચાયું છે. "આ કરતાં વળી તેને (કન્યાને) પસંદ પડતા યોગ્ય વર સાથે લગ્ન કરવા દેવું એ તો ઉત્તમ છે. આવો લાભકારક ધારો જેમ પ્રસરતો જશે તેમ આપણી હાલત સુધરશે." આમ પ્રસ્તાવના પોતેજ લેખકની અભિલાષા અને વિચારસ્વતંત્રતા વ્યક્ત કરે છે. અનુભવ ને મ્હાવરો વધતાં આ નાટકમાં ભવાઈની અસર બહુ ઓછી દેખાય છે, પણ તેમાંથી તે સંપૂર્ણ મુક્ત તો નથી જ. રંગલાની રમુજ અહીં પણ ક્વચિત્ ક્વચિત્ "પંથીરામ" આપતો રહે છે, ને આ રીતે તે પોતાનું લાક્ષણિક પાંડિત્ય દાખવે છે. પાત્રોનો પદ્ધતિયુક્ત મનોવિકાસ, સુરેખ ને જીવંત પાત્રોનું નિરૂપણ, અને ઉચ્ચ કલાવિધાન જેવાં તત્ત્વો આ નાટકમાં અતિ વિરલ છે; ત્હોયે બેશક કહેવું જોઇએ કે પાત્રો લાક્ષણિક છે, પ્રસંગગૂંથણી આકર્ષક છે, વસ્તુ રસપ્રદ છે ને અંત હૃદયસ્પર્શી છે. પરંતુ, આમાં અસંભવિતતા, અતિશયોક્તિ કે અર્થહીન પુનરુક્તિ ક્વચિત્ સુરુચિનો ભંગ કરે છે, ને કાર્યની ગતિને સ્ખલિત કરે છે. સંવાદ કે વર્ણન માટે યોજાયલાં લાંબાં પદ્યો પણ દીર્ઘસૂત્રીપણું જ દાખવે છે, ને કલાક્ષતિ કરી નીરસતાનેજ નોતરે છે. છતાં એકંદરે તો નાટકના વાસ્તવદર્શી કે ચમત્કારી પ્રસંગો અને આકર્ષક દશ્યો પ્રેક્ષક વર્ગને પ્રસન્ન કરે છે. રંગભૂમિ ઉપરની નાટકની સફળતાએ તેને ખૂબ લોકપ્રિય બનાવ્યું; તથા પ્રેક્ષક સમુદાયના મન ઉપર તેણે તીવ્ર અને સચોટ અસર કરી. આમ તખ્તા–લાયકી, વાસ્તવ દર્શન, કાર્યની ગતિ અને પ્રચારહેતુને માટે 'લલિતા–દુઃખદર્શક નાટક સુવિખ્યાત બની તેના કર્તાને

યશકલગી ચઢાવે છે. વિશેષમાં આ નાટક સંસ્કૃત નાટકની નાન્દી, પ્રસ્તાવના આદિ વિશિષ્ટ અંશોથી મુક્ત છે ને સ્વતંત્ર રીતે જ રચાયું છે, તે હકીકત પણ ખૂબ નોંધપાત્ર છે.

પ્રસ્તુત નાટકની ગાઢ અને પ્રબળ અસરનું સૌથી વિશિષ્ટ કારણ તો તેની કરુણતા છે. નાટકનો ઉત્તરભાગ અનેક પાત્રોના એક પછી એક વિનાશથી ઘેરો કરુણ બનતો જાય છે; અને તેમાં યે નિરપરાધી, દયાપાત્ર નાયિકા લલિતાની અંતિમ, શાશ્વત વિદાય નાટકને કરુણ રસની પરાકાષ્ટાએ પહોંચાડે છે, ને પ્રેક્ષકના હૃદયમાં કેવળ શોકોર્મિઓ જ ઉછળાવે છે. આમ સંસ્કૃત નાટકે ભરત 'નાટ્યશાસ્ત્ર'ના નિયમને અધીન રહી જે ન કર્યું તે રણછોડભાઈએ કરી બતાવ્યું. નાટ્યાચાર્ય ભરતે **મધુરેણ સમાપયેત્** નો સિદ્ધાંત સ્થાપી કેવળ સુખાન્ત નાટકોની જ રચનાને સંમતિ આપી છે. નાટક માત્ર હર્ષ અને સુખમાં જ પરિણમવું જોઇએ એવા અચળ નિયમે સંસ્કૃતસાહિત્યને કરુણાંત નાટકના દ્વિતીય પ્રકારથી કાયમ વંચિત રાખ્યું છે. સંસ્કૃત અને ઇંગ્રેજી નાટ્યસાહિત્યના જાણકાર રણછોડભાઈએ ઢાલની બંને બાજુઓ નિરખી, અને આ નવા પ્રકારની રચના કરવામાં તેમણે અપૂર્વ હિંમત દાખવી. તેમણે નાટ્યાચાર્યના નિયમને ઉવેખ્યો, કરુણાન્ત નાટક સર્જ્યું, એકજ સપાટે રંગભૂમિ સર કરી અને પ્રેક્ષકવર્ગપર પ્રભુત્વ સ્થાપ્યું. કરુણાન્ત નાટક વધુ આકર્ષક નિવડે છે, તો શા માટે તેની રચના ઇષ્ટ નથી? માનવજીવન કાંઈ કેવળ સુખથી જ છલોછલ ભરેલું નથી; તેમાં વસ્તુતઃ તો હર્ષ અને વિષાદ બંનેને સ્થાન છે; તો પછી નાટક પણ શાને કરુણરસમાં ન પરિણમે?

સંસ્કૃત સાહિત્યમાં કરુણાન્ત નાટકના અભાવનાં મૂળ કારણો જરા જાણવા જેવાં છે. આર્યમાનસ અને આર્યસંસ્કૃતિનું આ કારણોમાં પ્રતિબિંબ પડતું હોવાથી સ્હેજ વિષયાન્તર કરીને પણ આ કારણની અહીં સંક્ષિપ્ત સમીક્ષા કરવામાં આવે છે.

નાટકની મૂળ ઉત્પત્તિ ધાર્મિક વાતાવરણમાં જ થઈ હતી. પ્રારંભમાં કંસહન્તા શ્રીકૃષ્ણ જેવા દેવો તેમાં નાયક તરીકે નિરૂપાતા હોવાથી નાટકને કરુણાન્ત બનાવવું એ ઇષ્ટ ન હતું; કારણકે લોકોની ધર્મભાવના દૈવી પાત્રોના પરાભવ કે વિનાશનું નિરૂપણ સાંખી લેવા તૈયાર ન હતી. બીજું કારણ એ છે કે કાળબળે તેમાં નિરૂપાતાં માનવ પાત્રોની લોકોત્તરતાએ આ પ્રણાલિકાનું સમર્થન કર્યું. નિયત ધ્યેયે દોરી જવા સમર્થ હોય તે જ વસ્તુતઃ નાયક ગણાતો; પણ આવું સામર્થ્ય અસામાન્ય માનવીનો—લોકોત્તર પૃથ્વીપતિનો જ—ઇજારો મનાતું. તે કુલીન, પરાક્રમી અને ધીરોદાત્ત આલેખાતો. આવા ગુણનિધાન ભૂપતિનો પરાભવ કે વિનાશ પ્રેક્ષકો કલ્પી શકતા જ નહિ, અને નાટ્યકારો તેથી તે નિરૂપતા જ નહિ. સમર્થ નરાધિપ સરખા નાયકને નાટકના અંત ભાગમાં વિષાદ કે વિનાશની ખીણમાં હડસેલી ન દેવાય; પરિણામે નાટક કદી કરુણાન્ત બની જ ન શક્યું. પણ સંસ્કૃત સાહિત્યમાં કરુણાન્ત નાટકના અભાવનું એક ત્રીજું કારણ હજુ બાકી રહે છે. આ જન્મે નહિ, તો આવતે જન્મે અંતે તો સાધુઓ જ ઉગરે છે, ને દુષ્ટોનો વિનાશ થાય છે. ગીતાના ગાનાર શ્રીકૃષ્ણ મહારાજનો આ કોલ નાટકમાં પણ ધ્યાનપાત્ર બને છે. ધર્માત્માઓનો વિજય અને પાપીઓનો પરાભવ એ સિદ્ધાંત મનુષ્યની ઈશ્વરી શ્રદ્ધામાં જ આજે પણ સર્વોત્તમ શરણ મેળવી રહ્યો છે. આ જન્મે નહિ તો જન્મ-

જન્માંતરે પણ આખરે તો સદાચરણીઓ જ સુખી થાય અને દુષ્ટો વિલય પામે. આ નિયમનું સમર્થન એક જ જન્મની કથા નિરૂપતું નાટક પણ કેમ ચૂકે? બે ત્રણ જન્મોની કથા આલેખી આ નિયમનું આબાદ સમર્થન કરનાર બાણ જેવા કથાકાર બહુ વિરલ હોય. વાસ્તવિકતા ને સરળતા ખાતર પણ નાટકે એક જ જીવનના—જન્મના—પ્રસંગો આલેખી ઉપરના નિયમનું સમર્થન કર્યું, અને તે રીતે માનવીઓની દૈવી શ્રદ્ધાને દૃઢ કરી. આ બધાં કારણોને લીધે સંસ્કૃત નાટક કેવળ સુખાન્ત જ રહ્યું, ને કરુણાન્ત નાટકનો નવો પ્રકાર કાયમને માટે અણસર્જ્યો જ રહ્યો.

સંક્ષેપમાં, રણછોડભાઈએ નાટકને વિશુદ્ધ કરવા પ્રશસ્ય પ્રયત્નો આદર્યા. તેને તેમણે નીતિબોધક અને રોચક કર્યું, તથા સહેતુક ને સ્વતંત્ર બનાવ્યું. અશ્લીલતા અને ગ્રામ્યતા રંગભૂમિ ઉપરથી અદીઠ થતાં લાગ્યાં, ને પહેલાંનું મલિન વાતાવરણ ઉચ્ચ તત્ત્વોને માર્ગ આપતું થયું. વિકૃત લોકરુચિનો અનાદર કરવાની ને તેની સામે ઝઝૂમવાની રણછોડભાઈએ હિંમત દાખવી અને રંગભૂમિના ઉચ્ચ આદર્શો મૂર્ત કર્યા. તેના "ઉન્નતિસાધક અંશો" આગળ વિકૃત મનોદશા ને ભવાઇની બીભત્સતા પરવરતી લાગી. સુરુચિ ને સંસ્કાર અપથ્ય તત્ત્વોને દાબી દઇ લોકજીવનને ઉન્નત બનાવવા પ્રવૃત્ત થયાં. આમ ગુજરાતી નાટ્યસાહિત્યનો આરંભ હિંદુ સમાજમાં સુધારો કરવાની ભાવનાથી થયો અને રણછોડભાઈ તેમાં અગ્રેસર ગણાયા. પણ પાછળથી રણછોડભાઈના નાટક અને રંગભૂમિ વિષેના નિયમો અને આદર્શોની ઉપેક્ષા થઈ. નવાં નાટકો તેમનાં સામાજિક નાટકોનું આંધળું અનુકરણ કરી રણછોડભાઈના

પવિત્ર હેતુને નિષ્ફળ બનાવતાં ગયાં. પાછળ રહી માત્ર જૂની પરિસ્થિતિ, તેની તે વિકૃત મનોદશા, અને અધમ કલાદૃષ્ટિ! રંગભૂમિ પરત્વે રણછોડભાઈનાં આરંભેલાં ને આદરેલાં હજુ પણ અધુરાં રહ્યાં છે. ગુજરાતની રંગભૂમિ જ્યાં સુધી ઉન્નત ન બને, લોકમાનસ સંસ્કારી ન થાય, અને શિષ્ટ ગણાતાં નાટકો શ્રાવ્ય જ ન રહેતાં દૃશ્યની લાયકાત દાખવી રંગભૂમિ ઉપર ફતેહ ન મેળવે ત્યાં સુધી તો રણછોડભાઈના આદર્શો વણપાંગર્યાં વણફાલ્યા–જ રહ્યા છે. વર્તમાન રંગભૂમિમાં પલટો થતો જાય છે, પણ તે અતિ અલ્પ ને સામાન્ય છે. અધમ તમાશ–બીનોના રુચિતંત્રથી જ આપણે નાટકની તંદુરસ્તી–લાયકીને નિરખવી જોઇએ નહિ. આમ જો રંગભૂમિનું ઉચ્ચીકરણ થાય તો ગુજરાતી નાટ્યસાહિત્યના અગ્રેસર અને રંગભૂમિના ઉદ્ધારક રણછોડભાઈનો આત્મા આજે પણ સંતોષ અનુભશે! ધન્ય હો આવા ઉત્સાહી સાહિત્યસેવકને અને સમાજસુધારકને! *

---

* પ્રસ્તુત લેખ મુંબઇની રણછોડભાઈ શતાબ્દી–મહોત્સવ સમિતિએ પ્રસિદ્ધ કરેલા ‘ રણછોડભાઈ શતાબ્દી ગ્રંથ’માં પણ પ્રગટ થયો છે.–કર્તા (બીજી આવૃત્તિ)

# શ્રી. કેશવલાલ ધ્રુવ: વિદ્યાર્થી-જીવન

અર્ધી સદીથીએ અધિક સમય સુધી સરસ્વતીની સ્થિર અને સંગીન સેવા કરતાં કરતાં પૂજ્ય કેશવલાલભાઈએ કૈં કૈં અવલોક્યું છે અને કૈં કૈં અનુભવ્યું છે. અનેક દાયકાઓ સુધી સાહિત્યનાં તિલક કરતાં કરતાં તેમનાં ત્રેપન નહિ પણ પોણોસો વર્ષ આજ પસાર થયાં છે, અને સવ અંગ શિથિલ થયાં છે; પણ તેમનું મન એક યુવાન કરતાં ય મજબુત છે. સાહિત્યને જ સર્વસ્વ માનનાર અને શબ્દબ્રહ્મને જ સાચું બ્રહ્મ માનનાર દી. બ. કેશવલાલભાઈની અને નરસિંહરાવભાઈની વિશિષ્ટ ને વિદ્વત્તા-યુક્ત સાહિત્યસેવાની યત્કિંચિત્ પણ કદર કરી ગુજરાતી સાહિત્ય-રસિક જનતાએ પોતાની ગુણજ્ઞતા દાખવી છે. આ પરિસ્થિતિમાં કેશવલાલભાઈ વિષે ગુરુ-અર્ધ્ય રૂપે હું કાંઈ પણ ના લખું તો કેવળ કર્તવ્યભ્રષ્ટ જ ગણાઉં, અને તેથી તેમના સાહિત્ય-જીવનનું ઘડતર આલેખવાનો મારો આ અલ્પ પ્રયાસ અસ્થાને નહિ ગણાય એમ આશા છે. લેખ વિશેષ લાંબો થઈ જાય તે ભયથી આજે તો આ ઘડતરને વિદ્યાર્થીજીવનની રેખાઓથી મર્યાદિત કરી બાકીનું વળી ભાવિ ઉપર જ મુલતવી રાખું છું.

આજથી પોણોસો વર્ષ ઉપરનાં સાહિત્યપોષક બળો અને સંયોગોનો સ્વલ્પ વિચાર કરવો તે આ પ્રસ્તુત વિષય માટે આવશ્યક છે. ત્યારે ગુજરાતી સાહિત્ય આટલું યે વિસ્તીર્ણ કે સમૃદ્ધ ન્હોતું. સુસ્થાપિત થયેલા બ્રિટિશ અમલની છત્રછાયા નીચે તે અવનવાં તત્ત્વોથી પોષણ મેળવતું હતું. સાહિત્યનું આ વૃક્ષ તેની શૈશવ અવસ્થા વટાવી વિદ્વત્તા, વિવિધતા અને ગહનતાનાં અભિનવ પુષ્પોને પ્રદર્શિત કરતું, અને કોઈ મધુર ફળોની

આગાહી આપતું. આટઆટલા દાયકા પછી પણ આ આગાહી આજે સાચી પડી છે ખરી કે?

ઇસવી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધને અનેક વિશિષ્ટ લક્ષણોથી અંકિત કરતા નર્મદ–દલપત યુગનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. ઇંગ્રેજી ભાષાએ, યુરોપના સાહિત્યે અને પશ્ચિમની સંસ્કૃતિએ ભારતવર્ષને નવીન દર્શન કરાવ્યું. ગુજરાત પણ આ દર્શનના બળે નવચેતન વાંછતું થયું. રાજકારણ, ધર્મ, સમાજ અને સાહિત્ય બધાંયે સંક્રાન્તિ–કાળનાં સત્ત્વોને સત્કારવા લાગ્યાં. તેના નવજુવાનો યે ગુજરાતી સાહિત્ય પત્રે અને પુષ્પે, શાખાએ અને ઉપશાખાએ મનોહર બને તેવી મહેચ્છા સેવતા થયા. હરિલાલ ધ્રુવ, નરસિંહરાવ, છગનલાલ પંડ્યા, ને મણિલાલ દ્વિવેદીઃ એવા એવા અનેક યુવકો આંતર અને બાહ્ય પ્રેરક બળોથી ગુજરાતના વાઙ્મયને વિશિષ્ટ અને વિવિધ રીતે પ્રોજ્જ્વળ કરવાનાં મહાસ્વપ્ન માણતા થયા. અને પછી તો આ સ્વપ્નદ્રષ્ટાઓએ અવનવા તનમનાટ અને અપૂર્વ ખંતથી ગુજરાતી સાહિત્યમાં જે કાંઇ કીમતી ફાળો આપ્યો છે, તે આજે પણ આપણા સાહિત્યના ઇતિહાસમાં ગૌરવનો વિષય થઈ પડે તેવો છે. આ સંયોગોમાં સંસ્કૃત સાહિત્યની ભાગીરથીને ગુજરાતી ભાષા–ભૂમિ ઉપર ઉતારવાના પ્રયત્ન થયા, ઇંગ્રેજી કાવ્યસુંદરીને ગુજરાતનાં ભાવભર્યાં સન્માન મળ્યાં, અને નાટકો અને નવલકથાઓનું અવનવું પ્રસ્થાન થયું.

ત્યારે અમદાવાદથી બાર ગાઉ દૂર મોસાળ બહિયેલમાં રેવાબાની કૂખ દીપાવનાર કેશવલાલભાઈ ઇ. સ. ૧૮૫૯માં પહેલ-વહેલા જગતનો પ્રકાશ પામે છે. તેમને બે વડિલ ભાઈઓ છે, વચટ ભાઈ ગુજરી જાય છે, અને હરિ–કેશવની જોડી જ

સાહિત્યસેવા દ્વારા કુટુંબના અને કુળના દીપક બનવા અનેક શરદોનો સામનો કરે છે.

ધ્રુવકુટુંબ મૂળ તો ગોધરામાં વસતું. પોતાની અટકને યથાર્થ ગૌરવની પરાકાષ્ટાએ પહોંચાડતા કેશવલાલભાઈના પ્રપિતામહ ભાઇચંદ તે વાડાશિનોરના દીવાન હતા. પણ ખટ-પટના કારણે ગોધરામાં વિષથી તેમનું મરણ થયું. તેથી પિતામહ મહતબરાય અસહાય અવસ્થામાં આવી પડયા. ગોધરામાં ધ્રુવ-કુટુંબની ભાગતી હતી. વતન થોડું, અને તે વિશાળ કુટુંબ-વાડીમાં વહેંચાઈ જઈ બહુ થોડું બની જતું. આ સંયોગોમાં કુશળ અને કુનેહબાજ હર્ષદરાય પોતાના પિતા મહતબરાયને લેઇ અમદાવાદ આવ્યા, રેવન્યુ ખાતામાં જોડાયા, સરકારી નોકરીથી કુટુંબ શોભા વધારી, અને નાગરડી મેળવવાને ગાગરડી ભરવા જેવા મુશ્કેલ સમયમાં પણ અમદાવાદી નાતીલાઓની નજરે પરદેશી લાગતા આ પાણીદાર સજ્જન પચ્ચીસ વર્ષની વયે ગૃહસ્થાશ્રમની દીક્ષા પામ્યા.

બાળક કેશવલાલ છએક વર્ષના થયા ત્યાં સુધી તો પિતાની સાથે તેમની નોકરીને અંગે વિરમગામ તથા બોરપાડમાં રહે છે; અને મ્હેસુલી ખાતાના મોભાદાર મનાતા અમલદારના પુત્ર તરીકે અનેકનાં લાડ ને માન ભોગવે છે. તેવામાં જ થોડા સમય પછી પિતાની અમદાવાદમાં મામલતદાર તરીકે બદલી થાય છે, અને તેથી કેશવલાલ અને મોટાભાઈ હરિલાલને અમદાવાદમાં જ સ્થાયી અભ્યાસ કરવાની અનુકૂળતા મળે છે.

ત્યારે કાંઈ આજના જેવી સરકારી કે મ્યુનીસીપાલીટીની નિશાળો ન્હોતી. ભવિષ્યમાં અનેકને એમ. એ. ની પદવી પ્રાપ્ત

કરાવવામાં નિમિત્તભૂત થનાર આ ચપળ બટુક ખાડીઆમાં આવેલ મયા મહેતાની ગામઠી નિશાળે અભ્યાસનો આરંભ કરે છે, જ્યાં સોટીનો સ્વાદ વિદ્યાપ્રાપ્તિ માટે આવશ્યક મનાય છે. ત્યાંથ પછી આ બાળ વિદ્યાર્થી પહેલા નંબરની ગુજરાતી શાળામ દાખલ થઈ ચાર ધોરણનો ગુજરાતી અભ્યાસ પૂરો કરે છે.

મિડલ સ્કૂલના અભ્યાસકાળમાં, પાછળથી માસ્તર તરી જાણીતા થયેલા અચરતલાલ તે કેશવલાલના સહાધ્યાયી અને ઈ ઇંગ્રેજી ત્રીજા ધોરણથી શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી પણ તેમ સાથે થાય છે. આટલી કિશોર અવસ્થામાં સ્નેહસંબંધ બાંધત એ બટુકોની મૈત્રી ભવિષ્યમાં તો અનેકગણી વૃદ્ધિ પામી ઉભ પક્ષે સાચા સૌહૃદનું સ્થાન લે છે.

હાઇસ્કૂલમાં લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ, દી. બ. અંબાલા સાકરલાલ અને કવિ દલપતરામ પાસેથી કેશવલાલ અનુક્ર ગદ્યલેખન, સંસ્કૃત સાહિત્ય અને પિંગળનું જ્ઞાન પામે છે મોટાભાઈ હરિલાલ પણ બધો વખત માર્ગદર્શકની હૂંફ આ છે, અભ્યાસમાં તેમજ રમતમાં; અને લઘુ બંધુ તેમને પગ પગલે વિચરે છે. શાંત, શરમાળ કેશવલાલ અમદાવાદને આંગણે રમાતી મરદાની રમતો તરફ ઉપેક્ષા દાખવે છે, અને મા લખોટી કે પતંગની સાદી રમતોમાં જ આનંદ માણે છે મોટાભાઇને જ ચીલે ચાલનાર આ કિશોર આમ મરદાની રમતોથ ગાજતા ખાડીઆમાં પણ પોતાનું શાંત અને ભિન્ન વર્તન દાખ છે. પણ ઉભરાતો ઉત્સાહ અને અતિશય ત્વરાનાં લક્ષણવાળ હરિલાલ કાંઈ છેક શાંત બેસી રહે ખરા ? ભાવનાશાળ સમોવડીઆ મિત્રોની સ્હાયથી તેઓ એક 'સત્યમાર્ગદર્શક સભા

સ્થાપે છે. તેમાં કોઇક વાર મૌખિક ઈનામી હરિફાઈ પણ થાય છે. ક્વચિત્ કેશવલાલ પણ તેમાં શરમાળ વદને અને શ્રદ્ધારહિત હૃદયે ભાગ લે છે. સભા તરફથી નાટ્યપ્રયોગો પણ ભજવાતા. આવા પ્રસંગો આ પટુ વિદ્યાર્થીમાં નાટ્ય પ્રતિ અભિરુચિનાં બીજ વાવે છે, કે જે આગળ ઉપર પાંગરે ને પ્રફુલ્લે છે.

કાલક્રમે હરિલાલ નાનાભાઈને અનેકવિધ પ્રેરણા આપે છે: સંસ્કૃતના સ્વાધ્યાયમાં, ગુજરાતીના અભ્યાસમાં અને સંશોધનના કાર્યમાં. મોટાભાઈના પ્રોત્સાહનથી કેશવલાલમાં આ બધા તરફ રુચિ થાય છે એટલું જ નહિ, પણ નાની પગલીઓએ કે વિરાટ ડગલે તે બધાં ક્ષેત્રોમાં વિચરવાના તેમને દઢ અભિલાપ સ્ફુરે છે.

તેવામાં, ઝળહળતી પ્રતિભાવાળા, અને વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવતા એક સંન્યાસી અમદાવાદને આંગણે પધારે છે. તેના મુખે વિદ્વત્તાની રેખાઓ છે, તેના ભાલે આત્મતેજ ઝગે છે, તેના દેહમાં કેસરીની ભયાનકતા છે; પણ તેના સકળ વ્યક્તિત્વમાં તો માર્દવ ને અમીથી રંગાયેલી સંન્યાસની જ ભાવનાઓ છે. સ્વામી દયાનંદનાં વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો અનેકના હૃદયગઢ સર કરે છે; તેની સચોટ દલીલો અનેક અપથ્ય તત્ત્વોને દાબે છે. તેના શબ્દોમાં કવચિત્ જાદુ ઝરતું, કવચિત્ અમૃત રેલાતું, ને કવચિત્ સિંહગર્જના સંભળાતી. કુમાર કેશવલાલ પણ સ્વામીજીને સાંભળી મંત્રમુગ્ધ થાય છે, તેના હૃદયમાં તનમનાટ જાગે છે, ને તેના આત્માને નવું દર્શન લાધે છે. દેશભક્તિ, ધર્મ, વૈદિક સાહિત્ય અને સમાજસુધારા ઉપરનો આ સંન્યાસીનો વાણીપ્રવાહ શ્રોતાઓને તે તે વિષયમાં વિસ્મયવશ કરે છે. તેમનો હૃદયસ્પર્શી વાગ્વિભવ સહૃદય જનોને તાક્યું તીર મારી કંઈને કંઈ સેવા

આદરવાની તમન્ના પ્રગટાવે છે. ત્યારથી આ ચપળ વિદ્યાર્થી પોતાને માટે સમાજ અને ધર્મની રેખાઓ દોરે છે, અને સાહિત્યની સીમાઓ આંકી તેને સમૃદ્ધ કરવાના બળવત્તર સંકલ્પ સેવે છે.

ઈશ્વરદત્ત શક્તિ, ખંત અને એકાગ્રતાથી સજ્જ થયેલ આ વિચક્ષણ અને વિલક્ષણ વિદ્યાર્થી ઉપર ઈનામો અને શિષ્યવૃત્તિઓનો અનેક વખત કલશ ઢોળાય છે. અમદાવાદમાં દી. બ. અંબાલાલભાઈ પછી ગીમી સાહેબ હાઈસ્કૂલમાં હેડમાસ્તર નિમાયા. વ્હેમી સ્વભાવને લીધે તેઓ નાગર વિદ્યાર્થીઓ સાથે અથડામણમાં આવી પડે છે. બંને પક્ષો બચ્ચે વૈમનસ્ય વધતું જ જાય છે. અંતે અંબાલાલભાઈ સમધાન કરાવી આપે છે. સાક્ષર કેશવલાલભાઈ આજે પણ આ પ્રસંગ વિનોદયુક્ત આનંદથી યાદ કરે છે.

ઇ. સ. ૧૮૭૬ ની સાલમાં મેટ્રિકની પરીક્ષા પાસ કરી, શાળાનાં અનેક મીઠાં સ્મરણો સંગ્રહતા કેશવલાલ હાઈસ્કૂલના વિદ્યાર્થીજીવનનું પ્રોજ્જ્વળ પ્રકરણ પૂરૂં કરે છે.

અને તેમના કોલેજ–જીવન ઉપર આવું, ત્યાર પહેલાં એક આવશ્યક વાતનો હું ઉલ્લેખ કરી લેઉં. તે યુગમાં ઉપનયન પ્રસંગે બટુકનો વિવાહ કરવામાં સમાવર્તન સંસ્કારની સાર્થકતા અને કુળની મોટાઈ મનાતી. યજ્ઞોપવીત પામવું તે લગ્ન માટેની લાયકાત સિદ્ધ કરવા સમાન હતું. કેટલાક વર તો ઘોડીઆમાંથી અને કવચિત્ તો માતાના ઉદરમાંથી જ ઝડપાતા. આમ ઉપ-નયન સંસ્કાર તે વિવાહનો એક વિધિયુક્ત પરવાનો મનાતો. દામ્પત્યની દેવી અમલદારના આ ચપળ બટુક તરફ પણ પ્રસન્નતા-ભર્યો પક્ષપાત દાખવે છે; અને અગીઆરમે વર્ષે, ઉપનયન

વિધિ પછી બે વર્ષમાં જ, કેશવલાલ ગૃહસ્થના–સંસારીના–સંસ્કાર પામે છે. આમ પ્રભુતામાં પગલાં માંડતા આ યુવક ચતુરલક્ષ્મીના સહવાસથી વિશેષ ચતુરાઇ મેળવે છે.

ત્યારે અમદાવાદમાં પણ કલાના ધામ સરખી કોલેજ સ્થપાઈ ન્હોતી. ત્યાંના વતનીઓને પણ મહાવિદ્યાલયના અભ્યાસ માટે મુંબઈ જવું પડતું. એટલા દૂર સ્થળે જવાના પ્રતિકૂલ સંયોગોમાં પણ ઉચ્ચ ઇંગ્રેજી કેળવણીનાં કિરણ ઝીલવાની અમદાવાદના કેટલાયે વિદ્યાર્થીઓ આતુરતા દાખવે છે. કેશવલાલ-ભાઈ પણ મુંબઈ જઈ ભાયખલે આવેલી એલ્ફિન્સ્ટન કોલેજમાં દાખલ થાય છે. નરસિંહરાવ પણ ત્યાં મળી આવે છે. કોલેજીઅન કેશવલાલ અવનવાં સ્વપ્નો સેવતા, વિદ્વત્તાના ઉચ્ચ આદર્શો રચતા, કોલેજની અધિષ્ઠાત્રી દેવીને પૂજ્યભાવે નિરખે છે, અને નમન કરે છે. તેઓ કોલેજના છાત્રાલયમાં નિવાસ કરે છે, અને કાઠિઆવાડી–અમદાવાદીઓની કલબમાં જોડાઈ વતન તરફની પ્રેમભરી વફાદારી વ્યક્ત કરે છે. મણિલાલ દ્વિવેદી અને કમળાશંકરભાઈ પણ ત્યાં જ નજરે પડે છે. દ્વિવેદી ચરોતરી–ભરૂચીઓની કલબમાં જોડાઈ પ્રાંતીય પક્ષપાત દર્શાવે છે, જ્યારે ત્રિવેદી અભ્યાસમાં એક બે વર્ષ આગળ છે, અને કોલેજ છાત્રાલયની સુરતી કલબમાં સ્વયંપાકી બનીને નાગરના સ્વધર્મનું ગૌરવ સાચવે છે. છગનલાલ પંડ્યા, શ્રીધર ભંડારકર અને બીજા અનેક ભાવિ વિદ્વાનો આ એક જ સંસ્થાનું છત્ર સ્વીકારતા, સહકાર ને સંખ્યામાં વૃદ્ધિ કરતા નજીકના જ ખંડોમાં રહે છે. બે વર્ષ પાછળ ભણતા અપ્રગટ વિજ્ઞાનશાસ્ત્રી ત્રિભોવનદાસ ગજ્જર, અને અવ્યક્ત ધારાશાસ્ત્રી ચિમનલાલ સેતલવાડ પણ કેશવલાલને પોતાની માંદગીના કારણે આગળ ઉપર એ જ વિદ્યામંદિરમાં

મળી આવે છે. ગજ્જરને ધ્રુવના સ્વભાવનાં મૈત્રીપોષક સમાન તત્ત્વો ખૂબ ગમે છે; અને કાયદામાં નિષ્ણાત થનાર સેતલવાડ ત્યારે આ ભાવી સાક્ષર સાથે સંસ્કૃત વાંચી મિત્રબંધનને બળવાન બનાવે છે.

ભાવી 'સુદર્શનકાર' તેમના વિશાળ અને ગહન વાચનથી પુસ્તકોના પર્વતશૃંગે વિરાજતા લાગે છે. દીપ ને તપનાં તેજથી રાત્રિને સવિશેષ શોભા અર્પતા, કલાકો સુધી શશાંકનું સખ્ય સાધતા, વિકસતી વિદ્વત્તાથી પોતાના ખંડને વિભૂષિત કરતા અને સૌ સાથીઓનાં ઇર્ષ્યાભર્યા માનને પાત્ર બનતા મણિલાલ મિત્રવૃંદમાં મણિ જેવા ઝળહળી રહે છે. તેઓ પ્રસ્તુત વિષય ઉપરનાં બધાં જ પુસ્તકો વાંચી તેનો સત્ત્વભર્યો રસ સંગ્રહે છે, અને આવા તલસ્પર્શી અભ્યાસથી ભવિષ્યની સમૃદ્ધ વિદ્વત્તાની ઇમારત ચણે છે. અભ્યાસના પ્રદેશમાં દુર્ધર્પ અને દુરારાધ્ય દેવ સમા મણિલાલને જોઇ ઘણા મિત્રોનાં મસ્તક તેમના તરફ માનથી નમે છે. મોંઘા આરામની ધન્ય પળોમાં દ્વિવેદીને ધ્રુવની મૈત્રી રુચે છે, અને બંને કોઈ કોઈ વખત કલાકો સુધી સાથે શેતરંજ રમે છે. ખંતીલા કેશવલાલને મણિલાલનું અભ્યાસમય વાતાવરણ અગમ્ય રમણીય લાગે છે, અને તે વાતાવરણ તેમને સંસ્કૃતના અભ્યાસ માટે વિશેષ વિહ્વળ બનાવે છે. મણિલાલ, કેશવલાલ, નરસિંહરાવ, ત્રણે એફ. ઇ. એ. માં પાસ થાય છે, અને શિષ્યવૃત્તિઓ પામે છે. સંસ્કૃતમાં નરસિંહરાવ પ્રથમ આવે છે.

વિદ્વત્તા કે વિચક્ષણતા કાંઇ કેવળ કૉલેજની એકધારી ફત્તેહથી કે ઊંચા વર્ગની જ્વલંત કારકિર્દી જ નથી મપાતી. સરસ્વતી કેશવલાલભાઈથી વિમુખતા તો નહિ, પણ ઉપેક્ષા

દાખવતી હોય તેમ મંદવાડથી તેમને મ્હાત કરે છે, અને અણીએ વખત તેમને પરીક્ષાની પ્રસન્નતાથી વંચિત રાખે છે. કોલેજના અભ્યાસકાળમાં કેવળ સંસ્કૃત કે ગણિતમાં જ નહિ, પણ ઇંગ્રેજીમાં યે આ યુવક પોતાની નિપુણતા દાખવે છે. દેશભક્તિ ઉપર ગૌરવભરી ઇંગ્રેજી ભાષામાં નિબંધ લખી પ્રોફેસર બેરેટ સાહેબને તેઓ આશ્ચર્યમુગ્ધ કરે છે, અને તેમના મુખેથી સહૃદય પ્રશંસા પામે છે.

માંદગીને લીધે બી. એ. ની પદવી પ્રાપ્ત કરવાનું ધ્રુવનું સ્વપ્ન સફળ નથી થતું. ઇ. સ. ૧૮૮૧માં કેશવલાલ અમદાવાદની પી. આર. ટ્રેનિંગ કોલેજમાં વગર પદવીએ ગુરુકૃપાથી શિક્ષકનું સ્થાન મેળવે છે. ડો. ભંડારકર એક ટુંકો છતાં, સબળ ભલામણપત્ર આપે છે. ગુરુ લખી આપે છે કે: " મી. ધ્રુવ સંસ્કૃતનું ઘણું સારૂં અને શુદ્ધ જ્ઞાન ધરાવે છે." (Mr. Dhruva possesses a very good and accurate knowledge of Sanskrit.) ગણિતનો મુખ્ય વિષય લઇને બી. એ. ની પદવી મેળવવાના ઉમેદવારને–આ સમર્થ શિષ્યને–એ સુવિખ્યાત ગુરુ આવું સરસ પ્રમાણપત્ર આપી શિક્ષણપ્રદેશમાં ગુરુપદવી અપાવે છે.

અંતે ઇ. સ. ૧૮૮૨માં યુનિવર્સિટી આ શિથિલ પ્રકૃતિવાળા વિદ્યાર્થી ઉપર મહેર કરે છે. તેની અમીનજરથી કેશવલાલભાઈ બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં ઉત્તીર્ણ કરે છે, અને જીવન-ભરના વિદ્યા-અર્થી આમ પ્રથમ આશ્રમનું વેદવિહિત વિદ્યાર્થીજીવન સમાપ્ત કરે છે.

પછી તો મોટાભાઈના સાક્ષરજીવનમાં ભાગીદાર થવાના ને સરસ્વતીના મંદિરે અક્ષત ચઢાવવાના કે દીવો પૂરવાના

મનોહર મનોરથ વધુ પ્રદીપ્ત થઈ તેમને આત્મમંથનને માર્ગે પ્રેરે છે; અને ભીષણ નિશ્ચય તથા અદમ્ય ઉત્સાહ તેમના સૂક્ષ્મ હૃદયતાર ઝણઝણાવે છે. પણ આ મનોરથને તેઓ મહેરામણની માઝાઓ અર્પે છે. અંગ્રેજ મહાકવિ મિલ્ટને જીવનભરમાં ઉતારેલું મહાસત્ય ધ્રુવના યે સકલ સાહિત્યવિષયક અભિલાષોને એક જ સૂત્રમાં પરોવી લે છે. આ રહ્યું તે સાહિત્યકારનું માનીતું મનનીય વાક્ય : "Labour and intense study I take to be my portion in this life" શ્રમ અને સ્વાધ્યાય તે આ સાહિત્યસેવકના જીવનભર મૂર્તિમંત સાથી બને છે. ચિંતન, નિદિધ્યાસન અને સૂક્ષ્મ સંશોધન તેમનાં વાકયોને પટ આપી આપીને મહામૂલ્યવાન બનાવે છે. આ મનોરથ, આ નિશ્ચય અને આ દૃષ્ટિનો ત્રિવેણીસંગમ કરતા કેશવલાલભાઈ પછી સંસારમાં ઝુકાવે છે; અને સદ્ધર હોકાયંત્રના પ્રતાપે તેમની કિસ્તી નથી ડોલતી, કે નથી દિશાભ્રમનો ભોગ બનતી. વ્યક્તિગત પ્રેરક બળો તેમને શાંતિપ્રિય ને કલહભીરુ, એકાકી ને અજાતશત્રુ બનાવી ભવિષ્યમાં કંઈ કંઈ અનુકૂળતાઓ આપે છે, અને કંઇ કંઈ વિષમતાઓમાં મૂકે છે; પણ એમનું જીવનનાવ અથડાયા વિના કે ભાગ્યા વિના ધારેલા બંદરે પહોંચે છે.

એ નાવના જળમાર્ગો, સફરો, સંકટો અને સગવડો તો આપણે હવે પછી વિલોકીશું. હમણાં તો બે શબ્દોના સૂચનથી જ હું સમાપ્ત કરીશ.

જીવનભર સાહિત્યક્ષેત્રમાં મહારથી તરીકે ઘૂમતા આ સાહિત્યસેવકનાં પળેપળનાં ચિંતન અને મનોમંથન નોંધવા હજુ ગુજરાતમાં કોઈ બોસ્વેલ નથી પાકયો. ડો૦ જહોન્સનના અહર્નિશ પાદ સેવતા આ પટ્ટશિષ્યનો સાહિત્યકાર પ્રતિનો પૂજ્યભાવ

આજે અમદાવાદના ને સમગ્ર ગુજરાતના સાહિત્યપ્રિય નવયુવકોમાં નથી જણાતો. મુંબઈ યુનિવર્સિટીએ પદ્યરચના ઉપર ભાષણો કરાવી ધ્રુવ સાહેબનો જ્ઞાનનિધિ જાહેરમાં મૂક્યો, પણ આ મહાવિદ્વાનને કોઇ માનદ પદવી અર્પી હજુ તેણે કૃતકૃત્યતા કે ગુણજ્ઞતા તો નથી જ દાખવી. કેશવલાલભાઈ શબ્દ-કોષના સૂક્ષ્મ રચયિતા છે, વ્યાકરણના વિશિષ્ટ અભ્યાસી છે, અને પ્રેમાનંદ વિષે ભર્યો ભર્યો ભંડાર છે. આપણી સાહિત્યસંસ્થાઓ આ મૂક સાહિત્યસેવક પાસે તેમની શરમાળ પ્રકૃતિ છોડાવી તેમની વિદ્વત્તા-ખાણને સવિશેષ ખોદાવી શકી નથી. એક શાંત અને સમર્થ, વૃદ્ધ અને સમૃદ્ધ સાહિત્યકાર પ્રતિ આપણા સાહિત્યપ્રિય યુવકોની, આપણી વિશાળ વિદ્યાપીઠની અને જાહેર સાહિત્યસંસ્થાઓની આ કેવી કદરદાની અને મનોવૃત્તિ છે?

ગુર્જર સાહિત્યના એવા આ પરમ ભક્તરાજને તેમનો આ નમ્ર શિષ્ય તેમનાં પોણોસો વર્ષના સમાપ્તિ સમયે, વિશુદ્ધ ભાવે અનેકાનેક વંદન કરી કૃતાર્થ થાય છે. *



* આ લેખની ઘણી હકીકતો મને રૂબરૂ પૂરી પાડવા માટે શ્રીયુત કેશવલાલભાઈનો હું અત્યંત ઋણી છું.–કર્તા

તેમના ખેદજનક અવસાનની પ્રથમ ખંડમાં નોંધ લેવામાં આવી છે જ.–કર્તા (બીજીઆવૃત્તિ)

# શ્રી. કેશવલાલ ધ્રુવ: સાહિત્ય-જીવન

## (૧)

ઇસ્વી સન ૧૮૮૨માં બી. એ. ની પદવી લઇ કેશવલાલભાઈ મુંબઇની શારદમાતની વિદાય લે છે, અને સ્થૂલ દૃષ્ટિએ જગતે જાણેલું વિદ્યાર્થીજીવન પૂરૂં કરે છે. એમના વિદ્યાર્થીજીવનના ઘડતરમાં મેં જણાવ્યું છે તેમ, માર્ગદર્શક મોટાભાઇના સતત સહવાસથી, સ્વામી દયાનંદના અસામાન્ય શબ્દજાદુથી અને ડૉ. ભાંડારકર જેવા ગુરુઓની પ્રેરણાથી તેમના હૃદયનો ગૂઢ અભિલાષ કાળક્રમે ભીષણ સંકલ્પના સ્વાંગ સજે છે. પછી તો એક રમણીય કલ્પના તેમના મનશ્ચક્ષુ આગળ અવનવાં દૃશ્યો રજુ કરે છે. સંસ્કૃત સાહિત્ય, સંશોધન, ભાષાશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર, ગુર્જર પ્રાચીન સાહિત્યઃ બધાં ય મળી તેમના મનોરાજ્યની મર્યાદા આંકે છે; અને દૂરદૂર વિવેચન, વ્યાકરણ, કાવ્ય વગેરે તે મર્યાદાઓને વિસ્તારવા મથતાં હોય તેમ તેમને દૃષ્ટિગોચર થાય છે. બસ; ત્યારથી આ ગંભીર અને પ્રતિભાશાલી નવજુવાન સરસ્વતીના એક અને અટલ પૂજારી બને છે. તેઓ સાહિત્ય સાથે એકતા સાધે છે; અને સમાજસુધારો, ધર્મ તથા રાજકારણને ઉવેખી ધ્રુવની નિશ્ચલતાથી પોતાના નક્કી કરેલા ક્ષેત્રમાં જ સર્વ શકિતઓ સમર્પે છે. સતત શ્રમ, અખૂટ ઉત્સાહ, અવિરત તપ અને નિશ્ચલ ધ્યેય શું ન સાધી શકે ?

પ્રથમ તો આ નવીન પદવીધરને 'મુગ્ધાવબોધ' અને 'મુદ્રારાક્ષસ' આકર્ષે છે. પછી જયદેવ અને અમરુ, ભાસ અને ભાલણ એમ કેટલાયના તે શબ્દદેહ નિરખવા તલસે છે. ભાષા-

શાસ્ત્રની ભીતરમાં નજર નાખી તે પ્રાકૃત અપભ્રંશનાં ગર્ભદ્વાર નિહાળે છે, અને વૈદિક સાહિત્યમાંથી દૂરદૂર વિચરતી દૃષ્ટિએ પ્રકાશના પરમાણુઓ શોધે છે. તેમને હૈયે કંઈ કંઈ કોડ છેઃ સાહિત્યનો વિવિધ વિકાસ સાધવાના, સંશોધનથી તેને સમૃદ્ધ બનાવવાના, ઉચ્ચ વિવેચનથી તેને વિશિષ્ટ કરવાના, વ્યાકરણથી તેને વિશુદ્ધ કરવાના, ભાષાશાસ્ત્રથી ગુજરાતીનો ભૂતકાળ જાણવાના અને છંદોના અભ્યાસથી પિંગળશાસ્ત્રના ધોરી પ્રવાહ નિરખવાના. પણ આ બધું એકલે હાથે કેમ થાય ? ત્રણ ત્રણ શતકનાં ભગવાન ભરદ્વાજને ઈન્દ્રે આયુષ્ય દીધાં, ત્યારે ય વેદ-જ્ઞાનના પર્વત સરખા રાશિમાંથી તેઓ એક મૂઠી જ ભરી શક્યા હતા; અને જો ચોથા શતકનું આયુષ્ય મળે તો હજુય પોતે અનન્ત વેદો પાછળ જ મચ્યા રહેશે, એવો તેમણે મનોરથ વ્યક્ત કર્યો હતો. એ અમાપ જ્ઞાન, એ મર્યાદિત માનવજીવન અને એ માનવજીવનના અનન્ત અમર્યાદિત મનોરથો' નિષ્કામ કર્તવ્ય એ જ કાર્યસિદ્ધિની એક કૂંચી છેઃ આ જ્ઞાને કેશવલાલ-ભાઇને તેમના અભિમત માર્ગે જતાં નવીન બળ અને ધૈર્ય આપ્યું.

આ સાહિત્યસેવકની વિદ્વત્તાનાં યોગ્ય મૂલ્ય અંકાય તે હેતુથી સ્હેજ વિષયાન્તર કરીને પણ અહીં એક વાત જણાવી લઉં. ગુજરાતની વેપારપ્રધાન વૃત્તિએ અને વર્તમાન સંક્રાન્તિ-યુગની વિશિષ્ટતાએ તેના સાહિત્યભક્તોને યોગ્ય ઉત્તેજન નથી આપ્યું એટલું જ નહિ, પણ તેમના તરફ અધિક અંશે તટસ્થ ઉપેક્ષા જ દાખવી છે. આવી ઉપેક્ષાવૃત્તિએ ગુજરાતી સાહિત્યનો વિકાસ અવરોધ્યો છે, તેના કવિઓ ને લેખકોને ક્વચિત્ રોટી વિના ટળવળતા રાખ્યા છે, તો ક્વચિત્ તેના સમર્થ સાક્ષરોને

તેમના પોતાના જ આપબળ ઉપર છોડી દઈને એકલા અટુલા રહેવા દીધા છે; અને આમ ગુજરાતી વાઙ્‌મયને ઘરકૂકડી સ્ત્રીની માફક ઘણુંખરૂં ગુજરાતની ચાર સીમાઓમાં જ પૂરી રાખ્યું છે. લક્ષ્મીનંદનોની અમીનજર વિના અને સદ્ધર સાહિત્ય સંસ્થાઓના સહકાર વિના ગુજરાતી સરસ્વતીનાં વહેણ તેથી ભારતવર્ષના પરપ્રાંતમાં ન જતાં ગુજરાતમાં જ થંભી ગયાં છે; અને ત્હોયે તે સરસ્વતીનાં જળ પોતાના જ પ્રદેશની સાહિત્યપ્રિય જનતાની તૃષ્ણા સંપૂર્ણ છિપાવી શકતાં નથી.

કેશવલાલભાઈને ય સાહિત્યનાં આ સામાન્ય બંધનો ને પ્રતિકૂળતાઓ ધ્યાનમાં રાખવાનાં જ હતાં. પણ નીચાણમાં વહેતાં જળને અને અભિમત સંકલ્પની સિદ્ધિ માટે નિશ્ચયાત્મક બનેલા મનને કોણ રોકી શકે? પરાક્રમશૂરાથી તે કાંઈ પ્રારંભશૂરા બનીને જ સંતોષ સેવાય નહિ. સરસ્વતીના આ અહર્નિશ જાગૃત ભકત સ્વાધ્યાય ચાલુ રાખે છે, અને અનેકવિધ મુશ્કેલીઓ કે પ્રલોભનોને મહાત કરી આગળ માર્ગ કાપે છે. તેમના ઉદ્યોગને સીમા નથી, તેમની કાર્યશક્તિને બંધન નથી, ને તેમના ધૈર્યને હદ નથી. ક્યાંએ અધીરાઈ નહિ, ઉતાવળ નહિ, છીછરાપણું નહિ. સ્વાધ્યાય, સંશોધનવૃત્તિ અને સંગીનતા: એ બધાંનો ત્રિવેણીસંગમ સાધતા આ સાહિત્યભકતની ભકિત અખંડિત રાખવાને એક જ જ્વલંત અભિલાષ, એક જ ભીષણ નિશ્ચય બસ હતો.

વિદ્યાપીઠની પદવી લીધી તે જ વર્ષમાં 'મુગ્ધાવબોધ-મૌક્તિક' નામે વ્યાકરણનો ગ્રંથ મોટાભાઈ પ્રસિદ્ધ કરે છે. 'મુગ્ધાવબોધ–મૌક્તિક' કે 'મુગ્ધાવબોધ–ઔકિતક,' શુદ્ધ નામ કયું? પ્રસિદ્ધકર્તાએ તેને 'મૌક્તિક' માન્યું. કેશવલાલભાઈ માનપૂર્વક

મોટાભાઈથી જુદા પડી એક લેખ દ્વારા સ્વતંત્ર મત દાખવે છે. અને 'મુગ્ધાવબોધ–ઔક્તિક'નાં મૂલ્ય આંકી તેના સંપાદકની ત્રુટિઓ સમજાવે છે. વ્યાકરણ સંસ્કૃતનું છે, ને ઉદાહરણો જૂની ગુજરાતીનાં છે, એ શ્રી. નરસિંહરાવભાઈએ પ્રગટ કરેલા મત સાથે ધ્રુવસાહેબ મળતા થાય છે. પોતાના લેખમાં, સંદિગ્ધ પ્રશ્નોને કેશવલાલભાઇ અણિશુદ્ધ છણે છે, મોટાભાઇના ઉતાવળિયા અને અપરિપક્વ વિચારોની ક્ષતિ દર્શાવે છે, અને એક સૂક્ષ્મ સંશોધનદષ્ટિએ 'મુગ્ધાવબોધ'નો પંડિત હેમચંદ્રની 'અષ્ટાધ્યાયી' સાથે સળંગ સંબંધ બેસાડે છે.

આ જ વર્ષમાં એટલે ઇ. સ. ૧૮૮૨માં વિશાખદત્તનું 'મુદ્રારાક્ષસ' તેમને અદ્દ્ભુત રીતે આકર્ષે છે. તેના સૂક્ષ્મ અભ્યાસથી તેમને અનેક હકીકતો નવીન સ્વરૂપે દેખાય છે. તેમની પારદર્શક દ્રષ્ટિ કેટલાક કૂટ પ્રશ્નોનું મંથન કરી તેમાંનું નવનીત તારવી લે છે. તેમાંથી 'મુદ્રારાક્ષસના મલયો' અને 'મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્તનો સમય' એ બે ગહન વિદ્વત્તાયુક્ત લેખો ઇંગ્રેજીમાં તૈયાર થાય છે. એક ભારતવર્ષના 'ઇંડિયન એન્ટિકવેરી' માં પ્રસિદ્ધ થાય છે; અને બીજો ઓસ્ટ્રિયાના 'વિયેના ઓરીએન્ટલ જર્નલ'માં. એકથી સ્વદેશે અને બીજાથી પરખંડે તેઓ આમ પોતાની સાક્ષરતા સિદ્ધ કરે છે.

એ નિબંધ લખાયો ત્યાર પહેલાં મલય પ્રદેશ દક્ષિણમાં આવ્યો એમ મનાતું હતું. તત્કાલીન વિદ્વાન તેલંગ પણ આ જ મતનું સમર્થન કરતા હતા. કેશવલાલભાઈ તેમના લઘુ લેખથી આ પ્રચલિત મતને પરાસ્ત કરે છે, અને પુરવાર કરે છે કે મલય તે દક્ષિણમાં નહિ પણ નેપાલની પશ્ચિમમાં આવ્યું.

'વિશાખદત્તનો સમય' લખી આ ઊગતા વિદ્વાન પૂર્વ અને પશ્ચિમના પંડિતોનો સામનો કરે છે. વિશાખદત્ત બારમા સૈકામાં થયો એમ વિલ્સનનો મત હતો. સ્વ. તેલંગની કાળ-ગણનાએ તેને આઠમાં સૈકામાં મૂક્યો હતો. 'મુદ્રારાક્ષસ' નો કર્તા તો આઠમા સૈકાથીયે પહેલાં છઠ્ઠા કે સાતમા સૈકામાં થઈ ગયો, એમ ધ્રુવસાહેબ પુરાવાથી સિદ્ધ કરે છે, અને પોતાનું વિશિષ્ટ વર્ચસ્ દાખવી પંડિતોની પ્રશંસા પામે છે.

ઇંગ્રેજી જેવી વિદેશી ભાષામાં તેમણે જીવનભર આ બે જ લેખો લખ્યા છે. પણ આ બે લઘુ લેખો વડે વિદ્વદ્કીર્તિ તેમને વરી ચૂકી હતી. માતૃભાષાનું અભિમાન તેમને પરભાષામાં લખવા ભાગ્યે જ પ્રેરે છે, અને આ દૃઢ વૃત્તિને લીધે તેમણે મુંબઈ યુનિવર્સિટિએ નિયત કરેલાં પદ્યરચના ઉપરનાં ભાષણો પણ ગુજરાતીમાં જ આપ્યાં છે.

આવી સંગીન ભૂમિકા પછી 'મુદ્રારાક્ષસ' તેમના સ્વાધ્યાયનું કેન્દ્ર બને છે. શૃંગાર રસની ઊણપથી નાટ્યસાહિત્યમાં નવીન ભાત પાડતું આ નાટક તેનાં ઉચ્ચ કલાવિધાન, તથા ત્વરિત કાર્યગતિના કારણે આ નવજુવાનને અકથ્ય આકર્ષણથી ને વધુ નિકટતાથી નિમન્ત્રે છે; અને યુગબળો તેમાં સાથ આપે છે.

ત્યારે તો ભાષાંતરનો જ ખાસ યુગ હતો. ગુજરાતને સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યની ઉત્કૃષ્ટ સંપત્તિનો ભોક્તા બનાવવાની તે યુગના સમર્થ સાહિત્યકારોને પણ સ્વયંભૂ ઇચ્છા થતી. રણછોડભાઈ, મણિલાલ દ્વિવેદી, બાલાશંકરઃ બધાય ભાષાંતરના પ્રદેશમાં પણ ઘૂમતા જણાય છે. તેથી કેશવલાલભાઈ ને પણ આવાં ભાષાંતર ઉપર કલમ ચલાવી સાહિત્યસેવા

કરવાનો અભિલાષ સ્ફુરે છે. યુગનાં પ્રેરક બળો અને આવો અભિલાષ તેમની પાસે તરતજ 'મુદ્રારાક્ષસ'ના સમશ્લોકી ભાષાંતરનો નિર્ણય કરાવે છે.

આ સંસ્કૃત નાટક મોટાભાઈ હરિલાલ કૉલેજમાં પાઠ્યપુસ્તક તરીકે ભણેલા; તેથી સ્વાભાવિક રીતે જ લઘુબંધુને પણ તે વાંચવાની વૃત્તિ થઈ હતી. 'મુદ્રારાક્ષસ' તે વખતે પણ ગુજરાતીમાં ઉતારવામાં તો આવ્યું જ હતું. ભાવનગરના દીવાન સાહેબ સામલદાસના જમાઈ સવાઈલાલે તેનું ભાષાંતર કર્યું છે, પણ તે સમશ્લોકી નથી. તેલંગવાળી 'મુદ્રારાક્ષસ' ની આવૃત્તિનો પણ કેશવલાલભાઈ ઘણો લાભ લે છે, પણ તેના પાઠોની પસંદગીમાં પોતે એકમત નથી થઇ શકતા. કેટલાક જૂદા જ પાઠ આધારપૂર્વક તેઓ રજુ કરે છે, અને આખાયે નાટકનું સમશ્લોકી ભાષાંતર ઇ. સ. ૧૮૮૬ માં કડકે કડકે 'બુદ્ધિપ્રકાશ'માં પ્રસિદ્ધ કરે છે. આ પુસ્તક તે તેમના સંગીન અભ્યાસનું પ્રથમ પુષ્પ છે. પૂજ્ય ભંડારકરનું ગુરુઋણ ફેડવા, કેશવલાલભાઈ સંસ્કૃત આર્યાની બે લીટી લખી આ કૃતિ તે ત્રિખંડી વિદ્વાનને અર્પણ કરે છે, અને પોતાનો ભક્તિભાવ દાખવે છે.

કાળક્રમને અવગણીને પણ 'મુદ્રારાક્ષસ' વિષે ધ્રુવસાહેબે આદરેલી પ્રવૃત્તિઓનો સળંગ ઇતિહાસ જાણવો તે આવશ્યક અને મનોરંજક છે; અને તેથી જ 'મેળની મુદ્રિકા'ની વિગતો હું રજૂ કરૂં છું, વિશેષમાં, સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રચલિત આવૃત્તિઓના ભ્રષ્ટ, લુપ્ત, અસંબદ્ધ પાઠો અને પ્રક્ષિપ્ત ભાગો તેમના મનમાં એક નવો જ વિચાર સ્ફુરાવે છે. 'મેળની મુદ્રિકા' તો પોતે સ્વીકારેલા પાઠો કે સંશોધેલી સંસ્કૃત આવૃત્તિ પ્રમાણે જ ગુજરાતીમાં અવતારવામાં આવી હતી; પણ પોતે પસંદ કરેલા પાઠો કે સ્વી–

કારેલી શુદ્ધિઓ જાહેરમાં મૂક્યા વિના તે ભાષાંતરની કૃતિનાં સાચાં મૂલ્ય કોણ પિછાને ? આ ઉપરથી જ તેમનામાં ‘મુદ્રારાક્ષસ’-ની સંશોધેલી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાના અભિલાષ જાગે છે. પાઠોના નિર્ણય અને શુદ્ધિ માટે તેઓ ‘મુદ્રારાક્ષસ’ની પચાસેક જુદી જુદી પ્રતો જુએ છે, ને વિવિધ પાઠો નોંધી લઈ અભ્યાસપૂર્ણ દૃષ્ટિએ તેમનાં તુલનાત્મક મૂલ્ય નક્કી કરે છે. ઉતાવળ ને અધીરાઈના આ યુગમાં તો આવું કાર્ય ‘ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર’ જેવું કોઈકને લાગે. વર્ષો સુધીના આ શ્રમભર્યા પ્રયત્નો પછી કેશવલાલ-ભાઈ સંસ્કૃત ‘મુદ્રારાક્ષસ’ની પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૦૦માં પ્રસિદ્ધ કરે છે. મહારાષ્ટ્રના ‘ઇન્દુપ્રકાશ’માં તેની પ્રશંસાયુક્ત સમાલોચના આવે છે, અને મુંબઈનું અઠવાડિક ‘ગુજરાતી’ અનુકૂળ અભિપ્રાય આપી તેની સગર્વ નોંધ લે છે.

આયુર્વેદાચાર્ય ભાખે છે કે સુવર્ણાદિ ભસ્મો અનેકાનેક પટ દેવાથી જ વિશેષ ચમત્કારિક નિવડે છે. જેમ પટ વધે તેમ તે ભસ્મનાં મૂલ્ય પણ વધે. કેશવલાલભાઈ કુશળ વૈદની માફક પોતાનાં પુસ્તકોને પટ દેવાના પ્રયોગ કરી તેમને મહા-મૂલ્યવાન બનાવે છે. કોઈને આવા ફેરફારો અયોગ્ય અને અનિષ્ટ લાગે તો નિરુપાય ! સત્ય તો ગમે તેટલું મોડું પણ ઉચ્ચારી શકાય છે. પોતાની ત્રુટિઓ, સ્ખલનો, અપૂર્ણતાઓને શા માટે દૂર ન કરવી ? ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, એ ન્યાયે ધ્રુવસાહેબના એકજ પુસ્તકની ભિન્નભિન્ન આવૃત્તિઓમાં અવનવા સુધારાવધારા અને ફેરફારો હોય છે જ; અને આવી વિચારસરણીથી જ સંસ્કૃત ‘મુદ્રારાક્ષસ’ની બીજી આવૃત્તિ તેના વિશિષ્ટ સ્વરૂપે અસ્તિત્વમાં આવે છે.

સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ થઈ, તેવામાં જર્મન પંડિત હીલેબ્રાન્ટ આ જ નાટકની સંશોધિત આવૃત્તિ તૈયાર કરવાના હેતુથી વિશેષ સામગ્રી મેળવવા હિંદુસ્તાનમાં આવે છે. પ્રાંતે પ્રાંતમાં પરિભ્રમણ કરી તેની જુદી જુદી હાથપ્રતો એકઠી કરવાનો તેમને અભિલાષ છે. આ કારણે પૂનામાં તેઓ સંસ્કૃતના સુવિખ્યાત સાક્ષર ડૉ. ભાંડારકરને મળે છે. પ્રેમાળ ગુરુ શિષ્ય ધ્રુવે સંશોધેલી સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની પ્રથમ આવૃત્તિથી પરિચિત છે; અને આ પ્રસંગે તેમણે કરેલી સૂચનાથી જ કેશવલાલભાઈ પોતાની આવૃત્તિની એક પ્રત હીલેબ્રાન્ટ માટે ડૉ. ભંડારકરને મોકલી આપે છે. આ જર્મન પંડિત પછી સારાયે ભારતવર્ષમાં–નેપાલ સુદ્ધાં–ભ્રમણ કરી 'મુદ્રારાક્ષસ'ની પચાસેક હાથપ્રતો ભેગી કરે છે, ને તે બધીની મદદથી પોતે એક નવી આવૃત્તિ પ્રગટાવે છે. તેમાંથી કેશવલાલભાઈને સંશોધનદૃષ્ટિએ નવો પ્રકાશ પાડનારાં પુષ્કળ સાધનો મળી આવે છે. પોતાની આવૃત્તિમાં યોજેલા કલ્પિત પાઠોમાંથી લગભગ ત્રીજા ભાગના ખરા પડ્યા છે, એમ હીલેબ્રાન્ટની આવૃત્તિની ઉપરથી તેમને પ્રતીતિ થાય છે. તેવામાં જ પૂનાના પ્રોફેસર બેલ્વેલ્કરની સૂચનાથી ત્યાંના અગ્રગણ્ય પ્રકાશક સરદેસાઇ કેશવલાલભાઈ પાસે સંસ્કૃત 'મુદ્રારાક્ષસ'ની બીજી આવૃત્તિની માગણી કરે છે. આવો પ્રસંગ આપણા ગુર્જર સાક્ષરને નવી આવૃત્તિ તૈયાર કરવાની પ્રેરણા આપે છે. તેઓ જર્મન પંડિતની આવૃત્તિનો સંપૂર્ણ લાભ લે છે, ને સ્વતંત્ર બુદ્ધિએ તેમાં કેટલાય સુધારા સૂચવે છે. પટ પામેલી આ દ્વીતીય આવૃત્તિ મહારાષ્ટ્રમાં પણ માન મેળવે છે, ને પ્રમાણભૂત ગણાઈ ત્યાંના વિદ્વાનોની મુક્તકંઠે પ્રશંસા પામે છે. પરપ્રાંતમાં યે, ને તે પણ સંસ્કૃત પુસ્તક સંબંધી

સંસ્કૃતપ્રિય મહારાષ્ટ્રમાં જ પોતાની વિદ્વતાનો વિજયડંકો વગડાવનાર ગુજરાતીઓ આજે પણ કેટલા વિરલ છે? આ પુસ્તકનાં પ્રામાણ્ય ને પ્રશંસા મ્હૈસૂરની વિદ્યાપીઠને પણ આકર્ષે છે, ને ત્યાં તેનો પાઠ્યપુસ્તક તરીકે સ્વીકાર થાય છે.

'મુદ્રારાક્ષસ'ની ગુજરાતી અને સંસ્કૃત આવૃત્તિઓ તૈયાર કરવામાં વચ્ચે વચ્ચે સમયનાં કેટલાંય અંતર પડ્યાં હતાં. એવા અંતરે અંતરે બીજી કૃતિઓ પણ હાથ ધરવામાં આવતી. ધ્રુવસાહેબનું 'અમરુશતક' આવા જ સંયોગોમાં ગુજરાતી કાયા પામ્યું છે. મૂળ તો તે સંસ્કૃતમાં 'કાવ્યમાલા સીરીઝ' તરફથી પ્રસિદ્ધ થયેલું. તેની છએક ટીકાઓ પણ જાહેરમાં આવી છે; પણ તેમાં વૈરાગ્ય અને શૃંગાર બંનેના અર્થ છે, એ માન્યતા ધરાવતી આમાંની કેટલીક ટીકાઓ તો નિરર્થક જ છે; છતાં 'કાવ્યમાલા સીરીઝ'માં આવેલી ટીકા તથા શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળે મોકલેલી ટીકાનો શ્રીયુત કેશવલાલભાઈ સ્વાધ્યાય માટે સંપૂર્ણ ઉપયોગ કરે છે, અને પાઠ તથા અર્થ નક્કી કરી ઈ. સ. ૧૮૯૩માં તેને ગુજરાતી શબ્દદેહ અર્પે છે. આ પ્રથમ આવૃત્તિ તેઓ સંસ્કૃત આર્યા લખી કચ્છના મહારાવને માનપૂર્વક અર્પણ કરે છે, અને તે રીતે કચ્છનાં મીઠાં સ્મરણોને મહિમા અર્પે છે. આ ભાષાંતરથી કેશવલાલભાઈ અમરુને ગુજરાતીમાં અમર કરે છે; પોતાની ઉચ્ચ રસિકતા ને ગહન વિદ્વત્તાની ગુજરાતી સાહિત્યપ્રિય જનતાને સવિશેષ જાણ કરે છે; અને એકંદરે ગુજરાતના દામ્પત્યજીવનને તેમાંનાં ભાવપૂર્ણ ચિત્રોથી ચકિત કરે છે.

વળી, 'ગીતગોવિંદ'ના કર્તા કેશવલાલભાઈને વર્ષોથી આકર્ષી રહ્યા છે. પોતે ઈંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા ત્યારે મોટા-

ભાઈના મુખેથી તેની પ્રશંસા સાંભળેલી જ હતી. કોઈ જૂનાં પુસ્તકો વેચનારને ત્યાંથી હરિલાલભાઈને 'ગીતગોવિંદ' ની શિલા-છાપની ચિત્રવાળી એક જૂની આવૃત્તિ મળી આવી હતી. બટુક કેશવલાલ ઉપર ત્યારે પણ જયદેવે ભૂરકી નાખી હતી. અર્થ ન સમજાય છતાં આ ચપળ વિદ્યાર્થીને તેનાં સંગીત અને શબ્દાલંકારને કારણે 'ગીતગોવિંદ' વારંવાર વાંચવામાં ખૂબ રસ પડતો.

વર્ષો ઉપરનાં જયદેવનાં એ સમર્થ જાદુ કાંઈ છેક અફળ જાય ખરાં કે? એક અવનવો પ્રસંગ 'ગીતગોવિંદ'ના આકર્ષણમાં નવીન જ ભાત પાડે છે. કેશવલાલ વિદ્યાર્થી અવસ્થામાં જ વ્રજલાલ શાસ્ત્રી કૃત 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' વાંચે છે, અને 'ગીતગોવિંદ' ઉપર જૂની ગુજરાતીમાં કરેલી ટીકાનો તેમાં પ્રસિદ્ધ થયેલો નમુનો આ નવજુવાનનું જયદેવ તરફનું માન વિશેષ જાગૃત કરે છે. પછી તો કોલેજકાળમાં આ કોડીલા ભાષાંતરકાર 'ગીતગોવિંદ'ને ગુજરાતી શબ્દદેહ આપવા ઇચ્છે છે. ઈ. સ. ૧૮૭૭ થી ઇ. સ. ૧૮૮૩ સુધીમાં તેઓ 'ગીતગોવિંદ'ની ચોવીસે અષ્ટપદીઓનું દેશી રાગોમાં ભાષાંતર કરે છે. પણ શ્લોકો હજુ બાકી છે. આ દરમ્યાન 'કલાન્ત' કવિ બાળાશંકર પાસેથી 'ગીતગોવિંદ'નું એક હિંદી ભાષાંતર કેશવલાલભાઈને મળી આવે છે. આ હિંદી ભાષાંતર પ્રખ્યાત રાયચંદ કવિનું છે; પણ તે કઠિન અને સંસ્કૃતમય છે. આપણા ખંતીલા સાહિત્યભક્તને આથી સંતોષ નથી થતો.

પણ 'ગીતગોવિંદ'ના ભાષાંતર ઉપરની વિચારસરણી આટલેથી જ વિરમતી નથી. તેનું પોતે દેશી રાગોમાં કરેલું

ભાષાંતર પ્રસિદ્ધિ પામે ત્યાર પહેલાં હજુ કેટલીયે સૂક્ષ્મ વિચારણાની તે અપેક્ષા રાખે છે, એમ કેશવલાલભાઈને લાગ્યા જ કરે છે. ઈ. સ. ૧૮૮૭ થી દોઢેક વરસ સુધી તેઓ કચ્છમાં આલ્ફ્રેડ હાઇસ્કૂલના હેડમાસ્તરના હોદ્દા ઉપર છે. ત્યાં શાળાના ઈનામ–મેળાવડાનો વાર્ષિક સમારંભ નજીક આવે છે, અને કચ્છના મહારાવ પોતે પણ આ અવસરે પધારનાર છે. આ પ્રસંગ માત્ર શાળાના સંચાલકોને પ્રેરણા ને ઉત્સાહ અર્પે છે, અને એ વિદ્યારસિક રાજવીના રંજનાર્થે પ્રસંગને સાવશેષ શોભાવવાના તેના હેડમાસ્તરમાં પણ કંઈ કંઈ અભિલાષ જાગે છે.

ફરીથી જયદેવ અગોપ રહી તેમના આગળ ગુંજે છે: “મારા ‘ગીતગોવિંદ’થી વધુ માધુર્ય અને વધુ રસિકતા તમને ક્યાં મળશે? તેનાથી જે ન રીઝે તે અરસિક જ ગણાય.” આ અદ્‌ભુત સ્વરોથી તેમને નવીન દર્શન લાધે છે. કેશવલાલભાઈ તરત જ **पश्यसि दिशि दिशि रहसि भवन्तम्।** એ પંક્તિથી શરૂ થતી અષ્ટપદીને સમશ્લોકી ગુજરાતીમાં ઉતારે છે, અને સમારંભપ્રસંગે તે વડે સર્વ શ્રોતાજનોને જયદેવે કવેલા ભક્તિરસના ભોક્તા બનાવે છે. પ્રસંગ પુરવાર કરે છે કે ‘ગીતગોવિંદ’ને સમશ્લોકી ગુજરાતીમાં ઉતારાય તો જ તેના કર્તાને પૂરો ન્યાય મળે, અને મૂળનું માધુર્ય અક્ષત રહે. ‘અમરુશતક’નું સમશ્લોકી ભાષાંતર કરવા કેશવલાલભાઈ સમર્થ થયા હતા, તો પછી ‘ગીતગોાવદ’ને ભિન્ન દેશી રાગોમાં ઉતારવાનું દૌર્બલ્ય કેમ દૂર ના કરવું? આ વિચાર માત્ર તેમને વિશેષ પ્રેરણા આપે છે. પાંચ છ વર્ષમાં ધીમે ધીમે ‘ગીતગોવિંદ’ ગુજરાતી ભાષાના નવા સમશ્લોકી સ્વાંગ સજે છે. આ નવું ભાષાંતર કડકે કડકે ‘કૃષ્ણમહોદય’ માસિકમાં છપાય છે, અને તંત્રી બાળાશંકર ભાષાંતરકાર

તરફની પોતાની પ્રસન્નતાના પ્રતીક રૂપે દસેક છાપેલી પ્રતો કેશવલાલભાઈને મોકલી આપે છે.

પણ આ ભાષાંતર કરવામાં શી રીતે સફળતા મળે? તેમાં કયું કલાકૌશલ્ય જોઇએ? ભાષાંતરકલા એ કાંઈ દરેક અભ્યાસીનો ઈજારો નથી, કે પ્રાકૃત જનોની સર્વસામાન્ય સંપત્તિ નથી. ભાષાંતર કેવળ શબ્દોના પલટાથી નથી થતું, કે ભાષાના ફેરફારથી નથી નીપજતું. શબ્દોના પર્યાય ખડકવાથી કે કેવળ સમશ્લોકી સ્વરૂપ આપવાથી જ જો પ્રાસાદિક ભાષાંતરો થતાં હોત, તો કેશવલાલભાઈ જેવાને સમર્થ ભાષાંતરકાર તરીકે આવાં ભવ્ય માન આપવાનું આપણને કારણ ન હોત. ઉત્તમ ભાષાંતરનું કાર્ય એ કાંઈ સહેલું ને શ્રમવિહોણું સામાન્ય કાર્ય નથી. તેમાં કોઈ કોઇ વખતે એક વાક્ય કે એક પંક્તિ પાછળ કલાકોના કલાકો, ને દિવસોના દિવસો ગાળો ત્હોયે સંતોષ ન થાય. વિજય વાંછતા ભાષાંતરકારે મૂળ કર્તાને સંપૂર્ણ સમજવો જોઇએ, તેનાં સમયબળોને લક્ષમાં લેવાં જોઇએ, તેના જીવન-પ્રસંગોને નિરખવા જોઇએ, ને તેની કૃતિનું હાર્દ જાણવું જોઈએ. ભાષાંતરકારને મૂળ લેખકની મર્યાદાનાં બંધન છે, અને છતાંયે તેને વિવેકથી વધુ સૂક્ષ્મ દષ્ટિ વાપરવી પડે છે. મૂળ કર્તા સાથે સંપૂર્ણ એક્તા સાધી, ભાષાંતરકાર સ્વભાષામાં તેનો સંપૂર્ણ પ્રતિનિધિ બને છે; પણ તે પ્રતિનિધિત્વ કેવળ શબ્દોનું નહિ, પણ ભાવનું છે; ભાષાનું નહિ, પણ રસનું છે. ભાષાંતરકારને મળ લેખકનાં બંધનો સ્વીકારીને પણ સ્વભાષાની મર્યાદાઓ, ખૂબીઓ અને વિંશિષ્ટતાઓ ધ્યાનમાં રાખવાની હોય છે. તાદાત્મ્ય, રસસંક્રાન્તિ અને પાઠશુદ્ધિની ત્રણ પાંદડીવાળાં બીલીપત્રથી જ તે તેના મહાદેવની ઉપાસના કરે છે. એકાગ્રતા ને ભક્તિ

વિનાનું ભાષાંતર તે જીવંત ને પ્રાસાદિક નહિ, પણ કેવળ શુષ્ક ને રસવિહોણું થાય છે.

ભાષાંતરના આ આદર્શો કેશવલાલભાઈને પણ માર્ગદર્શક થાય છે. મૂળના શબ્દને નહિ, પણ ભાવને તેઓ અનુસરે છે. શબ્દે શબ્દથી નહિ, પણ મૂળ કૃતિના હાર્દને નિરખતાં નિરખતાં તેઓ આગળ ચાલે છે. જેમ મૂળ કવિ સરળ અને પ્રતિભા-સંપન્ન, તેમ તેને પરભાષામાં ઉતારવાનું કાર્ય વધુ કઠિન થાય છે. જેમ મૂળ લેખક વધુ કૃત્રિમ, જેમ તેનામાં શબ્દાલંકાર ને ઝડઝમક વિશેષ, તેમ તેનું ભાષાંતર વધુ સહેલાઈથી થાય. મૂળ લેખકની વિશિષ્ટતા પ્રમાણે આ માર્ગદર્શક ને મૂળભૂત સિદ્ધાંતોમાં ક્વચિત્ ફેરફાર પણ થાય છે. જેમકે 'મેળની મુદ્રિકા'માં ભાષાં-તરકારે તેના માધુર્ય તરફ ન જોતાં તેની કાર્યસંગતિ (unity of action) ઉપર જ વિશેષ ધ્યાન આપ્યું હતું. 'પરાક્રમની પ્રસાદી' ઉપર હું આવીશ, ત્યારે આ વિષય ઉપર વધુ વિવેચન કરીશ. હાલ તો પ્રસ્તુત વિષય ઉપર જ પાછો આવું છું.

'ગીતગોવિંદ'ના ભાષાંતરમાં પણ કેશવલાલભાઈ મૂળ કવિને જ વળગી રહે છે. જયદેવ જો ગુજરાતી જાણતો હોત, તો જેવું તે 'ગીતગોવિંદ' રચત, તેવું જ 'ગીતગોવિંદ' ગુજરાતીમાં ઉતારવાના આપણા કેશવલાલભાઈને કોડ છે. શબ્દાલંકાર નહિ, પણ રસસંક્રાન્તિ તરફ જ તેઓ મીટ માંડે છે. મૂળ કૃતિને જ માર્ગદર્શક માનવા છતાં તેઓ સ્વભાષાને વફાદાર રહે છે, અને એ રીતે જ પોતાના ભાષાંતરને તેઓ ભાવવાહી ને પ્રાસાદિક બનાવે છે. 'ગીતગોવિંદ'નું માધુર્ય અને તેનું ભક્તિહાર્દ આમ ગુજરાતીમાં તેઓ સચોટ ઉતારે છે. તેથી જયદેવ વધુ જયવંતો બને છે, ને ભાષાંતરકાર વધુ ભક્તિમાન થાય છે.

સ્થળસંકોચ અને સપ્રમાણતા મને આટલેથી અટકવાના આદેશ આપે છે, ત્હોયે થોભતાં થોભતાં બે બોલ કહી નાખું. પોણોસો વર્ષનું આયુષ્ય વટાવી ગયેલા આ સમર્થ સાહિત્યભક્તને, આ ભાવવાહી ભાષાંતરકારને ભરપુર ભક્તિભાવે અને પ્રણતશિરે હું પ્રણામ દાખવું છું. અંતમાં, તેમના શબ્દદેહ વધુ વર્ચસ્ દાખવે, તેમની લેખિની તેમના સકલ જ્ઞાનભંડાર ખૂલ્લા કરે, અને તેમનાં દીર્ઘ આયુષ્ય અને દૃઢ સાહિત્યસેવા ગુજરાતી સાહિત્યને વધુ ઉપકારક થાય એમ આજે જગત્પિતાને પ્રાર્થીને વિરમું છું.



# શ્રી. કેશવલાલ ધ્રુવ : સાહિત્ય–જીવન

## (૨)

આ ધીરાઈ, આવેગ અને અસ્થિરતાથી અંકાયેલા આ યુગમાં તલસ્પર્શી અભ્યાસ કે ગહન વિદ્વત્તા તરફ ગુજરાતી સાહિત્ય આલમની અરુચિ નહિ, તો ઉપેક્ષા તો વધતી જ જાય છે. અર્ધી સદીથીયે વધુ સમય સુધી એકાગ્ર ચિત્તે સાહિત્યસેવા કરવાને આજકાલ કેટલા ગુજરાતીઓ ભાગ્યશાળી થતા હશે? ને તે પણ સતત, સંગીન અને શ્રદ્ધાયુક્ત સાહિત્યસેવા કરનાર તો બહુ વિરલ જ. સર્જનાત્મક સાહિત્ય તો શીઘ્ર ફળ આપે, તેના સર્જકના પ્રયત્નો સ્પષ્ટ રીતે પ્રશંસાપાત્ર થાય, અને તેને તાત્કાલિક પ્રસિદ્ધિ તથા કીર્તિયે મળે. પણ આદર્શ ભાષાંતરકારને, સમર્થ વિદ્વાન ભાષાશાસ્ત્રીને કે સૂક્ષ્મદર્શી સંશોધકને તો કેટકેટલી ધીરજ રાખવી પડે છે? તેના પ્રયત્નો ઉતાવળે ફળતા નથી, ને તેની કલમ તેને તરત કીર્તિ આપતી નથી. એ તો ગાળે છે વર્ષોનાં વર્ષો શાંત મૂક સ્વાધ્યાયમાં, સમુદ્ર જેવા ઊંડા ચિંતનમાં, અને એકાકી આત્મમંથનમાં.

કેશવલાલભાઈ અને તેમના સમવયસ્ક–પણ હાલ સદ્ગત નરસિંહરાવભાઈ, બંનેની સંગીન, નિશ્ચલ અને સુદીર્ઘ સાહિત્યસેવા તથા અગાધ સાક્ષરતા માટે ગુજરાત યોગ્ય ગૌરવ લઈ શકે તેમ છે. નરસિંહરાવભાઈની સાહિત્યસેવાનાં મૂલ્ય આંકવાનો સમય તો પાકી ગયો છે, એટલે વ્હેલી મોડી તેમની વિદ્વત્તાની

કિંમત હવે અંકાશે જ. પણ કેશવલાલભાઈની વિદ્વત્તાની યે આજે આપણને કેટ–કેટલી પરખ છે? આ સમર્થ સાક્ષર અને અનન્ય અનુવાદકે તેમના સાહિત્ય જીવનના દીર્ઘ, અકુંઠિત પ્રવાસમાં કેટલીયે કડવી મીઠી અનુભવી હશે, કંઈ કંઈ પ્રલોભનો જતાં કર્યાં હશે, અગણિત અંગત સુખસગવડોનો ભોગ આપ્યો હશે, ને અકથ્ય અંતરાયોનો શ્રદ્ધાયુક્ત હૃદયે સબળ સામનો કર્યો હશે. કેટલાકને તેમની સાહિત્યસેવાઓ લોકભોગ્ય ભલે ના લાગે, ને વિશાળ સ્વતંત્ર સર્જનથી વિશિષ્ટ બનેલી ભલે ન જણાય; તોયે તે અવિરત સેવાઓ મૂલ્યવાન તો છે જ. તેમણે કંઇ કંઇ નવીન માર્ગો દાખવ્યા છે, અવનવી ગહનતા સાધી છે, અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ અને શોભાવંતું કરીને ભારતવર્ષમાં તેમજ પરખંડમાં પણ ગુજરાતીને મહિમાવંતી કરી છે. ગુજરાત જો ખરેખર સાહિત્યપ્રિય અને ગુણપૂજક હોત તો આવા સાક્ષરોને નામે કોઈ નવી સંસ્થા—સાહિત્યની કે પુરાતત્ત્વની-સ્થપાઈ હોત; કાં તો તેમના સહકારથી કોઈ સાહિત્યસંસ્થાએ ગુજરાતી વાઙ્મયનો સર્વતોમુખી વિશેષ વિકાસ સાધવાની યોજના ઘડી તેને અમલમાં મૂકી હોત; અથવા તો છેવટે તેણે આવા સાહિત્યસેવકોને સંપૂર્ણ અપનાવી લેઈ તેમના સકલ વિદ્વત્તાભંડાર ખૂલ્લા મૂકાવ્યા હોત. પણ વેપારપ્રધાન ગુજરાતના સાહિત્યપ્રેમને આટલી કોટિએ પહોંચતાં હજુ કેટલોય સમય જશે.

આવા વૃદ્ધ સરસ્વતીપુત્રની 'અડગ ને અનન્ય વાઙ્મય સેવા'નો પાક ઉતારવાનો 'ઊર્મિ'ના તંત્રીઓએ સ્તુત્ય ને સંગીન પ્રયાસ આરંભ્યો હતો. આ સામાયિકના તંત્રીપદેથી પ્રો. ડોલરરાય માંકડે પરિશ્રમયુક્ત પ્રયત્નો વડે પૂ. કેશવલાલભાઈની સેવાઓને સ્પષ્ટ ને સંક્ષિપ્ત સ્વરૂપે સાહિત્યપ્રિય જનતા આગળ

રજુ કરી વિદ્વાનોને અર્ધ્ય આપવાની સાચી પ્રણાલિકા પાડી છે. કવિશ્રી ન્હાનાલાલ જણાવે છે તેમ, રાજા ને પ્રજા: ઉભયના પ્રીતિપાત્ર આ સાક્ષરવર્યની વિદ્વત્તા 'સરકાર–સન્મનાયેલી' અને 'પ્રજા–પ્રમાણાયેલી' છે. તેવા આ પરમ સરસ્વતીભક્ત ધ્રુવસાહેબની સાહિત્યસેવા ઉપર આછી અધૂરી નજર નાખી હું વિશેષ કૃતકૃત્યતા અનુભવું છું.

વળી મૂળ વિષય ઉપર આવું ત્યાર પહેલાં એક અપ્રસ્તુત પણ આવશ્યક સૂચન હું જરા કરી લેઉં. ઈંગ્રેજી સાહિત્યમાં તો તેના વાઙ્મય સેવકો (Men of Letters) ઉપર પૃથક્ પૃથક્ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. તેવા દરેક પુસ્તકમાં તે તે સેવકનું ક્ષર–અક્ષર જીવન, તેનું ઘડતર, તેનું મનોમંથન, તેની કૃતિઓ, લેખો અને તેમનાં મૂલ્ય, આ બધાનું રસપ્રદ નિરૂપણ હોય છે. ગુજરાતી સાહિત્યમાં કવિ નર્મદાશંકર, નવલરામ, ગોવર્ધનરામ, નંદશંકર, ને ભોગીન્દ્રરાવ વગેરે સાહિત્યભક્તોનાં પુસ્તકો રૂપે સાહિત્યની દૃષ્ટિએ જીવનચરિત્રો લખવાના ઓછાવત્તા પ્રયત્નો થયા છે. પણ આવાં જીવનચરિત્રો કેટલાં અલ્પ અને મર્યાદિત છે? પહેલાં મેં એક વખત કહ્યું છે, તે જ ફરીથી રજુ કરૂં છું; બોસ્વેલે જેમ ઈંગ્રેજી સાહિત્યના વિશિષ્ટ સેવક ડૉ. જહૉનસનના સતત ચરણ સેવી અખૂટ શ્રદ્ધાથી તેના જીવનની રહેણીકરણીની અને મનોમંથનની સર્વ વિગતો ટપકાવી લીધી, તેમ આજે આપણા આ અગ્રગણ્ય સરસ્વતીપુત્રના સતત સાન્નિધ્યમાં રહી, તેમનાં પળેપળનાં ચિંતન અને મંથન કદી નોંધી લેવાના પ્રયાસ થયા છે ખરા?

અગાઉ 'ગીતગોવિંદ'ના ભાષાંતર સુધી પૂ. કેશવલાલભાઈની સાહિત્યપ્રવૃત્તિની મેં નોંધ લીધી છે; આજે ત્યાંથી આગળ ચાલી

કાળક્રમે તેમનાં અન્ય પુસ્તકો ઉપર આવું છું; અને તેમાંયે સ્થળસંકોચના કારણે આ લેખમાં તો 'પરાક્રમની પ્રસાદી' જ મુખ્ય વિષય બનશે.

અમરુ ને જયદેવના અભ્યાસીને હવે કવિકુલગુરુ આકર્ષે છે. કાલીદાસના સાહિત્યસરોવરમાં સ્નાન કર્યા વિના સાચો સાહિત્યસેવક સંતોષ પામે ખરો? પણ કાલીદાસ એટલે તો કવિ-શિરોમણિ. તેના સાહિત્યજળમાં ડૂબકી મારી તેના પ્રવાહને ગુજરાતી ભાષાભૂમિ ઉપર ઉતારવો તે અતિ કઠિન કાર્ય લાગે છે. અંતે પરિસ્થિતિ ધ્રુવસાહેબને પ્રેરણા આપે છે, મિત્રો તેમને પ્રોત્સાહન દે છે, અને મન સંકલ્પ કરે છે. પણ એ કવિવરની રસભરી બાનીના ભોક્તા ગુજરાતને બનાવવા માટે ક્યાંથી પ્રારંભ કરવો ને શી રીતે કરવો? કેશવલાલભાઈને મન ભાષાંતર એ કેવળ શબ્દપલટો નથી, કે શબ્દકોષથી સાધ્ય થતું વેઠનું કાર્ય નથી. વિશેષમાં, સંસ્કૃત કવિઓની કૃતિને સમર્થ ને સફળ રીતે સ્વભાષાના સ્વાંગ સજાવવામાં જ તેમનું કર્તવ્ય સમાપ્ત થતું નથી. સ્વભાષામાંયે આ ભાષાંતરના કલાકોવિદને વધારવાં છે મૂળ કવિના શબ્દદેહનાં સૌન્દર્ય, તેને રક્ષવાં છે ભાવનાં રહસ્ય, અને સાચવવી છે છન્દોની સુયોગ્ય મનોહરતા. પણ આટલાથીયે તેમના કર્તવ્યને અવધ નથી આવતી. કાલીદાસ જેવા સંસ્કૃત સાહિત્યના કેટલાયે નાના મોટા સેવકો વિસ્મરણના મહા વાદળ પાછળ છુપાઈ ગયા છે, કે અંધકારની ખીણમાં અદીઠ બન્યા છે. સંસ્કૃત સાહિત્યના વિષમ અરણ્યમાં કાંઇ પગથી મળે, કે પગદંડો જડે તો આગળ વધાય. કાલીદાસની કવિત્વશક્તિ પાંગરી ને પ્રફુલ્લી ક્યાં, ક્યારે અને ક્યા પ્રકારે? તેનો મનોવિકાસ શી રીતે આપવો? તેના પુસ્તકોની આનુપૂર્વી શી રીતે

જાણવી? તેની અમર કૃતિઓનાં શુદ્ધ સનાતન સ્વરૂપ શી રીતે નિરખવાં? તેના શબ્દદેહને તેના સ્થૂલદેહ સાથે શો સંબંધ હશે? આ બધું સંપૂર્ણ જાણવાની કે નિશ્ચિત સ્વરૂપે નિરખવાના કેશવલાલભાઇને કોડ થાય છે. કર્તવ્યપરાયણતા ને જિજ્ઞાસા ભાષાંતરકારને સંશોધક અને પંડિત થવા પ્રેરે છે. પહાડ જેવી એ બધી મુશ્કેલીઓ, અને વિંધ્ય જેમ વધતા જતા તેમના અભિલાષો; બંનેનો મેળ કેમ ખાય? અંતે સંયોગો તેમને આત્મમંથનના માર્ગે વાળે છે.

રઘુવંશ અને કુમારસંભવ એ તો મહાકાવ્યો રહ્યાં. સર્ગ-સર્ગના વ્યાપક છંદ, વિશાળ વસ્તુ, ઉચ્ચ ભાવ, લોકોત્તર પ્રસંગો, બૃહદ્ વિચારમાળા અને તેના પ્રોજ્જ્વલ તથા ઐતિહાસિક અંશો; આમનાં યોગ્ય મૂલ્ય આંકવાનું કાર્ય કેશવલાલભાઈને વધુ કઠિન લાગે છે. 'ના, ના, ત્યારે મહાકાવ્ય તો નહિ જ. "મુદ્રારાક્ષસ'ને લીધે નાટકનો માર્ગ તો જાણીતો છે; લાવ ત્યારે નાટક તરફ જ વળું; એમ હૃદય શીખ દે છે, ને મન સાખ પૂરે છે. સંદિગ્ધ વિષયોમાં તો કાલીદાસે કવ્યું છે તેમ, અંતઃકરણને જ પૂછવું રહ્યું ને?

'ત્યારે માલવિકાગ્નિમિત્ર લેઉં? આ પણ નહિ; તેના બીજા અંકમાં તો સંગીતના પારિભાષિક શબ્દો આવે છે; ઇતિહાસ તેની પશ્ચાદ્ભૂમિ હોવાથી તેના ઐતિહાસિક અંશો નક્કી કરવા પડે; અને છતાંયે તે વિક્રમોર્વશીય જેટલું ઊર્મિપ્રધાન નહિ, ને શકુંતલા જેટલું ઉદાત્ત કે સર્વાંસુંદર નહિ. તો પછી માલવિકાગ્નિમિત્ર શા સારૂં? ત્યારે શું શાકુંતલ લેવું? શાકુંતલ તો પોતે જ ખૂબ લાંબું; ને તેમાંયે તેની ત્રણ ભિન્ન ભિન્ન વાચનાઓ રહી કે જે મેળવવી પણ મુશ્કેલ થઈ પડે. વિશેષમાં

શાકુંતલાના હૃદયસ્પર્શી અનુપમ ભાવ જો સ્વભાષામાં સફળ રીતે સંક્રાન્ત ના થાય તે એ સાહિત્યસ્વામીને અન્યાય કર્યાનું ઘોર પાપ લાગે, અને હું તો વળી કયાં ભાષાંતરમાં ખૂબ કુશળ છું ? આમ શાકુંતલ તેમનો સંકલ્પવિષય મટી જાય છે, ને તેમના કાર્યપ્રદેશમાંથી જરા દૂર થાય છે.

સંકલ્પોને સિદ્ધ કરવા હોય તો પ્રારંભશૂરા ના થતાં પોતાનું બળ માપીને જ યથાશક્તિ આરંભ કરવો જોઇએ ને? કાલીદાસનાં નાટકોમાં તો ત્યારે બાકી રહ્યું વિક્રમોર્વશીય; નાનું યે ખરું, ને જાણીતું યે ખરું; કારણ કે કોલેજમાં એસ. પી. પંડિતવાળી આવૃત્તિ પોતે વાંચલી છે. વળી નિર્ણયસાગરની સંસ્કૃત ટીકા પણ વિશેષ માર્ગદર્શક થાય તેમ છે. પણ ચોથા અંકમાં અપભ્રંશમાં થયેલો કેટલોક વધારો તેમના અભ્યાસની આકરી કસોટી કરે તેવો લાગે છે. 'કંઇ નહિ, પહેલી આવૃત્તિમાં આ વધારાને પડતો મૂકીશું', એમ નિશ્ચય કરે છે, અને અંતે 'વિક્રમોર્વશીય' જ તેમનું આકર્ષક ધ્યેય બને છે.

કાલીદાસ જેવા ઋજુ, મનોહર અને ભવ્ય કવિની કૃતિને અન્ય ભાષામાં ઉતારવાનું કાર્ય કેટલું કઠિન છે, તે તો અનુભવીને જ સમજાય. કરુણ કે અદ્દભુત રસના મનોહર પ્રસંગો, હૃદયને ઊજાળે તેવા ઉદાત્ત ભાવો, ને પ્રકૃતિનાં સર્વાંગસુંદર દશ્યો—અને તે પણ વૈદર્ભી શૈલીના કવિનાં—ગુજરાતીમાં સફળતાથી ઉતારવા માટે કેટલો અભ્યાસ અને કેટલું તાદાત્મ્ય તથા ભાષા-પ્રાવીણ્ય જોઈએ.

વિદ્વાનોને સંતોષ ના વળે ત્યાં સુધી પોતાના પ્રયત્નો અપૂર્ણ જ માનનાર આ ભાષાંતરકાર પોતાના કાર્યમાં કેટલાક નિયમોને માર્ગદર્શક બનાવે છે. પ્રારંભમાં ભાવવાહી ન બને તે

શબ્દાનુસારી ભાષાંતર કરવું. મૂળ કર્તાની ભાષા અને શૈલીનાં લક્ષણો સમજવાં, ફરતા બબ્બે સૈકાના પુરોયાયી અને અનુગામી કવિઓનો અભ્યાસ કરવો, અને કાલીદાસ ઋજુ માર્ગનો કવિ હોવાથી ન સમજાય ત્યાં પોતે ફેરફાર ના કરવોઃ આવા મનોરથો તેમની ભાષાંતરકલાની ભાવનાને વધુ ઉત્તેજિત કરે છે.

ઇ. સ. ૧૮૯૬નું વર્ષ કુટુંબી ભાવનાના કોડવાળા કેશવલાલભાઈની કસોટી કરે તેવું નિવડે છે. દુઃખનાં વાદળ તેમના જીવનને ઘેરી લે છે, અને તેમની સહનશક્તિ અને સાહિત્યસેવાને તાવે છે. ચતુરલક્ષ્મીનું સૂતિકાજ્વરથી થયેલું અકાળ અવસાન તેમના રસોજ્જ્વલ સંસાર પ્રદેશને ઝાંખો બનાવે છે. વડિલ બંધુ હરિલાલના સ્વર્ગવાસથી તેઓ માર્ગદર્શક મુરબ્બી ગુમાવે છે; અને મામાનું મરણ મોસાળ પક્ષે મધુર છાય આપતું શિરછત્ર ઝડપી લે છે. વિધિના આવા ક્રૂર પ્રહારોથી હતાશ થયેલા જનો સામાન્યતઃ તત્ત્વજ્ઞાનનું શરણ શોધે છે, ને આશ્વાસન મેળવે છે. પણ આપણા ઉગતા સાહિત્યકારને તો આ દારુણ સંયોગોમાં યે સમગ્ર જીવન સાહિત્યના રંગોથી જ રંગવું છે. જગતનો નાથ શિરે જે ગુજારે તે સહ્યે જ છુટકો, એમ માની તેઓ ઇશ્વરમાં શ્રદ્ધા ટકાવે છે. પરિણામે હૃદય વિદારતા દુઃખપ્રસંગોમાં પણ તેઓ સરસ્વતીની ભક્તિમાં જ લીન રહે છે, અને સાહિત્ય અને સ્વાધ્યાય તરફ સર્વ શક્તિઓ વાળી મનને હળવું કરે છે. આવા ચિરસ્મણીય વર્ષમાં 'પરાક્રમની પ્રસાદી' કેશવલાલભાઈના પરાક્રમની જ પ્રસાદી હોય તેમ પ્રકટ થાય છે. અને સરસ્વતી દેવીને અપાતા અનુત્તમ અર્ઘ્યોમાં એકનો ઉમેરો કરે છે. વાસ્તવિકતા અને આદર્શજીવનનાં અમાપ અંતરને દૃષ્ટિમાં સમાવી દેતા, માર્ગમાં આવતા ગાઢ

તિમિરને નિશ્ચલ સારસ્વત જ્યોતથી વિદારતા આ ભાવનાશાળી ભાષાંતરકાર અડગ હિંમતથી જીવનના વિષમ પંથ કાપે છે, અને વાસ્તવિક જગતની સર્વ ચિંતાઓ અપાર્થિવ સત્તાધારીને સોંપે છે.

આવી ભાવનાઓ અને વિષમ સંજોગોથી અંકિત થતું 'પરાક્રમની પ્રસાદી' ગુજરાતી શબ્દદેહે દૃષ્ટિગોચર થાય છે, અને 'વિક્રમોર્વશીય'ના બે ગુજરાતી ભાષાંતરોની સંખ્યામાં ઉમેરો કરે છે. રણછોડભાઈ અને કીલાભાઈનાં ભાષાંતરો ત્યારે પ્રસિદ્ધિ પામી ચૂક્યાં છે. કીલાભાઈની આવૃત્તિ તો 'ગુજરાતી' સાપ્તાહિકે ખરીદી લીધી છે. આ પરિસ્થિતિમાં 'વનમાળી' રૂપે અદીઠ રહેતા 'કેશવ' શ્રીયુત હિંમતલાલ અંજારીઆને 'પરાક્રમની પ્રસાદી'ના પ્રકાશક બનાવે છે, અને આ રીતે પોતાની કાર્યસફળતા વિષેની આશંકા અને અશ્રદ્ધાને ગુપ્ત રાખે છે. સર્જક જેમ સ્વકૃતિનો યે સમાલોચક બની શકે, તેમ તરત જ પછી નિષ્પક્ષપાતપણે 'વનમાળી' પોતાની અને કીલાભાઇની ભાષાંતરકૃતિનું 'વસંત'માં અવલોકન કરે છે, ને બંનેના ગુણાવગુણ પારખે છે. તેથી 'ગુજરાતી' કોપાયમાન થાય છે, કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયીના ઉત્તેજનથી તે વિશેષ ઉશ્કેરાય છે, 'વનમાળી'ની વિરુદ્ધ વિનયરહિત વાણી વાપરે છે, કેશવલાલભાઇની સખત ખબર લે છે, અને અનુવાદકને સમાલોચક થતો રોકે તેવા કૈં કૈં આક્ષેપો મૂકે છે. પણ આવી અપ્રિય ઘટનાઓને આટલેથી જ અટકાવવી જોઇએ ને?

આમ અદીઠ રહેવામાં નિર્ભય અને નિખાલસ સમાલોચના નિમંત્રવાનો જ ભાષાંતરકર્તાનો હેતુ હતો; કૈંક અંશે સીધા પ્રહાર નહિ ઝીલવાનો, અથવા તો આત્મવિશ્વાસની ઊણપ સંતાડવાનો ય હોય. પણ લોકમત એ ન્યાયમંદિર નથી, ને તેથી

તેનાં મંતવ્યો પણ ન્યાયાધીશોના ચૂકાદાની જેમ પ્રમાણભૂ
આવા કારણે, આજે પણ ક્વચિત્ 'વનમાળી'ના આ કા
કોઇ હેતુઓ શોધે છે અને કારણો કલ્પે છે.

'પરાક્રમની પ્રસાદી'ની આવૃત્તિની વિશિષ્ટતાઓ
આવતા પહેલાં તેના ભાવિ વિષે પણ સ્હેજ ઉલ્લેખ કર
પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કર્યાં બાદ ભાષાંતરકર્તા મદ્રાસ
તરફથી પ્રસિદ્ધ થયેલી વિક્રમોર્વશીયની વિવિધ પાઠફે
આવૃત્તિ મંગાવે છે, સત્ય અને સુસંગત પાઠો નક્કી કર
કૃતિને વિશુદ્ધ બનાવે છે, અને તે બધાનો લાભ 'પ
પ્રસાદી'ની બીજી આવૃત્તિને પણ આપે છે. હવે ભાષ
ગુપ્તતાની બુકાની દૂર કરે છે; અને 'વસંત'ના વિદ્વાન
તેમની આ બીજી આવૃત્તિને સમર્થ અને સ્તુતિયુક્ત સમાલો
વધાવી લે છે. આ રીતે 'પરાક્રમની પ્રસાદી' વધુ દેદી
અને યશોદાયી બને છે.

'વિક્રમોર્વશીય'નું ભાષાંતરકાર્ય કેશવલાલભાઈને
પ્રશ્નોના અભ્યાસી બનાવે છે. કાલીદાસનાં બધાં નાટકો
કાવ્યોના વાચનથી આ સંશોધનપ્રિય ને સત્યશોધક
સાહિત્યભક્તને સંતોષ નથી થતો. કાલીદાસનો કાળનિર્ણ
અને તેના સર્જનનાં તુલનાત્મક મૂલ્ય આંકવા તેઓ
દ્વાર ઠોકે છે, અને અશ્વઘોષ જેવા કવિઓ સાથે જીવંત
સાધે છે. પણ જ્ઞાનનું અમૃત પીતાં કયો આદર્શ વિદ્યાર્થી
કરે? સંસ્કૃત કવિઓની આનુપૂર્વી નક્કી કરવા આ
સાહિત્યસેવક અનેક ક્રાન્તદર્શીઓ અને નાટ્યકારો સાથે
બાંધે છે. વિશાખદત્ત, હર્ષ અને ભવભૂતિઃ આ બધાય તેથી
સ્નેહી સુહૃદ બને છે. આમ સ્થૂલ જગતમાં ભાગ્યે જ કોઇન

ગાઢ મૈત્રી બાંધતા આ એકાંતપ્રિય સાહિત્યસેવક સન્માન્ય સરસ્વતીપુત્રોનું સાન્નિધ્ય સેવે છે, તેમના ચરણ ઉપાસે છે, તેમના હૈયાની વાત સાંભળે છે, તેમનાં વીતકો જાણે છે, તેમના અનુભવો લક્ષમાં લે છે, અને તેમની ભાવનાઓ, વિશિષ્ટતાઓ ને ત્રુટિઓ સમજે છે. અંતે, તે બધાના પ્રસાદથી તેમને એક જાદુઈ દંડ લાધે છે.

ગણિતશાસ્ત્રીના જેટલી ધીરજ, કુશળતા ને ચોકસાઇથી પ્રમાણભૂત બનતી વૃત્તોના વપરાટની કસોટી (metrical test) એ ખરેખર તેમની જાદુઇ સંપત્તિ છે. મંત્ર ભણી આ જાદુઈ દંડ ઠોકે કે ગમે તેવો સંસ્કૃત કે ગુજરાતી કવિ તેમની સમક્ષ હાજર થવો જ જોઇએ, એવી આ જાદુગરને તેના દંડમાં દૃઢ શ્રદ્ધા છે. બિચારા પ્રાકૃત જનો તો કેવળ આશ્ચર્યમુગ્ધ થાય છે. તેમને નથી લાધતાં એ જાદુઇ દંડનાં રહસ્ય, કે નથી સમજાતો તેનો દુર્ગમ પ્રભાવ. અદ્‌ભુત અને અપ્રતિમ લાગતો આ દંડ થોડી અન્ય સામગ્રીના બળે પ્રથમ કવિ ભાસને દેખાડે છે, અને છેલ્લા અશ્વઘોષને હાજર કરે છે.

પણ આ તો બધું પ્રસ્તાવનાની જ વાતને લાગુ પડે. ભાષાંતરના મુખ્ય કાર્યમાં તો કેશવલાલભાઈએ તેથીયે વધુ ઉત્સાહભર્યો શ્રમ ઉઠાવ્યો છે. મૂળ પુસ્તકમાંથી કેટલાયે ભ્રષ્ટ, નષ્ટ, પ્રક્ષિપ્ત કે ઉચ્છિન્ન પાઠ તેઓ શોધી કાઢે છે, અને સંશોધનના અગ્નિમાં સમગ્ર વિક્રમોવર્શીયને તપાવી તેને વિશેષ વિશુદ્ધ બનાવે છે. ક્વચિત્ સંવાદની ઉલટસુલટ થયેલી લીટીઓને તે સરખી કરે છે, ક્વચિત્ ગદ્ય બની ગયેલી પંક્તિઓને પદ્યમાં મૂકે છે, ક્વચિત્ પ્રક્ષિપ્ત ભાગોને શોધી કાઢી દૂર હઠાવે છે, અને ક્વચિત્ ભાષાંતરને મૂળ કૃતિથી યે વધુ કમનીય બનાવે છે.

આજ કાલ કેશવલાલભાઈ વિરુદ્ધ કલ્પિત પાઠ અને મૂળ કૃતિ તરફ વફાદારીની ઊણપ વિષે કેટલાયે વિવિધ સૂર સંભળાય છે. પણ ધ્રુવસાહેબનું દષ્ટિબિંદુ સમજાય તો આ આક્ષેપ આપોઆપ દૂર થઇ જાય. કલ્પિત પાઠોમાંથી યે કેટલાયને ઘણી વખત નવાં સાધનોએ કે નવી હાથપ્રતોએ સાચા જ ઠરાવ્યા છે. પૂર્વાપર સંબંધ જોઇને કુશળતાથી રસગ્રાહી દષ્ટિએ પાઠ કલ્પીને ખૂટતો અંકોડો મેળવી દેવો, એ રચનાત્મક કાર્ય પુષ્કળ પરિશ્રમવાળું છે. નવો પાઠ કલ્પો કે ના કલ્પો, પણ જૂના અયોગ્ય પાઠને કે ખૂટતા શબ્દોને એમને એમ તો કેમ રખાય? અને બીજો આક્ષેપ છે મૂળ કર્તા તરફની વફાદારીનો ભંગ. મૂળમાંયે ન હોય તેવી વિશિષ્ટતાઓ, ન હોય તેવી ખૂબીઓ ભાષાંતરમાં લાવવી, ને કર્તાને મૂળ કૃતિમાં હોય તેથીયે વધુ દીપાવવો, તે કેટલાયે સાહિત્યપ્રિય સજ્જનોને અરુચિકર લાગતું હશે. પણ તેવાઓને જો ભાષાંતર માટે ધ્રુવસાહેબે સ્વીકારેલા સિદ્ધાંતો સમજાય તો તેમનો અસંતોષ આપોઆપ દૂર થઇ જાય.

ગત લેખમાં મેં જણાવ્યું છે તેમ તાદાત્મ્ય, રસસંક્રાંતિ અને પાઠશુદ્ધિની ત્રણ પાંદડીઓવાળા બીલીપત્રથી જ કેશવલાલભાઈ તેમના આરાધ્ય દેવને ઉપાસે છે, ને તે રીતે ભાષાંતરને જીવંત તથા રસિક બનાવે છે. આજે વળી, ભાષાંતરવિષયક તેમના આદર્શો હજુયે વધુ સ્ફુટ કરી તેમની સ્થિતિ સ્પષ્ટ કરી લેઉં.

ભાષાંતર કેવળ મૂળ કૃતિને અન્ય ભાષામાં ઉતારવાનું, અર્થાત્ મૂળ કૃતિનો વેષપલટો સાધવાનું જ કાર્ય નથી. મૂળ કર્તા જો ગુજરાતી જાણતો હોત તો જેવી કૃતિ તે રચત, તેવીજ કૃતિ ગુજરાતીમાં આપવાની આ ભાવિક ભાષાંતરકાર ઉમેદ રાખે છે એટલુંજ નહિ, પણ અનુભવ મળે, મહાવરો

વધે, કલમ પાકટ થાય, ભાષા ઉપર પ્રભુત્વ આવે, તેમ તેમ મૂળ લેખક પણ પોતાની કેટલીયે ક્ષતિઓ દૂર કરત; અને છતાંયે કોઈ ખામીઓ તો તેની જાણ બહાર પણ રહી જાય. કેશવલાલભાઈ ભાષાંતર વખતે આ બધુંય ધ્યાનમાં લે છે.

સાચો ભાષાંતરકાર અર્થાત્ આદર્શ અનુવાદક એ પૂર્વજની ઊણપોની ઊંડી કૂઈમાં ડૂબવા નથી ઈચ્છતો; મૂળ લેખકનું આંધળું અનુકરણ કરી તે કૃતકૃત્યતા નથી માણતો, કે તેની સર્જનશક્તિથી સ્વબુદ્ધિને છેક કુંઠિત નથી કરતો. તેને મન ભાષાંતર એ કાર્ય નથી, પણ કલા છે. તેનું કર્તવ્યભાન તેને કલાકારની દૃષ્ટિ અર્પે છે, અને મૂળમાં જે જે ઊણપો હોય કે ડાઘ હોય તે તે બધા દૂર કરવાને અને મૂળને વધુ દીપાવવાને પ્રેરે છે. સમર્થ ભાષાંતરકાર તે કેમેરા વડે એક છબીમાંથી બીજી છબી નથી પાડતો. તેને તો એક ચિત્ર ઉપરથી પીંછી વડે પોતાના પ્રાણ રેડી તેવું જ બીજું આબેહુબ ને અધિક સુંદર ચિત્ર ઉપજાવવું રહે છે. કેશવલાલભાઈ પણ આ જ આદર્શો ધ્યાનમાં રાખી સંસ્કૃત કૃતિઓને ગુજરાતીમાં ઉતારે છે; તો પછી તેમની કૃતિઓને ભાષાંતર શાને કહેવું? વસ્તુતઃ તો તેમનાં ભાષાંતરો તે ભાષાંતરો નથી, પણ કલાથી વધુ દીપતી મૂળની છાયા છે. આ દિશામાં તેઓ કવિ ભાલણને પોતાનો માર્ગદર્શક ગુરુ માને છે. બાણભટની ગદ્યાત્મક અને કવિત્વમય કાદંબરીને ગુજરાતી પદ્યમાં એ પાટણના કવિએ જેમ કુશળતાથી અને કલાથી ઉતારી અને તેને વધુ શોભાવી, તેમ ધ્રુવસાહેબ વફાદારીના ભોગે પણ કલાની દૃષ્ટિ સેવતાં સેવતાં મૂળની ઊણપો દૂર કરી તેને વધુ ઓજસ્વંતી બનાવે છે. ભાવવાહી ભાલણના આવા ભવ્ય ભક્તના ભાષાંતરકલાના આદર્શો ખરેખર પ્રશંસાપાત્ર જ છે ને?

ઈ. સ. ૧૯૦૦ માં ઇંગ્રેજી નોંધ સાથે પ્રસિદ્ધ થયેલી 'મુદ્રારાક્ષસ'ની સંસ્કૃત આવૃત્તિ વિષેનો સવિસ્તર ઉલ્લેખ પહેલાંના લેખમાં કરેલો છે જ, એટલે અહીં તેની પુનરુક્તિની જરૂર નથી.

આમ ગુજરાતના આ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સાક્ષરની ઓગણીસમી સદીના અંત સુધીની સાહિત્યસેવાના ધોરી માર્ગે તેના માર્ગસૂચક પત્થરો નિરખતાં નિરખતાં આપણે દડમજલ કૂચ કરી છે. સાહિત્યસેવાનો પ્રદેશ કેટલો આહ્લાદક કે શ્રમજનક ને કેટલો સપાટ કે ખાડાટેકરાવાળો છે, એ બધું આપણી ઉતાવળી ને ઉડતી નઝરના કારણે કે આપણી નિરીક્ષણશક્તિના અભાવે હાલ આપણે નક્કી કરી શક્યા નથી. પણ ભાવિમાં વધુ ચોકસાઇ ને ચીવટથી વિચરતો અને બારીક નઝરે નિહાળતો કોઈ મુસાફર આ વિશાળ પ્રદેશનાં મૂલ્ય આંકી તેનાં સૌન્દર્ય સમજાવે, એ અભિલાષ અસ્થાને નથી.

અંતમાં, દૂર આવેલા કચ્છના પ્રદેશમાંયે કેશવલાલભાઈ સરસ્વતીસેવાનું પ્રેરક વાતાવરણ પ્રાપ્ત કરે છે, ને ત્યાંના મહારાવના રાજકુંવરોના અધ્યાપક તરીકેની મુખ્ય પ્રવૃત્તિમાંથીયે વખત મેળવી તેમની ચિરસ્મરણીય કૃતિઓ આપે છે. લગભગ ચાર દાયકાનાં આયુષ્યમાં તો આ જ્ઞાનવૃદ્ધ સાહિત્યભક્ત પરપ્રાંતમાંયે ગુજરાતને પોતાની સંસ્કૃત વિદ્વતા વડે ગૌરવવંતી કરે છે, અને સંસ્કૃત સાહિત્યના મીઠા રસથાળ રુચિકર સ્વરૂપે ગુજરાતી વાચકને પીરસે છે. તેમ કરતાં કરતાં તેમને સૂક્ષ્મ સંશોધક થવું પડે છે, ને વિદ્વાન વિવેચક બનવું પડે છે. અર્ધી સદી સુધી સતત અને મૂલ્યવાન સાહિત્યસેવા કરતા આ વૃદ્ધ સરસ્વતીપુત્રને હજુ કંઈ કંઇ આપવાના કોડ છે. દેવોના વૈદરાજ અશ્વિનો આ દેવીપુત્રને

અખૂટ સ્વાસ્થ્ય આપો, અને તેમની શક્તિઓ અપ્રતિહત રાખો! આપણે પણ તેમને આદરભર્યાં નમસ્કાર કરતાં ઇચ્છીએ કે 'સો શરદ જીવો' એ શ્રુતિના આશીર્વાદ તેમના વિષે અક્ષરશઃ સત્ય ઠરો* !

---

* આ સાહિત્ય-જીવન ઉપરના બંને લેખોની ઘણી વિગતો પૂ. કેશવલાલભાઈએ પોતેજ મને પૂરી પાડી છે, અને તે માટે હું તેમનો ઋણી છું.–કર્તા

# શ્રી. મોતીભાઇ અમીન : માનવતાની નજરે

'ચરોતરની કેળવણીવિષયક પ્રવૃત્તિઓના પ્રાણ' સમા શ્રી. મોતીભાઈ નરસિંહભાઈ અમીન લગભગ અર્ધી સદીથી ગુજરાતના આ નાનકડા પ્રદેશની અનેકવિધ પ્રગતિના સાક્ષી છે એટલું જ નહિ, બલકે મુખ્યત્વે તેના પ્રેરક અને પોષક પણ છે. ગુજરાત જ્યારે મહર્ષિ દાદાભાઇના સેવાકાર્યથી અને ફિરોજશા મહેતાની સિંહગર્જનાથી વિસ્મય પામતું હતું, ત્યારે આ રાષ્ટ્રીય આંદોલનો ચરોતરના કેટલાક યુવકોને નવીન પ્રેરણા આપી તેમનામાં સેવાની તમન્ના પ્રગટાવતાં હતાં. વડોદરાના રામજી મંદિરમાં આવેલું હાલનું 'ચરોતર બોર્ડિંગ' ત્યારે ' સરસ્વતી બોર્ડિંગ' ના નામે ઓળખાતું. આજથી લગભગ પચાસ વર્ષ ઉપર ઈ. સ. ૧૮૮૫ માં આ બોર્ડિંગ સ્થપાયું હતું; અને તેના પ્રારંભમાં વિદ્યાર્થીઓ ગૃહપતિ વિના સંઘબળથી જ ભેગા રહેતા, અને યુગનાં આંદોલનો ઝીલતા. આજે પણ તે વિદ્યાર્થીઓના નિવાસ-સ્થાન તરીકે ચાલુ રહ્યું છે. શ્રી. મોતીભાઈ સાહેબ પોતે આ વિષે લખે છે કે: "સને ૧૮૯૦ થી '૯૮ સુધીનાં વર્ષોમાં જે વિદ્યાર્થીઓ અત્ર રહેલા, તેમના સંઘબળ અને સંખ્યાને કારણે તેઓ 'ધી થર્ટી-ફાઇવ' ( પાંત્રીસ ) ના નામથી તે વખતમાં જાણીતા થયેલા. આ વિદ્યાર્થીઓ કોઇ ગૃહપતિ કે બંધારણ સિવાય પણ પરસ્પર સ્હાય આપતા, એક બીજાનું માન સાચવતા; સંપ, સહકાર અને શાન્તિથી રસોડાની, રમતોની અને બીજી પ્રવૃત્તિઓની વ્યવસ્થા કરતા; પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રવૃત્તિઓમાં રસ લેતા; સભાઓ ભરતા, અનેક વિષયોની ચર્ચા કરતા; ગ્રામસુધારણાના અને દેશસેવાના અનેક

પાઠો શીખતા; અને વિદ્યાર્થી અવસ્થા પછીના જીવનની સામગ્રી અને ભાથું પૂરતા પ્રમાણમાં સાથે લઈને જતા."[૧]

ચરોતર પ્રદેશમાં કેળવણી, સમાજસેવા ને સંસારસુધારાની જે કોઇ જાહેર પ્રવૃત્તિઓ છેલ્લાં ૨૫ વર્ષ થયાં ચાલે છે, તે બધાંનાં મૂળ આ રામજી મંદિરની જગામાં આવેલા સરસ્વતીમંદિરમાં જ મળી આવે છે. 'આ મંદિરમાં ભણેલા વિદ્યાર્થીઓમાંથી ઘણા રાજકીય નેતાઓ, સંસારસુધારકો, સમાજસેવકો, કેળવણીકારો, ડોકટરો, વેપારીઓ, એન્જિનિયરો, વકીલો અને સરકારી અમલદારો પણ નીપજ્યા છે.'[૨] પેલા 'થર્ટી–ફાઇવ'ની સંખ્યામાં આજના જાણીતા લોકસેવકો સરદાર વલ્લભભાઈ અને શ્રી. મોતીભાઈ અમીનનો પણ સમાવેશ થઈ જાય છે, એ હકીકત 'ચરોતર બોર્ડિંગ'ના ઇતિહાસમાં અતિશય હર્ષ અને ગૌરવ ઉપજાવે તેવી છે.

અમીનસાહેબ જ્યારે કોલેજજીવન પૂરૂં કરી સેવાના અભિલાષો સેવતા જીવન–વ્યવસાયમાં પડયા હતા, ત્યારે લોકમાન્ય ટિળકનો કર્મસંન્યાસવાળો સેવાધર્મ મહારાષ્ટ્રના સીમાડા ઓળંગી હિંદભરમાં વ્યાપક થતો હતો, ને ગુજરાતના સંસ્કારી યુવાનોને પણ સ્વદેશભાવનાથી રંગી દેતો હતો. બંગભંગ વખતની સ્વદેશી ધર્મની પ્રબળ પ્રવૃત્તિ હજુ આવવાની હતી; અને ગાંધીયુગની તો ઉષા પણ ન્હોતી ફૂટી. ત્યારે પણ રાષ્ટ્રધર્મનાં ઉત્તમ બીજ યુવાન ગુજરાતના ફળદ્રુપ પ્રદેશમાં રોપા રૂપે પ્રગટી ઉઠયાં, અને પુષ્પ તથા ફળની ચોક્કસ આગાહી આપતાં થયાં.

---

૧. જુઓ 'ચરોતર' માસિક વર્ષ ૬, અંક ૧૧, પૃ. ૩૯૬
૨. જુઓ ' ચરોતર ' વર્ષ ૭, અંક ૧, પૃ. ૧૪

આ લેખના પ્રયોજકે શ્રી. મોતીભાઈ અમીનની સર્વદેશીય પ્રવૃત્તિઓની વિગતો આપતો એક લેખ અગાઉ પ્રસિદ્ધ કર્યો છે, અને પ્રસ્તુત લેખને સંપૂર્ણ સમજવા તે પ્રથમ લેખ વાચકવર્ગને ઘણો ઉપયોગી થઈ પડશે. પ્રથમ લેખ મુખ્યત્વે સાહિત્યની દૃષ્ટિએ જ તૈયાર થયો હતો; ત્યારે પ્રસ્તુત લેખ કેટલીક સૂક્ષ્મ અને ગૂઢ વિગતો આપવા માટે છે. પ્રથમ લેખ અમીનસાહેબની જાહેરપ્રવૃત્તિઓ ઉપરથી તેમની ઓળખ આપવાનો એક અખતરો હતો, ત્યારે પ્રસ્તુત લેખ તેમના કાર્યપ્રદેશ અને મનઃસૃષ્ટિના અવલોકનથી તેમનું સમગ્ર વ્યક્તિત્વ આલેખવાનો એક નમ્ર પ્રયાસ છે. પ્રથમ લેખ પ્રસિદ્ધ થયો ત્યાર પછી મોતીભાઈ સાહેબે 'ચરોતર' માસિકના ૧૯૩૬ના ડીસેમ્બર અંકમાં એક નિવેદન વડે તે લેખમાં કરેલાં સૂચનો ઉપર વેધક પ્રકાશ નાખ્યો છે, અને જાહેર લોકસેવા વિષેનું પોતાનું પ્રમાણિક મંતવ્ય સ્પષ્ટ કર્યું છે. આવા નિવેદને આ લેખકને કૈંક વધુ કહેવાની તક આપી છે; નવી મુલાકાતોથી તેમનું માનસ લેખકને વધુ પારદર્શક લાગ્યું છે; અને થોડીશી વધુ સામગ્રી પણ આ લેખનું નિમિત્ત બની છે. વિનયી અને વિનમ્ર અમીનસાહેબ પોતાના કાર્યની કે જીવનની વિગતો આજે પણ મારા જેવાને જણાવવા તૈયાર નથી એટલું જ નહિ, પણ તેમનું સાન્નિધ્ય સેવતા સ્નેહીવર્ગને અને યુવકવૃંદને પોતાના વિષેની આવી હકીકત અન્ય કોઇને ન આપવાનું સખત ફરમાન તેમણે ચાલુ જ રાખ્યું છે. વાચકવર્ગને તેથી સમજાશે કે ઉપર જણાવેલાં થોડાંક તત્ત્વો આ લેખનું ઉપાદાન કે નિમિત્તકારણ બન્યાં છે; અને તે બધાંનો અત્ર અતિશયોક્તિ–રહિત અને સત્યપ્રધાન દૃષ્ટિએ જ ઉપયોગ કરવામાં આવ્યો છે.

મારા પ્રથમ લેખમાં શ્રી. મોતીભાઈને કરેલી એક બે નમ્ર સૂચનાઓ–તેમના કાર્યની અને કાર્યપ્રદેશની સંકુચિત મર્યાદાઓ વિષેની–અમૃતલાલ ઠક્કર સાહેબને પણ અતિશય ગમી ગઈ; અને અમીનસાહેબના દોહિત્ર શ્રી. મહેન્દ્રભાઈને પણ ખૂબ પસંદ પડી. એ સૂચનાઓનું હાર્દ શ્રી. અમીનના અનેક પ્રશંસકો અને સ્નેહીઓને હજુ પણ સત્ય અને સ્વીકાર્ય લાગતું હશે. પણ દૃઢ સંકલ્પવાળું લોખંડી માનસ ધરાવનાર મોતીભાઈ સાહેબની વિચાર-સરણી કે કાર્ય પદ્ધતિ ઉપર તેની કાંઈ ઓછી જ અસર થઇ શકે છે ? દીવાન કચેરીની આકર્ષક નોકરી છોડી દઈ સ્વેચ્છાથી હેતુપૂર્વક શિક્ષક થયેલા અમીનસાહેબને લોકકેળવણી પણ વિદ્યાર્થી-કેળવણીના જ એક અંગ જેવી લાગી; અને પ્રાપ્ત કરેલા અક્ષર-જ્ઞાનને ટકાવવા માટે જ્ઞાન–પરબોની અર્થાત્ પુસ્તકાલય સંસ્થા-ઓની જરૂર જણાઇ. પુસ્તકાલય ખાતાના આ અમલદારનું માનસ મૂળ તો એક શિક્ષકનું જ હતું. શિક્ષણની જ દૃષ્ટિ સેવતાં તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિને શ્રીમંત મહારાજા સાહેબના શુભ પ્રોત્સાહનથી આખા વડોદરા રાજ્યમાં વ્યાપક બનાવી. આવી શિક્ષકવૃત્તિએ જ તેમને છાત્રાલય પરિષદો, વિદ્યાર્થી-સંમેલનો અને કેળવણી સંસ્થાઓમાં સક્રિય રસ લેતા કર્યા; અને હરિજન પ્રવૃત્તિ તરફ પણ તેમની પ્રીતિ ઉપજાવી. ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ., વડોદરાનું ચરોતર બોર્ડિંગ, અને કેળવણી, પુસ્તકાલય તથા સહકારી ધોરણની સંસ્થાઓ વિષેની સાર્વજનિક પ્રવૃત્તિઓ આ એક જ પ્રધાન, પ્રેરક અને પાવનકારી વૃત્તિમાંથી ઉદ્ભવી છે. તેઓ પોતે પણ લખે છે કે:–

"પણ પુસ્તકાલય ખાતામાં નોકરી કરતાં પણ શિક્ષક થવાના કોડ મેં અનેક રીતે સેવેલા; અને શાળાઓ, શિક્ષકો

અને શિક્ષણ સાથે પરિચય ચાલુ પણ રાખેલો, એટલે નિવૃત્ત થતાં ઉલ્લાસથી શિક્ષકનું કામ સ્વીકારી લીધું. સાચું કહું તો શિક્ષક થવા માટે જ પુસ્તકાલય ખાતાની નોકરી ૬૨ વર્ષની ઉંમરે પણ પ્રયત્ન કરીને જ છોડી. વિદ્યાર્થી અવસ્થામાં શિક્ષક થવાનાં જ સ્વપ્નાં સેવતો.........તો પછી નિવૃત્ત થઈ શિક્ષક થાઉં તેમાં મને કંઈ જ આશ્ચર્ય લાગ્યું નથી–લાગતું નથી. પણ હું ફક્ત શિક્ષક કોઈ વખત હતો જ નહિ, અને હવે તો થઈ શકવાનો પણ નથી. શિક્ષક હતો ત્યારે પણ પુસ્તકાલયો અને ગામડાંની બીજી પ્રવૃત્તિઓમાં રસ લેતો, અને ગામડાં અને ગ્રામજનો સાથે પરિચય સેવતો."[3]

અગાઉના લેખમાં આ લેખકે અમીન સાહેબની સર્વ પ્રવૃત્તિઓને મુખ્યત્વે કેળવણીના મધ્યબિન્દુમાંથી જ ઉદ્ભવેલી મનાવી હતી, અને તેથી તેમને સાહિત્યના ઓવારે કલ્પેલા સરસ્વતી મંદિરના દ્વારપાળ તરીકે નિરૂપ્યા હતા. લેખકની આ માન્યતા શ્રી. અમીનના પોતાના જ નિખાલસ નિવેદનથી અપૂર્ણ અને દોષયુક્ત ઠરી છે, એમ જણાવતાં તેને આજે આનંદ થાય છે. પણ તેથી કરીને તેમની પ્રત્યક્ષ પુસ્તકાલયસેવા ને પરોક્ષ સરસ્વતીસેવા સાહિત્યની દૃષ્ટિએ આ પુસ્તકમાં સ્થાન પામવાના અધિકારથી કાંઈ વંચિત થતી નથી.

શ્રી. મોતીભાઈની જાહેર પ્રવૃત્તિઓનો આરંભ કેળવણીથી જ થયો છે, અને તેમની શિક્ષકવૃત્તિ જ તેમનાં સેવાકાર્યોનું ઉદ્ભવસ્થાન કહી શકાય. પણ તેથીયે આગળ જો અમીન સાહેબના માનસની ભીતરમાં પ્રવેશ કરીએ તો જણાય છે કે

---

૩ જુઓ 'ચરોતર,' વર્ષ ૬, અંક ૧૨, પૃ. ૪૨૦

તે બધાની પાછળ પણ એક વિશિષ્ટ લક્ષણ તેમના સકળ જીવન ઉપર અધિકાર ભોગવે છે; અને આ છે તેમની ઉદાત્ત માનવતા. આ માનવતા શિક્ષણનાં ક્ષેત્રોને પ્રધાનતઃ આવરી લે છે; પણ તેનો પ્રબળ પ્રવાહ આટલાં જ ક્ષેત્રોમાં સમાઈ ન જતાં ઉભરાઇને અન્ય પ્રદેશો તરફ પણ ધસે છે. આની સાબીતી માટે તેમનાં પોતાનાં જ વચનો કરતાં કયો વધુ વિશ્વસનીય પુરાવો હોઇ શકે? તેઓ પોતે જ જણાવે છે કે:

"મારો વિષય હવે એકલો કેળવણી કે સમાજસુધારો નથી રહ્યો; પણ ખેતી, વણાટ અને બીજા તેવા જ વિષયો તરફ મારૂં મન વળ્યું છે. શાળાઓની સાથે ગ્રામપંચાયતો અને સહકારી મંડળીઓની સુધારણા તરફ લક્ષ દોરાયું છે. ઉજળિયાત વર્ગોના પ્રશ્નો સાથે હરિજનો અને પછાત વર્ગોના પ્રશ્નો પણ વિચારાય છે."[૪]

આથી પુનઃ વિચારતાં જણાય છે કે **શ્રી. મોતીભાઈ કેવળ સરસ્વતીમંદિરના દ્વારપાળ જ નથી; પણ એથીયે વધુ, ઉદાત્ત માનવતાથી ઉભરાતા એક હિંદી છે.** પોતાના વતન વસો જેવા ચરોતર પ્રદેશના એક સ્થળનું કે પેટલાદ જેવા એક તાલુકાનું સેવાકાર્ય કરતાં કરતાં તેમણે ગુજરાત અને અખિલ ભારતની વિશાળ ભાવનાને જ પોષી છે, એમ તેમના નિખાલસ નિવેદન ઉપરથી જણાય છે. તેઓ કહે છે કે: "હિંદના કે ગુજરાતના એક નાનકડા ભાગ તરીકે જ આ નાના ક્ષેત્રમાં હું કામ કરું છું. . . . અને વસોને એક પ્રયોગશાળા (લેબોરેટરી) ગણું છું."[૫]

---

૪ જુઓ 'ચરોતર' વર્ષ ૬, અંક ૧૨, પૃ. ૪૨૧

૫ જુઓ 'ચરોતર' વર્ષ ૬, અંક ૧૨, પૃ. ૪૨૧

આવા લોકસેવકની કાર્યપદ્ધતિ જાણવી અને કાર્યની ગુણવત્તા માપવા પ્રયત્ન કરવો તે જનહિત માટે આવશ્યક અને ઉપકારક છે. શાંત અને મૂક રીતે શ્રી. મોતીભાઈએ જાહેર કાર્યનો આરંભ કર્યો છે, ને તેને વેગ આપ્યો છે. ઓલીવર વેન્ડલ હોમ્સની નીચેની પંક્તિઓ તેમના સ્વભાવનું આ લક્ષણ બહુ ઉચિત રીતે પ્રકટ કરે છે:

" The noblest service comes from nameless hands,
And the best servant does his work unseen. "

જાહેરાત કે કીર્તિ કાજે નહિ, પણ કેવળ કર્તવ્યપાલનના સંતોષ ખાતર જ તેમણે અનેક જાહેર પ્રવૃત્તિઓ આરંભી છે ને વિકસાવી છે; અને માર્ગમાં આવતાં વિઘ્નોને વિદારી ધ્યેયપ્રાપ્તિ માટે અખૂટ ઉત્સાહ ને નિતાન્ત કર્તવ્યભક્તિ દાખવી છે. એકનિષ્ઠા તથા પ્રમાણિકતા તો તેમની સર્વ સાર્વજનિક પ્રવૃત્તિઓની સફળતાની ચાવી સમાન છે. છતાં આટલી શક્તિઓ ને ગુણો ધરાવતી તેમના જેવી વ્યક્તિને હંમેશાં જ કાંઈ વિજય નથી મળતો. આનું કારણ ગામડાનું સાર્વજનિક કાર્ય કરવામાં આડે આવતી મુશ્કેલીઓનો પ્રત્યક્ષ અનુભવ કરનારને જ સમજાય. શ્રી. અમીનનો કર્તવ્યપ્રદેશ મોટાંમોટાં શહેરો નહિ, પણ ચરોતરનાં નાનાં મોટાં ગામડાં જ છે. ગ્રામવાસીઓ સાદા છે, નિરક્ષર છે, દેવાદાર છે, દુઃખી છે, રોગગ્રસ્ત છે, ને અનેક સગવડોથી વંચિત છે એ બધુંય ખરૂં; છતાં ગામડાંની પટેલાઈ સ્વાર્થ, ઈર્ષ્યા, નિરુદ્યોગીપણું અને અપ્રમાણિકતા, આ બધાં સંકુચિત મનોદશા ને આંતરિક કલહને જ જન્મ આપે છે, અને તેને તીવ્ર બનાવે છે. વિરલા અશ્વિનો જ આવા પ્રતિરોધોને હઠાવી શકે. કોઈ એક પ્રશ્ન ઉપર જ્યારે તીવ્ર મતભેદને કારણે

એ પક્ષ પડયા હોય ત્યારે સબળ કે સ્વલ્પ બહુમતીથી જ કામ કરવું ઘણું કઠિન અને ક્લેશવર્ધક થઈ પડે છે. તેથી મતામતી પોષાય છે, અને રાગદ્વેષ વધી પડે છે. ગામડાંના લોકો બંધારણીય કાનુનો ભાગ્યેજ સમજે છે, અને ભિન્ન મત માટે સહિષ્ણુતા પણ ક્વચિત્ જ દર્શાવી શકે છે; આ સ્થિતિનો સંગીન અનુભવ ધરાવતા અમીનસાહેબ એકમતથી જ જે શક્ય હોય તે કરે છે; અન્યથા તેને ભાવિ માટે મુલતવી રાખી પ્રચારકાર્ય અને પરિ-પક્વ સમયમાં શ્રદ્ધા ધરાવે છે. વસોની સહકારી બેંક, કેળવણી-મંડળ કે પુસ્તકાલય સંસ્થાઓની સભામાં તેમણે એકમતે જ કુનેહથી કાય કર્યું છે, અને તે રીતે 'કજિયાનું મ્હોં કાળું' કર્યું છે. આથી તેમણે વિરોધીઓને પોતાના કરી લીધા છે, ને પોતે સંગીન કાર્ય કરી શકયા છે. આવા ઉત્તમ નિયમનું પાલન તેમના નક્કુર અનુભવમાંથી જ ઉદ્ભવ્યું છે. વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. નું કે તે પહેલાંની પેટલાદ લોનફંડનું લેણું વસૂલ કરવામાં પણ તેઓ ભાગ્યે જ કોર્ટનું શરણુ શોધે છે. તાણીને તૂટી જાય ત્યાર પહેલાં જ તેને છોડી દેવાની તેમનામાં કુનેહ અને કુશળતા છે. કોઈકને આમાં કદાચ કાયરતા કે નિર્બળતાની ઝાંખી થાય; પણ સહુની કાર્યપદ્ધતિ કાંઈ સરખી હોતી નથી. અને અમીનસાહેબની આ પદ્ધતિ પણ પ્રારંભદશામાં તો પ્રશંસાપાત્ર જ છે એમ નિઃશંક કહી શકાય.

આમ તેમની ઉદાત્ત માનવતાએ જ શ્રી. મોતીભાઈને અનેક સેવાકાર્યોની પ્રેરણા આપી છે, ને શિક્ષકવૃત્તિ આ માનવ-તાનો જ એક પ્રધાન અંશ છે. તેમનું હૃદયપટ ઉત્કૃષ્ટ માનવતાના વિશુદ્ધ તારોથી—તાણાવાણાથી—વણાઈને તૈયાર થયું છે; અને તે મુખ્ય તારમાંથી ઉદ્ભવેલા કેટલાક સૂક્ષ્મ તાર આ પટને

વિવિધતા અર્પી આકર્ષક બનાવે છે. કર્તવ્યપાલન, આત્મત્યાગ, ઇત્યાદિના સૂક્ષ્મ છતાં વિવિધવર્ણી તાર પણ તેમાં નજરે પડે છે. ઈશ્વરશ્રદ્ધાનો પ્રોજ્જ્વળરંગી ને બળવાન તાર પણ તેમાં દેખાય છે; અને હાસ્યવિનોદના તાર પણ પોતાની ભિન્નતાથી પટને મનોહર બનાવે છે. નિખાલસતા, નીડરતા, નિર્મોહ અને સત્યપાલનના પણ કેટલાય સૂક્ષ્મ તારો તેમાં સ્પષ્ટ ભળેલા જણાય છે. આ અલંકારયુક્ત કથન થોડાં ઉદાહરણોથી વધુ સ્પષ્ટ થશે.

મોતીભાઈ સાહેબ મૂર્તિપૂજામાં ભાગ્યે જ શ્રદ્ધા ધરાવે છે, પણ તેઓ નાસ્તિક કે નિરીશ્વરવાદી તો નથી જ. ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા ધરાવીને તેઓ સામાન્ય રીતે પ્રાતઃકાળમાં ઊઠતાંવેંતજ એક અંગ્રેજી પુસ્તકમાંથી* પોતાના દૈનિક પ્રાર્થના ગંભીરતાથી વાંચે છે; અને ત્યાર પછી જ ઇતર નિત્યકાર્યનો આરંભ કરે છે. એક સ્નેહીની સૂચના ઉપરથી તેઓ આમ નિયમિત રીતે શ્રીમદ્ ભગવદ્ગીતા વાંચવાની ઉમેદ ધરાવે છે. પણ આવા કર્મવીર અને ઉદાત્ત માનવીને એ આધ્યાત્મિક જ્ઞાન શુષ્ક લાગવાનો સંભવ છે; કારણ કે તેમને તો જનસેવામાં જ આધ્યાત્મિક પ્રગતિ દેખાય છે, ને વિશુદ્ધ કર્તવ્યપાલનમાં જ મોક્ષ ભાસે છે. શુભ કાર્ય માટે નિર્મળ વિચાર અને શુદ્ધ સંકલ્પ ઉપર ખૂબ ભાર મૂકતા હોવાથી જ તેઓ પ્રાતઃપ્રાર્થનામાંથી આમ ઘણી પ્રેરણા અને પવિત્રતા પ્રાપ્ત કરે છે.

તો પછી આટ–આટલી પ્રશંસાના અધિકારી શ્રી. મોતીભાઈ શાથી સમગ્ર હિંદમાં કે છેવટે આખા ગુજરાતમાં સુવિખ્યાત નથી? કારણ કે તેઓને પોતાની શક્તિઓનું અને

* 'Precept and Practice' by Constance M. Whishaw.

મર્યાદાઓનું પૂરેપૂરું ભાન છે. તેમની કાર્યપદ્ધતિ વિશાળતા નહિ, પણ સઘનતા તરફ જ મીટ માંડે છે. વિસ્તાર નહિ, પણ ગહનતા જ તેમનું ધ્યેયબિંદુ છે; અને તેથી તો તેમને ચરોતર કે પેટલાદ તાલુકો પણ વિશાળ ક્ષેત્ર લાગે છે. તેમનું આ ધ્યેયબિંદુ સમજ્યા પછી વતન–વહાલની સાંકડી મર્યાદાઓને શિથિલ કરવાનું મારું નમ્ર સૂચન અનુચિત જ ઠરે છે. તેમના નમ્ર નિવેદનમાં ખેડૂતની ઉપમા વડે તેમણે પોતાની મર્યાદિત શક્તિઓનો સ્વીકાર કરી પોતાની કાર્યપદ્ધતિ ખૂબ સ્ફુટ કરી છે.

વિશેષમાં, તેમના નિર્મળ હાસ્ય અને નિર્દોષ વિનોદને સમજવા નીચેનાં થોડાંક પ્રસંગોચિત ઉદાહરણો વાચકને ખૂબ રસપદ થશે.

ઇ. સ. ૧૯૩૬ ના ઓક્ટોબરની આખરે અમદાવાદમાં ગાંધીજીના પ્રમુખપદે મળેલી સાહિત્ય પરિષદ સંમેલનની બેઠકનો ભરચક કાર્યક્રમ ચાલુ હતો. બીજા દિવસની સવારની બેઠક પૂરી થયે પાછા ફરતાં ભદ્રના કિલ્લામાં અચાનક અમીનસાહેબ તેમના સ્નેહીવર્ગ સાથે મને ભેગા થયા. મારા પ્રથમ લેખની પ્રસિદ્ધિ પછી આ પહેલી જ વાર અમે મળ્યા. સંમેલનની સવારની બેઠકમાં મોતીભાઈ સાહેબ ચ્હાપાણી ઇત્યાદિનાં બંધનો-માંથી મુક્ત હોઇને વેળાસર હાજર થયેલા, અને આમ ઘણા પ્રેક્ષકો કરતાં વહેલા ગયેલા. બેઠક પૂરી થયે પ્રેમાભાઈ હોલમાંથી નિકળતી વખતે પણ શાંતિથી, બધા નિકળી જાય ત્યારે સૌથી પાછળ, અધીરાઈ વિના, ભીડ મટયે તેઓ બહાર નિકળતા. રસ્તામાં મને મળતાં વેંતજ તેઓએ કહ્યું: "શાસ્ત્રી, તમેય મારું ઠીક નામ પાડી દીધું છે." "કેમ સાહેબ?" જવાબ: "કેમ, હું તો દ્વારપાળ છું ને? સંમેલનની આજની સવારની

બેઠકમાં ઘણાથી વહેલા જઈ અને સૌથી પાછળ બહાર નિકળી મેં એ નામ બરાબર શોભાવ્યું છે. દ્વારપાળ આમ જ કરે ને ?" સાથેના અનેક મિત્રો કેવળ અટ્ટહાસ્યના વાતાવરણમાં જ આવી ગયા.

બીજું ઉદાહરણ વસોના ગોપાળદાસ બાગમાં આવેલા બાલમંદિર પરત્વેનું છે. તેના ક્રીડાંગણમાં બાળકો માટે તૈયાર કરાવેલે હીંચકે એક નાની બાળકી ઝોલા ખાતી હતી. અમીન-સાહેબ મને બધું બતાવતા હતા. બાળકી પાસે આવતાં તેમણે કહ્યું: "કેમ, શું કરો છો ?" પ્રત્યુત્તરઃ "હીંચકા ખાઇએ છીએ." અમીનસાહેબે પોતાની લાકડીથી હીંચકો અટકાવી કહ્યું: "અમે નહિ ખાવા દઈએ." બાળકી કહેઃ "તો હું તમને મારીશ–મારી નાખીશ." (બાળકીનો આત્મવિશ્વાસ ને હિંમત એ બાલમંદિરને આભારી હશે, પણ હિંસકવૃત્તિ તો આપણા સમાજનાં માબાપોની જ હિંસકવૃત્તિનો પડઘો લાગે છે.) અમીન-સાહેબ કહેઃ "ત્હોય ઝોલા ખાવા નહિ દઇએ." પુત્રવિહોણા આ કાર્યકર્તા પારકાંના બાળકો તરફ પોતાનાં જ અપત્યના જેટલું વહાલ દાખવે છે, અને તેમને વિનોદથી રમાડે છે. શિક્ષકો પણ કોઈ બાળકને 'તું'કારથી એકવચનમાં સંબોધતા નથી, ને તે રીતે બાળપણથી જ તેમનામાં સ્વમાન અને સન્માનની ભાવના જાગૃત કરવામાં આવે છે. શારીરિક શિક્ષાનો સંપૂર્ણ પ્રતિબંધ એ તો શ્રી. મોતીભાઈની દેખરેખ હેઠળ ચાલતી વસોની કેળવણી સંસ્થાઓનું એક વિશિષ્ટ લક્ષણ છે.

ત્રીજો પ્રસંગ પણ ગોપાળદાસ બાગમાં આવેલી ઇંગ્રેજી શાળાનાં બાળકોનો છે. અમે બીજા ધોરણના વર્ગમાં પ્રવેશ કર્યો ત્યારે અંગ્રેજી શ્રુતલેખન (Dictation) ચાલતું હતું.

અનેક બાળકોએ 'ઇન્ડીપેન્ડન્ટ પેન'થી નોટમાં અંગ્રેજી શબ્દો લખ્યા હતા. શિક્ષકે અમીન સાહેબને તે બધા બતાવ્યા. બાળકોનો અભ્યાસ ને સફાઇ પ્રશંસાપાત્ર હતાં. પણ તે દરમ્યાન શ્રી. મોતીભાઈ અન્ય વસ્તુ જ વિચારી રહ્યા હતા. અનેક બાળકો પાસે આવી પેન જોઇ. એક બે બાળકોને તેમણે પૂછ્યું: "પેન કોણે આપી?" કોઇએ કહ્યું: "સાહેબ, મારા ભાઇ પાસેથી મેળવી છે." તો અન્ય કહે: "સાહેબ, મારા બાપે ખરીદી આપી છે." અમીન સાહેબ હસતાં હસતાં કહે: "ઘેર રડીને, માબાપને પજવીને પેન મેળવી હશે? હું જાણું તો..." "ના સાહેબ." અને પછી આવી પેન રાખનાર બાળકોની ગણતરી કરી તો તેની સારી સંખ્યા જણાઈ. તરત જ તેઓ ગંભીર થયા, કારણ કે પરદેશી માલના મોહક અને વ્યાપક સ્વરૂપે તેમની સ્વદેશી ભાવનાને આ વખતે કારી ઘા કર્યો હતો.

હજી એક વિશેષ દૃષ્ટાંત આપું છું. ગોપાળદાસ બાગ આગળની ભાગોળેથી સાંજના અમે ફરવા જતા હતા; સાથે એક બે બીજા સ્નેહીઓ પણ હતા. વણસર ગામના કુંભારની કૂઇનાં જાદૂઈ અને ઇલમી પાણીની ત્યારે સર્વત્ર હાક વાગતી હતી. પચાસ ને સો સો માઇલના અંતરેથી પણ લોકો ગાડી, ખટારામાં કે ગાડામાં મુસાફરી કરીને, અથવા નજીક હોય તો પગપાળા જઇને વણસરનું આ પાણી લેઈ આવતા. સૌ કોઇ ગામડિયા ત્યારે વણસર તરફ ઉભરાતા; અને માટલુ દેગડું, ઘડો કે બરણી ભરીને એ જાદૂઈ પાણી લાવતા. લોકવાયકા હતી કે એ પાણીથી ગમે તેવા રોગ મટે છે. તેનો પરચો અને પ્રતાપ અતિશયોક્તિ ભેર વખણાતા. કહેવાતું કે કૂઇ આગળ કલેકટર સાહેબની મોટર પણ અટકી પડી, ને નાળિયેર વધેર્યું

ત્યારે જ તે આગળ ચાલી! આવા વાતાવરણમાં સાંજના પાણીથી ભરેલા પાત્રને માથે મૂકીને ઘર તરફ પાછા ફરતા અનેક માણસો અમે જોયા. અમીનસાહેબ તો આ જાદૂઈ પાણીમાં શાની શ્રદ્ધા ધરાવે? પણ તે વિષે તેમણે ઘણું સાંભળ્યું હતું. ગામડિયાઓના ભોળપણનો અમને ચોક્કસ ખ્યાલ આપવાના શુભ હેતુથી તેમણે એક વટેમાર્ગુને કહ્યું: "કેમ ઠાકોર, આ પાણી સવારમાં કડવું હોય છે, બપોરે તૂરું લાગે છે, ને સાંજે ગળ્યું લાગે છે, એ ખરી વાત કે?" જવાબ: "હા, બાપજી; તદ્દન સાચું. આ તે કંઇ પાણી છે! નરી જાદૂઈ દવા જાણે! રોગ માત્ર તેનાથી મટે છે. ભગવાને જ જાણે અમ સરખા ગરીબો માટે મોકલ્યું લાગે છે," એમ કહી તે ચાલતો થયો. વિનોદના મૂળમાં રહેલી ગંભીરતા અમે ત્યારે સંપૂર્ણ સમજી શક્યા. કેવળ વિનોદ ખાતર હાસ્ય ઉપજાવવાની કળા પણ આ ગંભીર લાગતા પુરૂષને સહજ છે એ જાણી ઘણાને આશ્ચર્ય થશે. આથી વિશેષ ઉદાહરણો સપ્રમાણતાનો ભંગ કરે તે ભયે હું જતાં કરૂં છું.

નીડરતા પણ વાજબી પ્રસંગોએ અમીનસાહેબ અણનમ રીતે બતાવી શકે છે, કારણ કે પોતે અંગીકૃત કરેલા કાર્યમાં યત્કિંચિત્ સ્વાર્થને પણ તેઓ સ્થાન આપતા નથી. ભયના માર્યા પોતાનું મંતવ્ય ફેરવવું કે અન્યની ખુશામત કરવી તે આ ચરોતરી પાટીદારના સ્વભાવમાં જ નથી. પોલિસખાતું, રેવન્યુખાતું, કે કેળવણીખાતું તેમને પોતાની સત્તાથી આંજી શક્યું નથી, કે શેહથી ડરાવી શક્યું નથી. તેમની નિઃસ્વાર્થ વૃત્તિ વડોદરા રાજ્યના દીવાનસાહેબ સુધીયે વાજબી ફરિયાદ માટે પહોંચી જવા જેટલા તેમને નીડર બનાવે છે. નિખાલસતા તો

તેમની રગેરગમાં ઊંડી ઊતરેલી છે. આતિથ્ય દેવામાં કે સ્વીકારવામાં તેઓ ઉપચાર કે આડંબર વિનાની નિખાલસતા જ દાખવે છે. જાહેર પ્રવૃત્તિઓમાં પણ પ્રતિપક્ષીની નિર્બળતા કે પોતાની યોજનાની સબળતા નિખાલસપણે તેઓ જણાવી દે છે. નીચેનું એક સાદું ઉદાહરણ તેમની લાગણીવેડાથી મુક્ત રહેતી નિખાલસ વૃત્તિને યોગ્ય રીતે પ્રગટ કરે છે.

ગયા એપ્રિલ માસના ઉત્તરાર્ધમાં સૂર્યના સખત તાપમાં ખરે બપોરે કોઈ એક આશાભર્યો ગામડીઓ કેટલાય ઉત્સાહથી અમીન સાહેબને ઘેર આવ્યો. ખેડા જિલ્લા બહારના કોઈ દૂર ગામડેથી તે અત્ર મોતીભાઈ સાહેબની ખ્યાતિથી પ્રેરાઇને તેમને મળવા આવ્યો હતો. પોતાના વતનનો પ્રતિનિધિ બનીને એક નમ્ર વિનંતિ કરવા ઘર પૂછતો પૂછતો અમીનસાહેબને ત્યાં તે આવી પહોંચ્યો હતો. અમે જમીને મેડા ઉપર જતા હતા. પેલો પ્રવાસી નમ્રતાથી કહેવા લાગ્યો: "સાહેબ, ગામમાં એક મંદિર સમરાવીએ છીએ, અને એક કૂવો કરાવીએ છીએ. આપનું નામ સાંભળી હું મદદ માટે આવ્યો છું; તો કંઈક મહેરબાની કરશો." અમીનસાહેબે તેને ગામનું નામ પૂછીને જણાવ્યું કે તે ચરોતર પ્રદેશનું નથી. પેલો પુનઃ કહેવા લાગ્યો: "સાહેબ હું બહુ મોટી આશાએ આવ્યો છું. નિરાશ ન કરતા." તેને પ્રત્યુત્તર મળ્યો: "હું તો મારા પેટલાદ તાલુકાને જ નથી પહોંચી વળતો. તો વળી તમારૂં ગામ તો ચરોતરની ય બહાર આવ્યું; એને માટે તો હું મદદ ક્યાંથી લાવું ? અમારા ય હાથ બંધાયેલા હોય છે. જિલ્લા કે તાલુકા સમિતિને અરજ કરો." ગામડિયો કહે: " પણ બાપજી, થોડી ઘણી મદદ તો આપ કરો જ. બધે

આપ મદદ આપો છો, અને અમારા ગામને જ ટાળી મૂકશો ?" તે બિચારો ભૌગોલિક પ્રદેશના ભેદનું રહસ્ય બરાબર સમજ્યો ન્હોતો. નરી નિખાલસતાથી અમીનસાહેબે પ્રત્યુત્તર દીધો: "જુઓ, કહેનારા કહી રહ્યા ? મંદિર માટે તો હું પાઇ ન આપું કે ન અપાવું; અને કૂવા માટે મારી શક્તિ નથી, મારી પાસે તેવાં નાણાં નથી. હું લાચાર છું. સમિતિને અરજી કરો તો તમારા ગામના કૂવા માટેની ભલામણ કરવા કે કરાવવા તજવીજ કરીશ." નિરાશ વદને પેલા ગામડિયાએ ચાલતી પકડી. કેવી નિખાલસતા અને કેટલું મર્યાદાપાલન !

વિશેષમાં, નિર્મોહ કે નિરહંકાર પણ તેમનામાં અથાગ છે. અમલદાર તરીકે પોતાનાં પર્યટનોમાં કે બદલી અથવા નિવૃત્તિના પ્રસંગે પણ માનપાન લેવાનો, જલસાઓ સ્વીકારવાનો, કે હારતોરાથી વિભૂષિત થવાનો તેમણે હંમેશાં એક નિયમ તરીકે સંપૂર્ણ ને સફળ ઇનકાર જ કર્યો છે; તેમ જ કેવળ ખુશામત વૃત્તિથી અમલદારશાહીને પ્રસન્ન કરવા માટે તેમણે પોતે સમારંભો કે હારના પ્રસંગો ભાગ્યે જ ઉપસ્થિત કર્યા છે. આના સમર્થનમાં વળી એક વાત જણાવી લેઉં. એક વખત કોઈ આનંદની પળે તેઓ નિખાલસતાથી મને કહેવા લાગ્યા: "અને મારા જીવનની મોટામાં મોટી ઇચ્છા તો એ છે કે. . ." કંઈક મહત્ત્વની વાત તેઓ જણાવે છે તેમ ધારી હું પણ સાવધ અને ગંભીર બન્યો, ને બોલ્યો: "શી સાહેબ ?" "મારા મરણ બાદ મારું કોઈ પણ પ્રકારનું સ્મારક ઊભું ન થાય તે. વસોના આ મારા મિત્રો ને સ્નેહીઓ તેમ કર્યા વિના જંપશે નહિ તેવો મને ભય છે; જો કે હું તો મારી ઇચ્છા બર લાવવા બનતી તજવીજ કરું છું જ. પણ કોણ જાણે કેવીક મારી ઇચ્છા સિદ્ધ થશે ?"

મરણોત્તર સ્થિતિ માટે પણ આટલો નિર્મોહ ને નમ્રભાવ સેવતા અમીનસાહેબ કેટલા મહાન અને પ્રશંસાપાત્ર છે ? 'માનવ-સાગરનું પોતે એક બુદ્બુદ; મહાન ભેખધારી આગળ પોતાની સેવા તો કેટલી અલ્પ ને તુચ્છ છે !' આ જ ભાવ તેમના હૃદયને હંમેશાં શુદ્ધ અને પવિત્ર રાખે છે.

આજ સુધીમાં તેઓએ તનથી, મનથી તેમજ ધનથી ચરોતરની અને ખાસ કરીને પેટલાદ તાલુકાની ને વસોની વિવિધ સેવાઓ કરી છે, તથા તે રીતે ગુજરાતને પણ ઋણી કર્યું છે. પોતે હાથ ધરેલી હરકોઇ જાહેર સંસ્થામાં તેમણે ઉદાર ને પ્રસન્ન ચિત્તે સારો આર્થિક ફાળો આપ્યો છે, ને આમ વિત્તૈષણાથી પર થવાનો પ્રયત્ન કર્યો છે.

આજે તેઓ બાળકેળવણીના, પ્રાથમિક કેળવણીના ને સહકેળવણીના પ્રયોગો કરી રહ્યા છે, અને તેના જટિલ પ્રશ્નોને ધરમૂળથી વિચારતા જાય છે. કુમાર અને કુમારીઓનાં સામાજિક કર્તવ્યો ભિન્ન હોવાથી સહકેળવણીને બદલે તેમની જરૂરિયાતોને ઉચિત જૂદી કેળવણી આપવી જોઇએ, ને તો જ કેળવણી વધુ સફળ થાય; કેળવણી તે કાંઈ રાજકારણની દાસી નથી, અને તેનું દૃષ્ટિબિંદુ કેવળ એક રાષ્ટ્ર નહિ, પણ સમગ્ર જગત્ હોવું જોઈએ. આવાં આવાં તેમનાં મંતવ્યો કેવળ કલ્પનામૂલક નથી, પણ સંગીન અનુભવ ઉપરથી જ રચાયેલાં છે. કેળવણીની વાસ્તવિક ગૂંચોને તેઓ સ્વતંત્ર વિચારશક્તિથી નિરખે છે, ને શક્ય હોય ત્યાં તેમને ઉકેલે છે. પ્રાથમિક કે માધ્યામિક શિક્ષણ આપતી શાળાઓમાં હુન્નરઉદ્યોગની આવશ્યકતા જ્યારે આજે ખૂબ ચર્ચાસ્પદ વિષય બની શિક્ષિત વર્ગનું ધ્યાન ખેંચી રહી છે, ત્યારે વસોની એ. જે. હાઈસ્કૂલે તો શ્રી. મોતીભાઈની પ્રેરણા

ને દેખરેખ હેઠળ તેનો ઘણાં વર્ષો થયાં આકર્ષક આરંભ કરી દીધો છે.

ચરોતરની આવી મૂક ભાવે સંગીન સેવા કરનાર અમીનસાહેબ આજે વસો કેળવણી મંડળના અગ્રણી છે, વસો સહકારી બેંક લિ. ના પ્રમુખ છે, 'ચરોતર' માસિકના તંત્રી છે, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રી છે, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના અધ્યક્ષ છે; અને પેટલાદ તાલુકાની શિક્ષણ, આરોગ્ય તથા પુસ્તકાલય વિષેની પ્રવૃત્તિઓ ચલાવતી સંસ્થાઓના તેઓ સર્જક કે સુકાની છે. શિક્ષક થવાના કોડ ધરાવતા આ કાર્યકર્તા આમ સેવા કરતાં કરતાં કેળવણીમાં વિશારદ બન્યા છે એટલું જ નહિ, પણ એક સામયિકના તંત્રી થયા છે, અને સહકારશાસ્ત્રના જ્ઞાતા બન્યા છે.

ત્યારે આ સર્વ પ્રવૃત્તિઓના સાર રૂપ તેમનું સૌથી મોટું કાર્ય કયું? તેમનાં પોતાનાં જ વચન આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપે છે:—**મારી જિંદગીનું મોટામાં મોટું કામ કયું એમ જો કોઈ પૂછે તો હું પેટલાદ લોનફંડના કામને આગળ ધરૂં.** મારા જીવનમાં સારૂં છે તેમાંનું ઘણું પેટલાદ લોનફંડને આભારી છે. મારામાં જે દોષો અને ત્રુટિઓ છે તે આ લોનફંડના વહીવટમાં ઊતરી છે. પણ ચરોતર વિદ્યાર્થી સ. સ. મંડળ લિ. ના વહીવટમાં તે દૂર કરવામાં આવી છે. આ ફંડને લઈને અનેક વિદ્યાર્થીઓ સાથેનો મારો સંબંધ ત્રીસ વર્ષ સુધી સતત લંબાયો છે... ... ...આ કામ કરવાથી થોડે ખર્ચે મોટાં ફળ મેળવી શકાયાં છે, સ્વાશ્રયના ધોરણે યુવકોની મહત્ત્વાકાંક્ષા

પોષી શકાઈ છે, અને નજીવા સ્વાર્થના ભોગે પરોપકારનું મહાન કાર્ય કરી શકાયું છે.[૬]

પેટલાદ, આણંદ કે વસો તેમની જાહેર પ્રવૃત્તિઓનાં પ્રધાન કેન્દ્રો છે. શ્રી. અમૃતલાલ ઠક્કર જેવાને પણ ગુજરાતમાં કે ગુજરાત બહાર કોઇ જાહેર કાર્ય માટે સ્વયંસેવકોની જરૂર હોય ત્યારે શ્રદ્ધા ને સંતોષની વૃત્તિથી તેમની દૃષ્ટિયે આ કેન્દ્રો તરફ જ દોડે છે, એ હકીકત શ્રી. મોતીભાઈનાં સેવાકાર્યની સબળ અસર પુરવાર કરવા માટે પૂરતી છે.

તેઓ ગામડાંની દુર્દશા જાણે છે, ખેતીની પડતી પિછાને છે, જમીન મહેસૂલનો અસહ્ય બોજો તેમને અકળાવે છે, અમલદારી જુલમને તેઓ પડકાર દે છે, વેઠને વખોડી કાઢે છે, અને ગામડાંના આંતરિક ક્લેશથી ને અજ્ઞાનથી ત્રાસી જાય છે. તેઓ ગરીબ છતાં બુદ્ધિશાળી વિદ્યાર્થીની બ્હાંય ઝાલે છે, સામાન્ય વિદ્યાર્થીને જરૂરી શીખ દે છે, ને ઉચ્છૃંખલ વિદ્યાર્થીઓનાં હૃદય જીતી લે છે. વિશુદ્ધ અને ઉત્તમ વિચાર જ મનને નિર્મળ રાખી શકે છે, અને સદ્‌વિચાર માનવ જીવનના ઘડતરમાં કીમતી તત્ત્વ છે, એ તેમની માન્યતા તેમને વિદ્યાર્થી–માનસ સમજવામાં ખૂબ મદદગાર થાય છે. તેઓ જેમ ગ્રામજનોની ઉદારતા કે લુચ્ચાઇથી તથા ખેડૂતોની ખાનદાની કે ખંધાઈથી પરિચિત છે, તેમજ વિદ્યાર્થી–આલમની સાદાઇ અને વિલાસવૃત્તિથી પણ વાકેફ છે.

આચરણમાં મૂકાય તેટલું મિત ભાષણ કરનારા આ અમીનસાહેબ સ્વભાવે સાત્ત્વિક અને ગુણગ્રાહક છે. શિસ્ત અને

---

૬ જુવો 'ચરોતર' વર્ષ ૭, અંક ૨, પૃ. ૬૨

સંયમ તેમને પ્રિય છે; અને અતિશયોક્તિ ને આડંબર તો તેમના આગળ ટકી શકતાં જ નથી. હજુ બે વર્ષ સુધી તેઓ પોતાનું પ્રવૃત્તિમય જીવન આમ ચાલુ રાખનાર છે, અને પછી ઈશ્વરેચ્છા હશે તો તેમાંથી નિવૃત્તિ લેશે. એ નિવૃત્તિસમયમાં તેઓ પોતાના વિદ્યાર્થીજીવનનાં મધુર સંસ્મરણો અને પોતાના જાહેરજીવનનાં મીઠાં સંભારણાં જનતાની જાણ માટે વિગતવાર લેખ રૂપે પ્રસિદ્ધ કરશે એવી હું સકારણ આશા રાખું છું. સાર્વજનિક કાર્યોની જવાબદારીમાંથી મુક્ત થતાં તેઓ વિષે સર્વને ઘણી ચોક્કસ હકીકત જાણવાની મળશે. ત્યારે ય જો ગુજરાત આવા અનુભવી અને સેવાશીલ કાર્યકર્તાનો લાભ ઉઠાવવા જેટલું જાગૃત થાય તો તે તેનું મહાન્ સદ્‌ભાગ્ય ગણાશે. 'સાઠી'માંયે કુશાગ્ર બુદ્ધિ, નિર્મળ મન અને અખૂટ ઉત્સાહ ધરાવતા ચરોતરના આ સપૂત ઉપર ઇશ્વરના 'શરદઃ શતં' ના આશીર્વાદ ઊતરો અને તેમની પાવનકારી પ્રવૃત્તિઓનો પ્રવાહ અખંડિત રીતે ચાલુ રહો એ જ આપણી તેમના તરફની શુભેચ્છા હોઇ શકે. ગરવી ગુજરાત તેમના નિઃસ્વાર્થ કાર્યને આગળ ધપાવીને જ વધુ ગૌરવવંતી બનશે, અને ત્યારે જ તે તેમની મહત્તાનાં સાચાં મૂલ્ય આંકી શકશે.

---

* મોતીભાઈ સાહેબના દુઃખદ અવસાનની પ્રથમ ખંડમાં નોંધ લેવામાં આવી છે જ.–કર્તા

# ‘સાહિત્યને ઓવારેથી’ : કેટલાક અભિપ્રાયો

“આ વિવેચનગ્રંથ છે, નિબંધાવલી છે, અને જીવનપરાગને ઝીલતી ચરિત્રમાલા પણ છે......અર્વાચીનો તેમજ......ગઇ કાલના સંસ્કારપૂજકો એ સર્વનાં જીવન તેમજ સાહિત્યની ફોરમ પ્રગટાવતી દીલસોજ દૃષ્ટિએ લેખકે આ ચિત્રો આલેખ્યાં છે. આલેખન શૈલીમાં સમત્વ, ગાંભીર્ય અને સહાનુભૂતિભર્યું ગુણાવલોકન છે. નિરૂપણમાં માધુર્ય નિતરે છે, છતાં નરી પ્રશંસા અને કેટલાક પ્રોફેસરોનું પંતુજીપણું પૂરવાર કરતી વખાણ-ઘેલછા નથી.”

( જન્મભૂમિ )

“સ્વભાવચિત્રો સાથે વિવેચનના સુમેળનું આ પુસ્તક સારૂં દૃષ્ટાંત પૂરૂં પાડે છે.” (જન્મભૂમિની ‘રેડિઓ’ વાતચિતમાંથી)

“લેખકે જીવન અને સાહિત્યને છૂટાં છૂટાં નિરૂપ્યાં છે, અને પરિચય ટૂંકું જીવનચરિત્ર હોય એવો આભાસ કરાવે છે. ગંભીરતા અને ગુણમુગ્ધતાને લીધે લેખકશૈલી શિષ્ટ અને અભ્યાસપૂર્ણ બની છે.......દૂભવવાના લેશમાત્ર આશય વિના, છતાં સત્યદર્શન કરાવવાની રહેજ પણ આનાકાની કર્યા વિના તેમણે સૌને ન્યાય કર્યો છે.” ( પ્રજાબંધુ )

“આ તમામ લેખોનાં દર્શનથી ગુજરાતની સંસ્કારભૂમિનો અને નેતાઓનો આછો ખ્યાલ તો અવશ્ય આવી જાય છે. આપણે ત્યાં રેખાચિત્રો દોરવાના જે જૂદાજૂદા પ્રયાસો થયા છે તેમાં આ પ્રવાસ વિશિષ્ટ અને સ્થાયી છાપ પાડે એવો છે...... ગુજરાતના સાહિત્યપ્રેમીઓ આ પુસ્તકને વાંચવાનું રખે વિસરે.”

( ગુજરાતી )

"માત્ર માહીતી પૂરતો જ નહિ, પણ સાહિત્યની દૃષ્ટિએ પણ આ ગ્રંથ મહત્ત્વનો છે, અને શિષ્ટ ગદ્યમાં એક સારા પુસ્તકનો ઉમેરો કરે છે......કોલેજના ઉચ્ચ અભ્યાસમાં ઉપયોગી થાય તેવા વિષયના ગ્રંથો આ જ પદ્ધતિએ લખાય એ ઇચ્છવા યોગ્ય છે." (બુદ્ધિપ્રકાશ)

"એકંદર રીતે જોતાં આ ગ્રંથ માત્ર વિશિષ્ટ પ્રકારનો અભ્યાસગ્રંથ જ નહિ હોતાં જીવનચરિત્રો અને વિવેચનકલાનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે." (પ્રતાપ)

"પ્રથમ નજરે પણ તેમાં કર્તાના ઊંડા અભ્યાસ, અધ્યયન અને અવલોકન સ્પષ્ટ દેખાઇ આવે છે. વિશદતા અને વિચારશીલતા સાથે સ્પષ્ટ વક્તવ્ય ધ્યાન ખેંચે છે. ગુજરાતી સાહિત્યના સંસ્કારસ્વામીઓની આવી આબેહુબ પિછાન આપતા અવલોકનશીલ પરિચયલેખો ગુજરાતને બહુ મળ્યા નથી......આ આખીયે કૃતિ અભ્યાસપૂર્ણ તેમજ અભ્યાસપાત્ર છે." (હિંદુસ્થાન)

"મનોહર રેખાચિત્રો ઉપરાંત ગુજરાતી સાહિત્ય ને સંસ્કારના ઇતિહાસ તથા પ્રવાહનું દિગ્દર્શન કરતાં કરતાં મંત્રમુગ્ધ બની જવાય છે. ભાષાશૈલી એવી શુદ્ધ, સંસ્કારી ને છટાભરી છે કે વિષય સાહિત્યનો છતાં પુસ્તક રસભર્યું, આહ્લાદક વાચન પૂરૂં પાડે છે. પાઠશાળાઓ તેમ પુસ્તકાલયો આ ઉત્તમ કૃતિને વહેલામાં વહેલી તકે વસાવી લે." (પુસ્તકાલય)

"'સાહિત્યને ઓવારેથી' એ સાહિત્યના વિવેચનની જ માત્ર નહિ, પરંતુ સાહિત્યસ્વામીઓનાં મૂલ્યાંકન માટેની સફળ કૃતિ છે. આપણા દરિદ્ર વિવેચનસાહિત્યમાં આ ગ્રંથ મહત્ત્વનો ઉમેરો કરશે." (નવસૌરાષ્ટ્ર)

"પ્રો. શાસ્ત્રીએ આ સંગ્રહમાં ગુજરાતના સાહિત્ય ને સંસ્કારસ્વામીઓનાં સરલ શબ્દચિત્રો આપ્યાં છે. ગુણદર્શન સાથે તે વ્યક્તિની ત્રુટિઓ અને દોષો દર્શાવવાની પ્રો. શાસ્ત્રીની રીત કટુતારહિત છે.......લેખક પાસે વિશિષ્ટ શૈલી છે, અને એ જ શૈલીને લીધે તે કડવાં સત્યો મીઠી રીતે કહી દે છે." (ફૂલછાબ)

"આ સંગ્રહમાં પ્રો. શાસ્ત્રીએ ગુજરાતી સાક્ષરોનો અને તેમની સાહિત્યસેવાનો સમભાવપૂર્વક છતાં પ્રિયકર થાય તેવી સ્પષ્ટતાથી પરિચય કરાવ્યો છે......લેખકની ભાષા સંસ્કારી છતાં ક્લિષ્ટતાના દોષરહિત છે. એમની શૈલી લોકપ્રિય બને તેવી છે; અને જે વ્યક્તિઓનાં ચિત્રો તેમણે દોર્યાં છે, તેમાં સમભાવભરી રીતે એમના જીવનમાં તેજ–છાયાનું ચિત્રણ અભ્યાસકની પીંછીએ કર્યું છે. તેથી એમના નિબંધો ઉઠાવદાર છતાં ઐતિહાસિક પાયા ઉપર ઉભાં કરેલાં સ્મૃતિચિહ્ન સમા બન્યા છે." (પ્રજામિત્ર–કેસરી)

"એમાં સમદ્રષ્ટિથી સમતુલા જાળવી અભ્યાસની દ્રષ્ટિએ સત્ય ચિત્રો અપાયાં છે. માત્ર ગુણપૂજા જ એમાં નથી, સવિવેક દોષો પણ બતાવાયા છે; અને આ સંસ્કારમૂર્તિઓની બધી બાજુની સરસ પિછાન અપાઈ છે. સાહિત્યના ઇતિહાસની દ્રષ્ટિએ, અભ્યાસની દ્રષ્ટિએ, વિવેચનકલાની દ્રષ્ટિએ, અને રેખાચિત્રોના આદર્શ નમૂનાઓની દ્રષ્ટિએ આ પુસ્તક ઘણું મહત્ત્વનું છે, અને એનાથી આપણા સાહિત્યમાં એક સંગીન ઉમેરો થયો છે. અમે લેખકને તેમના ઊંડા અભ્યાસ, નિડરતા, સમભાવ અને તુલના-શકિત માટે ધન્યવાદ આપીએ છીએ." (લોકવાણી)

"ઝીણામાં ઝીણી નજરે અવલોકન કરવામાં દરેકની સત્ય હકીકત જરા પણ ગભરાયા વગર (લેખકે) રજુ કરી છે. વિદ્વાનોના સુઘટિત પરિચય આપણને આ સંગ્રહમાં મળે છે. (નવગુજરાત)

" વિવેચકની નિષ્પક્ષ વૃત્તિ સાથે સર્જકની કલાદ્રષ્ટિ એમાં તરવરી રહે છે......શ્રી. શાસ્ત્રી વ્યક્તિઓને ઓળખાવીને એ વ્યક્તિઓના સાહિત્યની સમીક્ષા બહુ સુંદર ને કલાત્મક રીતે કરે છે......આલેખન સચોટ છે......સરસ છે; સ્પષ્ટ વક્તવ્યવાળું છે તેટલું સમતોલ છે.........પ્રો. શાસ્ત્રીએ તેમના ઊંડા અભ્યાસના ફળરૂપ આ સાહિત્યવિવેચનનું મૂલ્યવાન પુસ્તક આપીને ગુજરાતમાં સાહિત્યકારોની ચરિત્રાવલીઓની જે એક ઊણપ છે તે પૂરવામાં પ્રશસ્ય ફાળો આપ્યો છે." (રાજસ્થાન)

" ગુજરાતના સંસ્કાર અને સાહિત્યસ્વામીઓનાં વ્યક્તિત્વની પિછાન આ શબ્દ–ચિત્રાવલીઓ દ્વારા અને આકર્ષક રીતે રજુ કરી પ્રો. શાસ્ત્રીએ એમના અનુગામીઓ માટે એક નવો માર્ગ દેખાડયો છે.

શૈલી રોચક, મીઠી અને રજુઆત કલાયુક્ત હોય તો વ્યકિતઓનાં રેખાચિત્ર પણ નવલિકા અને વાર્તાઓ જેવાં આકર્ષક બનાવી શકાય એ પ્રો. શાસ્ત્રીએ આ પુસ્તક આપણને આપી સિદ્ધ કરી બતાવ્યું છે.......વ્યક્તિઓને પારખવાની એમનામાં જે સુંદર શક્તિ છે, તેનો લાભ લેઇ ગુજરાતનાં અન્ય ક્ષેત્રોમાં ઘુમતી પ્રસિદ્ધ વ્યક્તિઓનાં રેખાચિત્રો આંકી પ્રો. શાસ્ત્રી ઇંગ્લેન્ડના એ. જી. ગાર્ડિનરની માફક ગુજરાતનાં જીવનને ઘડનાર અન્ય વિભૂતિઓની શબ્દ–છબી આપે એવી આશા આપણે જરૂર સેવીએ." ( મુંબઇ સમાચાર )

" પુસ્તક મને ગમ્યું છે...જીવન્ત સાક્ષરોની શબ્દચિત્રાવલી છતાં વિવેકબુદ્ધિ ભૂલ્યા નથી, તે માટે ધન્યવાદ."

( શ્રીમતી હંસા મહેતા )

"I have carefully gone through your delightful book, and am highly pleased at your complete mastery of the subjects you have handled. The criticism is brilliant, penetrating, creative and constructive. Without being unduly personal, it is fairly and candidly eulogistic; and yet without being unnecessarily captious and censorious, you are always straightforward and direct in your animadversions......

I am sorry I have no words to praise your excellent and perfect command over words. Your style may be a trifle sanskritized, but it is an adequate means to convey the subtlest of significences as well as all varieties and shades of ideas......

My hearty congratulations on your fine literary venture."

*Prof. F. C. Davar,*
GUJARAT COLLEGE.

---

# મહત્ત્વની શુદ્ધિઓ

નાના મુદ્રણદોષો પોતે સુધારીને વાંચવા વાચકને વિનંતિ છે.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩ | ૨૧ | દે છે ! | દે છે ! |
| ૫૨ | ૨૨ | તેમમા | તેમના |
| ૫૩ | ૨૪ | પછી | પછી તેઓ |
| ૫૪ | ૧ | સાથે | સાથે તેમણે |
| ૫૪ | ૧૨ | ચપળને | ચપળ ને |
| ૫૯ | ૧૪ | વિરલ છે. | વિરલ છે ! |
| ૬૩ | ૧૫ | પ્રશંસામાત્ર | પ્રશંસાપાત્ર |
| ૯૩ | ૨૦ | અર્પે ? | અર્પે ! |
| ૯૯ | ૨૨ | જોડાણીની | જોડણીની |
| ૧૫૧ | ૧૧ | પ્રફુલ્રી | પ્રફુલ્લી |
| ૧૬૭ | ૧૭ | કવિએ | કવિની |
| ૧૮૨ | ૨૦ | અથવાતો | અથવા તો તેઓ |
| ૨૧૧ | ૧૬ | રમણભાઇને | રણછોડભાઇને |
| ૨૧૩ | ૬ | અનુભવચોચર | અનુભવગોચર |
| ૨૧૩ | ૨૧ | સરમુઅત્યારી | સરમુખત્યારી |
| ૨૩૪ | ૧ | આપખળ | ખળ |
| ૨૪૩ | ૧૯ | એક્તા | એકતા |
| ૨૪૭ | ૨૩ | સામાયિકના | સામયિકના |
| ૨૫૦ | ૩ | જાણવાની | જાણવાના |
| ૨૬૯ | ૧૧ | રસપદ | રસપ્રદ |

---

Nallini Printery Bombay 2